છું. માટે આપની આગળ કહું છું. એમ કહી તેણે સ્વપ્નાંનું ફળ કહી સંભળાવ્યું. ચોથા સ્વપ્નાનું—બે માળા દેખી તેનું—ફળ તે (ઉત્પલ) જાણી શક્યો નહિ, ત્યારે તેનું ફળ મહાવીર ભગવાને પોતેજ કહ્યું કે :—

"हे उप्पल! जण्णं तुमं न याणासि, तण्णं अहं दुविहं सागाराणगारियं धम्मं पण्णवेहामि" હું શ્રાવક અને સાધુ એમ બે પ્રકારે ધર્મની પ્રરૂપણા કરીશ.

**સ્વપ્નાં ક્યારે આવ્યાં?**

ભગવાન મહાવીરને **શૂલપાણી** યક્ષનો ઉપસર્ગ ક્યારે થયો? દશ સ્વપ્નાં ક્યારે આવ્યાં, તેની સાલ સંવત કોઈ ગ્રંથમાં નથી; પરંતુ ભગવાનની દીક્ષા થયા પછી–તેજ વર્ષે એટલે કે દીક્ષા લીધી તે વર્ષના શ્રાવણ સુદિમાં આ પ્રસંગ બન્યો હશે. એ હિસાબે મહાવીર ભગવાનની ઉમર લગભગ તે સમયે ૩૧ વર્ષની હોવી જોઈએ. તેથી આ પ્રસંગ આજથી ૨૫૦૩ વર્ષ પહેલાં બન્યો કહેવાય.

આમ શૂલપાણિ યક્ષનો ઉપસર્ગ અને પ્રભુ મહાવીરનાં દશ સ્વપ્નો વિષે ટૂંકમાં વિચાર કર્યો છે. ભગવાનના જીવનની દરેક ઘટના ઉપર વિસ્તારથી નિષ્પક્ષ–ગંભીર પદ્ધતિથી ચર્ચા થવાથી તેમાં ઘણો પ્રકાશ થશે. ભગવાન મહાવીરનું એક આદર્શ ચરિત્ર તૈયાર કરીને જગત સમક્ષ મૂકવામાં, ખરેખર, એ પ્રભુની પરમ ઉપાસના રહેલી છે.

---

હતો, છતાં જૈનધર્મ ઉપર તેની અટલ શ્રદ્ધા હતી. તે અષ્ટાંગ નિમિત્ત વિદ્યામાં નિષ્ણાત હતો, એમ ગુણચંદ્રસૂરિ લખે છે;

तत्थ य उप्पलो नाम परिवायगो पासजिणतित्थपूव्वपडिवन्नसामन्नो भोमुप्पायसुमिणंतलिक्खअंगसलक्खणवंजणरूवअट्ठंगणमहानिमितसत्थपरमत्थ-वियाणगो। महावीर ચરિત્ર પૃ. ૧૫૩. મહાવીર ચરિયં અને હેમચંદ્રાચાર્યના દશમા પર્વમાં લખ્યું છે 'ઉત્પલ' પહેલાંથીજ ત્યાં આવી પહોંચ્યો હતો.

: ૪૧ :

## મારવાડનું એક પ્રાચીન નગર

# બાહડમેરું[1]

સંસારની દરેક વસ્તુ ઉપર સમયનો પ્રભાવ પડેજ છે. આજે કલકલ નાદોથી ગાજતું શહેર કાલે ઉજ્જડ વેરાન બનીને સ્મશાન જેવું થઇ જાય છે. જ્યાં માનવીનો અવાજ સરખો પણ સાંભળવો મુશ્કેલ હોય તેવું નિર્જન એકાંત વન, શહેર બની જાય છે. પૂર્વ દેશની રાજધાની સમી રાજગૃહી, ચંપાપુરી, તક્ષશિલા વગેરે નગરીઓ આ વાતના બોલતા પુરાવા રૂપ છે. અહીં આપણે આવી જ—જેનો ભૂતકાળ અનેક ભવ્યતાથી ભરેલો છે—એક નગરીનો પરિચય કરીશું.

કરાંચીના શ્રી જૈન સંઘની વિનતિથી પૂજ્યપાદ શ્રી વિદ્યાવિજયજી મહારાજ આદિની સાથે કરાંચી તરફ વિહાર કરતાં અમે તા. ૨૮-૨-૩૭ ના દિવસે **બાડમેર** ( Barmer ) પહોંચ્યા. આ **બારમેર** જોધપુરથી સિંધ હૈદ્રાબાદ જતી (જે. આર.) રેલ્વેનું સ્ટેશન છે. અહીં આવ્યા પછી અમારા જાણવામાં આવ્યું કે ઘણાં વર્ષો પહેલાં, આ બાડમેરથી

---

[1] જૈન સત્યપ્રકાશ ૧૯૯૩

લગભગ ૧૪ માઇલની દૂરીપર, "**બાહડમેર**" નામનું એક મોટું અને અતિ સમૃદ્ધ શહેર હતું. તે શહેરનો નાશ થયા પછી એ જ (બારમેડ) નામનું નવું ગામ વસાવવામાં આવ્યું હતું. ઐતિહાસિક સાધનોના આધારે આ "બાહડમેર" શહેરની વિશેષતા મને જણાઇ અને સાથે સાથે આ ગામની સાથે **સૌરાષ્ટ્ર** તેમજ **ગુજરાત**નો પણ સારો સંબંધ હતો એમ જણાયું, એટલે મારું મન તે પ્રાચીન શહેર તથા વર્તમાન બાડમેર સંબંધી લખવાને પ્રેરાયું.

## પ્રાચીનતાના પુરાવા:

**નામ**—**બા**હડમેરનું નામ પ્રાચીન શિલાલેખો, પટ્ટાવલીઓ અને બીજાં પુસ્તકોમાં "**બાહડમેરુ**" કે "**બાહડમેર નગર** તરીકે જોવામાં આવે છે. આનું નામ "બાહરમેર" શા ઉપરથી પડ્યું, તે સંબંધી ઐતિહાસિક પ્રમાણ મને મળ્યું નથી. પણ "**બાહડ**" એ પ્રાકૃત શબ્દ છે અને તેનો સંસ્કૃત ભાષામાં "વાગ્ભટ"[1] અર્થ થાય છે, અને "**મેરુ**" શબ્દ તે નગર અથવા ગામની સાથે લગાડવામાં આવે છે કે જે નગર અથવા ગામ પર્વતોથી ઘેરાયેલું—પર્વતોની વચમાં હોય, પર્વતની ટેકરી ઉપર હોય અથવા તો પર્વતની તળેટીમાં વસેલું હોય. એટલે આનો કોઇને કોઇ પ્રકારનો સંબંધ **વાગ્ભટ**ની સાથે હોવો જોઇએ એમ લાગે છે. જે **વાગ્ભટ**ના નામ ઉપરથી આ ગામ વસ્યાનું આપણને જણાય છે તે **વાગ્ભટ** સંબંધી કશી માહિતી આપણને મળતી નથી. ગુજરાતના સોલંકી રાજાના એક મંત્રીનું નામ **વાગ્ભટ** હતું, જે ઉદયન મંત્રીનો પુત્ર થતો હતો. અજમેર અને મારવાડના બીજા રાજાઓને જીતવામાં તેણે ઘણો સારો ફાળો આપ્યો હતો,

---

૧. જુઓ વાગભટ્ટાલંકર, હેમચંદ્રનું પ્રાકૃત વ્યાકરણ વગેરે.

એમ "પ્રબંધ ચિંતામણિ" વગેરે ગ્રંથોથી જાણી શકાય છે. આ અથવા બીજા કોઈ "બાહડ"ના નામથી આ ગામ વસ્યું હશે.

બાહડમેરુ ક્યારે વસ્યું તે સંબંધી માહિતી પણ મને મળી નથી. છતાં તપાસ કરતાં જણાય છે કે બારમી સદીમાં તો આ નામનું નગર હૈયાત હતું જ. આ વાત નિમ્ન કેટલાંક પ્રમાણોથી સાબિત થઇ શકે એમ છેઃ—

(૧) વિધિપક્ષ (અંચલગચ્છ) ની મોટી પટ્ટાવલી જે ગુજરાતીમાં છપાએલ છે, તેમાં લખ્યું છે કે–"શ્રીજયપ્રભુસૂરિજીએ વિ. સં. ૧૦૦૭ માં **ભિન્નમાલ**માં પરમાર વંશના રાઉત **સોમકરણજી**ને તેના વંશજો સહિત પ્રતિબોધી જૈન બનાવ્યા. વિ. સં. ૧૧૧૧માં મુગલોએ આ **ભિન્નમાલ**નો નાશ કર્યો ત્યારે તેના (**સોમકરણ**ના) વંશના રાય '**ગાંગા**' **ભિન્નમાલ**થી નાસીને **બાહડમેર** ગયા. ત્યાં પરમાર વંશનો **દેવડ** રાજા હતો."–(પૃ. ૨૦૪)

(૨) **ઉદ્ધરણ** નામનો એક મંત્રી વિક્રમની તેરમી સદીમાં થઇ ગયો. તે જૈનધર્મ પાળનારો હતો. તેના પુત્ર "**કુળધરે**" બાહડમેરુમાં उत्तुंगतोरण નામનું જૈનમંદિર બનાવ્યાનો ઉલ્લેખ **શ્રીક્ષમાકલ્યાણ**કૃત ખરતરગચ્છની પટ્ટાવલીમાં મળે છે.[1]

આ ઉલ્લેખો એટલું તો નિશ્ચિત કરે છે કે **બાહડમેરુ** વિ. સં. ૧૧૧૧ પહેલાં વસ્યું હતું.

---

૧. उद्धरणमंत्री सकुटुम्बः खरतरगच्छीय श्रावकश्च बभूव । तस्य च कुलधरनामा पुत्रो जातः, येन वाहडमेरुनगरे उत्तुंगत्तोरणप्रासादः कारितः

ખરતર ગચ્છની અપ્રકાશિત પટ્ટાવલી, પૃ. ૧૨

**પ્રાચીન બાહડમેરની હાલત :**

અત્યારનું **બાડમેર** કે જ્યાં **જોધપુર** સ્ટેટના હાકિમ રહે છે, તેનાથી બાર–ચૌદ માઇલ દૂર નૈઋત્ય ખુણામાં એ પ્રાચીન ગામ વસેલું હતું. સિંધ હૈદ્રાબાદ રેલ્વેના જસાઇ ( Jasai ) સ્ટેશનથી લગભગ ચાર માઇલની દૂરી પર આ ગામ વસેલું હતું. સોલંકીઓની આબાદીના કાળમાં આ નગર ઉન્નત દશામાં હતું, અને વીરતા, ધનિકતા અને દયા માટે દૂરદૂર સુધી પ્રખ્યાત થયું હતું. ત્યાં અનેક જૈન અને વૈદિક મંદિરો હતાં. પાઠશાળાઓ અને બીજી પરોપકારી સંસ્થાઓ બાહડ-મેરની કીર્તિમાં વધારો કરતી હતી. અનેક જૈનાચાર્યો અને શ્રીમન્ત શ્રાવકોથી એનો ઇતિહાસ ઉજ્જવળ બનેલો છે. પણ કાળાંતરે એની પડતી થઇ અને અત્યારે તેને લોકો **"જૂના"** નામથી ઓળખે છે. નકશામાં પણ એનો **"જૂના"** તરીકે ઉલ્લેખ થાય છે.

પ્રાચીન કાળની પોતાની અનેક ભવ્યતાઓને પોતાના પેટાળમાં સમાવી દઇને ધ્વસ્ત દશામાં પડેલા આ નગરને જોવાની અમારી અભિલાષા થઇ. એટલે ઇતિહાસના વિષયમાં રસ લેતા વિદ્વદ્વર્ય પૂજ્ય **જયંતવિજયજી મહારાજ** તથા **શ્રીમાન્ વિશાળવિજયજી** મહા-રાજની સાથે હું તા. ૬–૩–૩૭ ના દિવસે "જસાઇ" થી "જૂના" ગયો. કુદરત માતાએ ઘડેલી પહાડની ઉંચી ઉંચી દીવાલો આ નગરના કિલ્લાનું કામ કરે છે. પ્રવેશ કરતાં પ્રારંભમાં જ્યાં ઉંચાઇ આવે છે ત્યાં પત્થરનો કોટ બનેલો છે. કહેવાય છે કે આ કોટનો ચારે બાજુનો ઘેરાવો દશ માઇલનો છે. ગમે તેવો બળવાન શત્રુ પણ સહેલાઇથી પ્રવેશ ન કરી શકે એવી સુરક્ષિત જગ્યાએ આ નગર વસેલું હતું. પ્રાચીન પુરાવાઓ, લોકોક્તિ અને શિલાલેખો ઉપરથી જણાય છે કે છેક મધ્યકાળ (સત્તરમી સદી) સુધી આ નગર સમૃદ્ધ દશામાં હતું.

કહેવાય છે કે આ નગરમાં ૧૪૦ કુવા હતા, અને અનેક જાગીર-દારોનાં મકાનો એની શોભામાં વધારો કરતાં હતાં. અત્યારે પણ આ મકાનોનાં ખંડેરો માર્ગમાં જોવામાં આવે છે. આ ગામનો નાશ થવાથી એ બધા જાગીરદારો અત્યારે **ચોવટન, દુધવા** વગેરે ગામોમાં ચાલ્યા ગયા છે; એવી બાતમી એક **"માલા"** નામના ભીલથી અમે મેળવી શક્યા.

ભૂતકાળનાં અનેક જૈન અને વૈદિક મંદિરોમાંના માત્ર બે જ મંદિરો—તે પણ ભગ્ન અવસ્થામાં—બચવા પામ્યાં છે. આમાંનું એક જમીનથી ઘણું ઊંચું અને મનોહર છે. બીજું નાનું મંદિર છે. તેની નિર્માણકળા અને મજબુતાઈ જોવા યોગ્ય છે. **શ્રી ક્ષ**માકલ્યાણની પટ્ટાવલીમાં લખ્યું છે કે—**"ઉદ્ધરણ** મંત્રીના પુત્ર **કુળધર**મંત્રીએ **બાહડ-મેર**માં **उतूंगतोरणप्रासाद** (જિન મંદિર) બનાવ્યો હતો." સંભવ છે તે ઊંચા ટેકરા ઉપર આવેલું આ મોટું મંદિર હોય. તેનો સમય લગભગ વિ. સં. ૧૨૨૩નો છે. વિ. સં. ૧૩૫૨નો તો તેમાં શિલા-લેખ પણ છે. આ મંદિરમાં કુલ પાંચ શિલાલેખો છે, જે ઇતિહાસપ્રેમી પૂજ્ય મુનિરાજ શ્રી **જયંતવિજયજી મહારાજે** ઉતારી લીધા છે. આ બન્ને મંદિરની વિસ્તૃત હકીકતવાળો એક લેખ તેઓ લખવા ધારે છે.

આ મંદિરો ઉપરાંત કેટલાંક જૂનાં કુવા, વાવડી, તળાવ, ખાળ, દરવાજા, કોટ, ભાંગેલાં મકાનો વગેરે પણ આ નગરની પ્રાચીનતા બતાવે છે. કહેવાય છે કે **"કિરાડુ"** (જેને સંસ્કૃતમાં પહેલાં "કિરાત-કૂપ" કહેતા હતા તે) અને **બાહડમેર ("જૂના")** લગોલગ વસેલાં હતાં. આસપાસનાં તૂટેલાં મકાનો ઉપરથી કલ્પી શકાય છે કે લગભગ સોએક વર્ષ પહેલાં પણ આ સ્થળ લોકોથી આબાદ હતુ, ધીરે ધીરે આ વસ્તી પણ પહાડની બહાર **"પતરાસર"** વગેરે ગામોમાં જઈ

વસી. "જૂના" પાસે એક **"નવાજૂના"** નામનું ગામડું છે. 'જૂના' માંથી નીકળેલા લોકો આ સ્થળે વસ્યા એટલે તેનું **"નવાજૂના"** નામ પડ્યું. **"જૂના"** અત્યારે સાવ વેરાન હાલતમાં છે.

**બાહડમેરનો શાસક : અંતરાવ સાંખલો :**

અહીં તપાસ કરતાં કેટલાક દુહાઓ અને વાતોથી એમ જણાય છે કે અહીંયા પહેલાં **"અંતરાવ સાંખલો"** રાજ્ય કરતો હતો. મને લાગે છે કે—"સાંખલા" એ પરમાર રાજપુતોની એક શાખા છે. આ **અંતરાવ સાંખલો** પ્રતાપી રાજા હતો. બાવન રાજાઓ અહીંના રાજાની આજ્ઞામાં રહેતા હતા. તેનો પ્રતાપ શત્રુઓને ભયભીત બનાવતો હતો.

કહેવાય છે કે—**મંગલ** નામનો એક બારોટ એક વખત **ગિરનાર**ના રાજા **કવાટ** પાસે પહોંચ્યો. બારોટે કરેલી સ્તુતિથી રાજા પ્રસન્ન થયો અને બારોટને ઇનામ માગવાનું કહ્યું. એટલે તેણે રાજાની પાઘડીની માગણી કરી. રાજાએ એને સમજાવવા પ્રયત્ન કર્યો કે " હે બારોટ તમે તો બધાને નમસ્કાર કરનારા રહ્યા, અને મારી પાઘડી એવી રીતે નમતી રહે એ કેમ પાલવે ? માટે તમે બીજું જે કંઇ ઇષ્ટ હોય તે માગો. ' પણ બારોટ એકનો બે ન થયો અને એ પાઘડી પહેરીને કોઇને પણ પોતાનું મસ્તક નહિ નમાવવાની શરતે તેણે પાઘડી દાનમાં-ભેટ લીધી.

ત્યાંથી ફરતો ફરતો તે બારોટ **બાહડમેર**ના રાજા **અંતરાવ સાંખલા** પાસે આવ્યો, અને પેલી પાઘડી હાથમાં રાખીને એણે રાજાને પ્રણામ કર્યા. ક્રોધિત થયેલા રાજાએ એમ કરવાનું કારણ પૂછતાં એણે હકિકત કહી સંભળાવી. ગુજરાતના રાજાની આવી કીર્તિ **અં**તરાવ સાંખલાને અસહ્ય થઇ પડી. એણે આજ્ઞા કરીને પોતાના **સુજાન** મહેતા નામના દિવાનની માર્ફત કપટ અને કુશળતાથી **કવાટ**ને બાંધી અણાવ્યો, અને

તેને સિંહની માફક એક પાંજરામાં પૂરીને સ્ત્રીઓ જ્યાંથી પાણી ભરવા જતી ત્યાં એ પાંજરૂં રાખ્યું. જતી આવતી સ્ત્રીઓ તેનો ઉપહાસ કરતી.

આ વખતે **બાહડમેરમાં 'અમીયા'** નામની એક કાઠિયાવાડી બાઇ રહેતી હતી.[1] તે પોતાના રાજાનો આ ઉપહાસ સહન ન કરી શકી. પણ એકલી બાઇ અને તે પણ સુદૂરના પરદેશમાં શું કરી શકે ? છતાં તેને આવી અપમાનજનક સ્થિતિમાંથી **કવાટ**ના છૂટકારાનો વિશ્વાસ તો હતો જ ! કારણ કે **કવાટ** અને **ઉગડા**ના પરાક્રમથી તે સુપરિચિત હતી.

**કવાટ**નો પાંજરે પુરાયાના વર્તમાનથી કાઠિયાવાડના વીરો ખૂબ આવેશમાં આવી ગયા. આ બાજૂ અંતરાવ **સાંખલો** પણ કોઇ રીતે ઓછો ઉતરે એવો ન હતો. સિંધ જેવા દૂરના દેશના રાજાને હરાવવો એ સહેલું ન હતું. આ પ્રસંગ માટે મોવડી થવા માટે પણ કોઇ તૈયાર ન હતું. છેવટે **કવાટ**ના ભાણેજ **ઉગડા**એ એ કામ માથે લીધું.

સિંધમાં એકંદરે વરસાદ ઓછો પડે છે અને તેથી ત્યાં ઘણીવાર દુકાળ પડે છે. તે વખતે ત્યાં દુકાળ પ્રવર્તતો હતો અને જાનવરો માટે ઘાસની બહુ જ તંગી જણાતી હતી. આ પરિસ્થિતિનો પોતાના માટે લાભ લેવાનો ઉગડાએ વિચાર કર્યો. તેણે પાંચસો ગાડાં ઘાસનાં ભર્યાં અને એ દરેક ગાડામાં ઘાસની અંદર પોતાના શુભટોને સંતાડી રાખ્યા. અને તે બધાં ગાડાં લઇને **બાહરમેર**માં આવી પહોંચ્યો. અણીને વખતે આવી મળેલા આટલાં બધાં ઘાસનાં ગાડાંથી લોકો ઘણા રાજી થયા. ઉગડાએ તેમાંથી છુટક ઘાસ વેચવાની ના કહી અને રાજા અને બધા અમલદારો એક સ્થાને ભેગા મળીને જે ભાવ નક્કી

[1] કોઇ કહે છે કે તે રાણી **કવાટ**ની બ્હેન થતી હતી.

કરે તે ભાવે બધુંયે ઘાસ એકી સાથે વેચવાનું કહ્યું. લોકોને ઘાસની ઘણી જ જરૂર હતી, એટલે એની શરત કબુલ રાખવામાં આવી અને રાજા અને બધાય અમલદારો ભાવ–તાલ નક્કી કરવા માટે ભેગા થયા.

પોતાને જોઇતો લાગ આવી પહોંચેલો જોઇને ઉગડાએ પોતાની સાથળ ઉપર ત્રણ થાપ મારીને સંકેત કર્યો એટલે હથિયારથી સુસજ્જ થયેલા બધાય સુભટો બહાર કુદી પડયા અને શત્રુ ઉપર તૂટી પડયા. રાજા અને તેના માણસો શસ્ત્રહીન હતા એટલે તેઓ આ સાવ અકલ્પિત આક્રમણનો પ્રતીકાર ન કરી શક્યા. જોતજોતામાં સાતસો સાંખલા રાજપુતો અને બીજા ૧૫૦૦ રાજકર્મચારિયો ખપી ગયા.

આવેશમાં આવેલું સૈન્ય જ્યારે રાજાની પાછળ પડયું ત્યારે તેની રાણીઓ ઉગડાને વિનવવા લાગી કે—

**सात सो मार्या सांखला, पन्दर सो परधान**
**एक मत मारे मारो अंतराव सांखलो, तने उगे जेगी आण॥**

[ હે ઉગડા, તેં સાતસો સાંખલા રાજપુતો અને ૧૫૦૦ અમલદારોને મારી નાખ્યા છે. હવે તું એક મારા અંતરાવ સાંખલાને ન મારીશ : તને સૂરજદેવની આણ છે. ]

આથી ઉગડાએ અંતરાવને માર્યો નહીં, પણ બાંધી લીધો. કાઠીઆવાડી વીરોનું આ પરાક્રમ જોઇને પેલી અમીયા બીજી બાઇઓને સંબોધતી બોલી ઉઠી કે—

**जुवो जोवणहारीओ, गोखे काढो गात।**
**अमीया कहेती होंसथी, उगडो आयो आज॥**

[ હે યૌવનવતી સ્ત્રીઓ, ગોખમાંથી બહાર મોઢું કાઢીને આજે ઉગડો આવ્યો છે, તેને (જરા) નિહાળો ! ]

छाती उपर छेलडो, सर उपर वाट।
कवाट उठ मुजरो करे, तो लाजे गढगिरनार॥

[ કવાટને નમાવવા માટે તેની છાતી ઉપર માણીકું મૂક્યુ અને માથા ઉપર થઈને લોકો જવા આવવા લાગ્યા. છતાં જો કવાટ ઉઠીને પ્રણામ કરે તો ગિરનારનો ગઢ લાજી મરે ! ]

सूरज पच्छीम उगसी, भोयंगम न झेले भार।
कवाट उठ मुजरो करे, तो लाजे गढगिरनार॥

[ કવાટ જો ઉઠીને પ્રણામ કરે તો ગઢગિરનાર લાજી મરે, તો સૂર્ય પશ્ચિમમાં ઉગે-અને તો શેષનાગ પોતાનો ભાર ઉપાડવો બંધ કરે ( પૃથ્વી રસાતલ જાય. ) ]

શત્રુનું બળ જોઈને છેવટે અંતરાવે નમતું આપ્યું અને કવાટે તેને બંધન–મુક્ત કર્યો. પછીથી પણ અંતરાવે કવાટને નમાવવા ઘણા ફાંફાં માર્યાં પણ એ વીર અણનમ જ રહ્યો.

આ કથાનક, અમે "જૂના"માં રહેતા જુદા જુદા લોકોના મોઢેથી સાંભળ્યું હતું, તેવું અહીં ઉતાર્યું છે. આમાંનો સત્યાંશ તો બારીક શોધખોળ પછી જ મળી શકે. છતાં આ પ્રદેશમાંના જૈન, બ્રાહ્મણ, રાજપુત, જાટ, ભીલ વગેરે જાતિના નાના મોટાં લોકોમાં આ કથા પ્રચલિત છે, એ વાત તો સ્વીકારવી જ જોઈએ. એટલે એમાં અમુક અંશે ઐતિહાસિકતા જરૂર છે. કાઠીઆવાડની વીરગાથા સમી આ કથાની શોધ થાય તો જરૂર ઘણું જાણવાનું મળી શકે ! અસ્તુ.

x x x

જૂના બાડમેરથી લગભગ ૧૦ માઈલ અને સિંધ તરફ જતી જોધપુર રેલ્વેના ખડીન (Khadin) સ્ટેશનથી લગભગ ૩ માઈલની

દૂરીપર, અત્યારના '**હાથમાં**' ગામની પાડોશમાં એક **કિરાડૂ** નામનું પ્રાચીન ગામ છે. આ જોવા માટે અમે (હું અને ઇતિહાસપ્રેમી શ્રી જયન્તવિજયજી મહારાજ આદિ) તારિખ ૭–૩–૩૭ના દિવસે ગયા હતા. અહીં સુંદર શિલ્પકળાના નમુના સમાં પાંચ આલીશાન મંદિરો છે. તેમાંનું મોટું મંદિર–જે મહાદેવનું મંદિર છે–તેમાં રંગમંડપમાં પેસતાં ઉત્તર દક્ષિણમાં ચાર શિલાલેખો છે આ શિલાલેખો ઉપરથી જાણી શકાય છે કે ત્યાંના રાજા મહારાજા **કુમારપાળ**ની આજ્ઞામાં હતા. આમાં ગુજરાતના કેટલાક સોલંકી વંશના રાજાઓનાં, મહારાજા **કુમારપાળ** સુધીનાં નામો પણ આપેલાં છે. તે વખતે ગિરનારનું રાજ્ય પણ **કુમારપાળ**ની સત્તા નીચે હતું[૨]

**પરમારોની પડતી:**

જૂના **બાહડમેર**માં પરમારો (સાંખલાઓ) નું રાજ્ય ક્યાંથી ક્યાં સુધી રહ્યું હતું, તેની પાકી માહીતી આપણને મળતી નથી. પરમારોનું બળ ઓછું થતાં તેમને હરાવીને ચૌહાણોએ તેના ઉપર પોતાની સત્તા જમાવી. બાહડમેરનો પહેલો ચૌહાણ રાજા **સુદાજી** કે **સુંડાજી** થયો.

રાવળ **મલ્લીનાથજી** એક વીર ક્ષત્રિય હતા. તેમના પુત્ર **માંડલિકજીની** દૃષ્ટિ **બાહડમેર** ઉપર પડી. લાગ મળતાં **સુદાજી**ને મારીને **માંડ**-

---

૧ આ મંદિર અને શિલાલેખો વિષે સમય મળતાં હું જૂદો લેખ લખવા પ્રયત્ન કરીશ.

૨ આ માટે જુઓ "સિદ્ધરાજ જયસિંહે શું કર્યું" શીર્ષક મારો લેખ.

લિકજીએ બાહડમેરનો કબજો લીધો. પણ રાજગાદી ઉપર પોતે ન બેસતાં પોતાના ભાઈ રાવત લુંકાજીને બેસાર્યા. કહેવાય છે કે લુંકાજી અને માંડલિકજી સાળો બનેવી થતા હતા.

**બાહડમેરુનો નાશ:**

સદાય ઉન્નત દશા કોની કાયમ રહી છે? **બાહડમેરુ** ઘણોય કાળ ખૂબ જાહોજલાલીભરી દશામાં રહ્યું. આ જાહોજલાલી દરમ્યાન તેના વિનાશને નોતરે એવા કેટલાય દોષો ધીમે ધીમે સંચિત થતા જતા હતા. ધીમે ધીમે કુસંપ, અભિમાન અને ઇર્ષ્યાના અંકુરાઓ દેખા દેવા લાગ્યા. છતાં દુનિયાના કહેવા પ્રમાણે તો જાણે કોઈ અકળ દૈવી કારણે જ **બાહડમેરનું** પતન થયું હોય એમ લાગે છે. કહેવાય છે કે **ધુંધલીમલ** નામનો એક સાધુ પોતાના શિષ્ય સાથે એટલામાં રહેતો હતો અને જૂના બાહડમેર અને **કિરતવસન** (કિરાડુ) ગામમાંથી ભિક્ષા લાવીને પોતાનો નિર્વાહ કરતો હતો. આમ રોજ રોજ ભિક્ષા આપતાં લોકો કંટાળવા લાગ્યાં. ધીમે ધીમે ભિક્ષા બંધ થવા લાગી. માત્ર એક કુંભારે જ ભિક્ષા આપવાનું જારી રાખ્યું. આ વાતની ખબર પડતાં **ધુંધલીમલ**નો ગુસ્સો વધી ગયો અને તેણે શાપ આપ્યો કે **जूना सब सूना । पट्टन सब दट्टन ।** આ શાપથી જૂના **બાહડમેર** અને તેથી દસ માઈલની દુરીપર આવેલું **કિરાડુ** જે તે વખતે શહેર હોવાથી **पट्टन** (પત્તન) કહેવાતું, તે બન્ને ગામ તારાજ થઈ ગયાં.

ભારતનાં અનેક ગામોના નાશની પાછળ આવી જ કેટલીક દંતકથાઓ અને દૈવી કલ્પનાઓ સાંભળવામાં આવે છે. પણ અત્યારનો યુગ તેને માનવા તૈયાર નથી. વળી **વલ્લભીપુર**ના નાશની પણ આવી જ દંતકથા પ્રસિદ્ધ છે. શું **ધુંધલીમલ** જેવા માણસો ગામનો નાશ કરવાનો જ ધંધો લઈ બેસતા હશે? વળી ઉપરના વાકયમાં **"જૂના"**

આપેલ છે, જેનો અર્થ **બાહડમેર** કરવામાં આવે છે. પણ પોતાની આબાદીના કાળમાં **બાહડમેર** "જૂના" તરીકે કેવી રીતે પ્રસિદ્ધ થઇ શકે ? "જૂના એ તો નવાનો આપેક્ષિક શબ્દ છે, એટલે નવું બાહડ-મેર થયા પહેલાં એના અસ્તિત્વની કલ્પના કરવી એ પણ હાસ્યાસ્પદ છે. આ દંતકથામાં **"જૂના"** (બાહડમેર) અને **પટ્ટન** (કિરાડુ)ની વાતો —હકીકતો—એટલી બધી સેળભેળ કરી દેવામાં આવી છે કે તેનો વિવેક કરવાનું કાર્ય દુસ્કર છે. ઇતિહાસના ઊંડા અભ્યાસીઓ આ બાબત યોગ્ય શોધ કરે તો જ કંઇ બુદ્ધિગમ્ય વાત મળી આવે !

પ્રાચીન **બાહડમેર** વિષે આટલું જ લખી હવે **નવા બાડમેર—વર્તમાન બારમેર** વિષે કંઇક લખવા પ્રયત્ન કરાશે.



: ૪૨ :

'માલાણી' નું મુખ્ય ગામ

# બાડમેર[1]

પ્રાચીન 'બાહડમેર'ના સંબંધમાં લખ્યા પછી નવીન બાહડમેર કે જે હાલ બાડમેરના નામથી પ્રસિદ્ધ છે, તે વિષે લખવા એટલા માટે પ્રેરાયો છું કે તે પ્રાચીન નગર (**બાહડમેરૂ**)ની બીજી આવૃત્તિરૂપ આ ગામ વસ્યું છે અને બીજી પણ કેટલીક વિશેષતાઓ છે.

એ તો મેં મારા પૂર્વના લેખમાં જ લખી દીધું છે કે **બાડમેર** યા **બારમેર** ત્યાં છે કે જ્યાં Barmer જોધપુર હૈદ્રાબાદ રેલ્વેનું સ્ટેશન છે અને ત્યાં હાકીમ સાહેબ વિગેરે છે.

## ઉત્પત્તિ

પ્રાચીન બાહડમેરનો નાશ થયા પછી કેટલાંક વર્ષો બાદ આ ગામની ઉત્પત્તિ વિ. સં. ૧૮૦૧ માં રાવત **રતાજી** દ્વારા થઇ છે એમ

---

**૧જૈન, ભાવનગર, ૬ જુન ૧૯૩૭**

નથી. જે સિંધીઓ (ઘણે ભાગે સીંધી મુસલમાનો) સરહદ અને આખા ય **જોધપુર, સીરોહી** સ્ટેટમાં લોકોને ક્રૂરતાપૂર્વક લૂંટતા, તેઓ પણ હવે તો સખ્ત દંડની પદ્ધતિથી શાન્ત થયા છે. અત્યારે જ્યાં **જોધપુર** અને **સિંધની** હદ છે, ઘોર રેગીસ્તાન છે, ત્યાં પણ **ગઢડાથી ખોકરોપાર** સુધી ચોરનો મુદ્દલ ભય રહ્યો નથી. **બા**ડમેરના પહાડ ઉપર બનેલ મકાનોનો સીન બહુ સુંદર દેખાય છે. આ પહાડ કાંકરા અને તૂટેલા પત્થરનો શુષ્ક છે.

## બાડમેરનાં મોટાં ઠેકાણાં

બાડમેર પરગણામાં મોટાં ઠેકાણાં પાંચ છે. તેનાં નામ આ છે– ૧ **જસોલ**, ૨ **સીણાદરી**, ૩ **બાડમેર**, ૪ **ગુડા** અને ૫ **નગર**. આ પાંચે ઠેકાણાંના જાગીરદારો સોનાનવીસ (પગમાં સોનું પહેરવાની સત્તાવાળા) છે. **જસોલ** તથા **સીણદરીના** જાગીરદારોને **'રાવલ'**ની પદવી છે. '**ગુડા**' વાળાને **'રાણા'**નો ખિતાબ મળેલ છે. **નગર** અને **બાડમેરના** જાગીરદારોને '**રાવત**' નો ઇલ્કાબ છે. આમાં ત્રણમાંથી મોટું ઠેકાણું **જસોલ** છે. (આ ગામ બાલોતરાથી લગભગ બે ગાઉ દૂર છે) **જસોલની** વાર્ષિક આવક સીત્તેર હજારની છે. નગરની આવક ચાલીશ હજારની છે. તે સિવાય બીજા ત્રણ ઠેકાણાંની સીત્તેર હજારની વાર્ષિક આવક થાય છે. આ પાંચમાંથી ચાર ઠેકાણાંની સત્તામાં સીત્તેર સીત્તેર ગામ છે. જ્યારે નગરની સત્તા હેઠળ ચાલીસેક ગામ છે. આ પાંચ ઠેકાણામાં સૌથી મોટું આબાદગામ બાડમેર છે; કારણ કે રેલ્વે સ્ટેશન અને હાકેમ વિગેરે ઓફીસરો આ ગામમાં છે.

## બાડમેર ઉપર આક્રમણ

સંવત્ ૧૮૮૯ માં બ્રિટિશ ગવર્મેંટની ફોજે આવી **બાડમેરને** લૂંટયું હતું અને બાડમેરના કેટલાક જાગીરદારો–સરદારોને પકડી, કાઠીયાવાડમાં

**રાજકોટ** લઈ જઈ નજરકેદ રાખ્યા હતા. **કચ્છ–ભુજ**ના દરબારે જમાનત આપી તેમને છોડાવ્યા હતા. કહેવાય છે કે તે વખતે બાડમેરના જાગીરદારો મોટી લુંટફાટ બહુ કરતા, એટલે તેમના ઉપર આક્રમણ કરવામાં આવ્યું હતું. હવે પછી લુંટફાટ નહિં કરવાનું કબુલાવી, જમાનત લઈ તેમને સરકારે છુટા કર્યા હતા. જાગીરદારોએ બ્રિટિશ સરકારને અરજ કરી કે આ પરગણાની આવક **જોધપુર** રાજ્ય લે છે તે અમને મંજૂર નથી તેથી બ્રિટિશ સરકારે એવું નક્કી કર્યું કે ફોજબલની રકમ સિવાય આ જાગીરદારો પાસેથી જોધપુર રાજ્યે કંઈ પણ ન લેવું. આ બાબતનું કરારનામું રીતસર થયું. સંવત ૧૮૮૨માં **બાડમેર**ના જાગીરદારે **જોધપુર** રાજ્યને વાર્ષિક છ હજાર (૬૦૦૦) રૂપીયા ફોજબલના આપવા એવું નક્કી થયું અને **બાડમેર** (માલાની) પરગણું બ્રિટિશ ગવર્મેન્ટે પોતાના હાથમાં કર્યું. કહેવાય છે કે અત્રેના જાગીરદારો લુંટફાટ બહુ કરતા, તેથી તેમનું દમન કરવા આ પરગણું અંગ્રેજ સરકારને સોપવામાં આવ્યું હતું. સંવત્ ૧૮૯૨ માં ફરી **જોધપુર**ની સત્તા નીચે આવી ગયું. અંગ્રેજ સરકારે તે વખતે કરારનામું કરાવ્યું કે–અમારી સંમતિ વગર **જોધપુર** સ્ટેટ અહિંના જાગીરદારો ઉપર કોઈ નવો કર નહિં નાખી શકે. અને અમારા જૂના કરારનામામાં ફેસલા છે તે બધાય માન્ય રાખવા. આ પ્રાન્ત **જોધપુર**ના અમલમાં ફરી લાવવામાં કહેવાય છે કે **સર પ્રતાપસિંહજી** (જોધપુરના મહારાજા) ની હોશીયારી હતી. તે સંબંધમાં એક મારવાડી કવિતા અમને મળી છે તે આ છેઃ—

વિધવિધ રાજી રાખીયા, અંગ્રેજોને આપઃ
માલાની પાછી લીની, માત લહો પરતાપ. ૧

અર્થાત્ અંગ્રેજો વિગેરે બધાયને યુક્તિથી સમજાવી **પ્રતાપસિંહજી**એ માલાની પરગણું કે જેમાં **બાડમેર** વિગેરે સાડાપાંચસો ગામો છે તે

પાછું મેળવ્યું. અત્યારે માલાની પરગણામાં ૫૫૫ ગામો કહેવાય છે, પરન્તુ સન: ૧૯૩૧ ના સેનસસ રિપોર્ટમાં પાંચસો ત્રણ જ ગામ લખ્યા છે.

## બાડમેરની આબાદી

સંવત્ ૧૯૧૩ સુધી **બાડમેર** મોડી હુવાથી કચેરી સુધી વસેલું હતું. **જોધપુર**ની રેલ્વે પહેલા **બાલોતરા** સુધી નીકલી હતી. પછી સંવત્ ૧૯૫૬ માં ઠેઠ **હૈદ્રાબાદ** સુધી થઇ, એટલે **બાડમેર** તે રેલ્વેનું મોટું સ્ટેશન થયું. કરાચી જવાનો રસ્તો હોઇ, તેમ સિંધમાં વ્યાપાર અને આવજાવની પ્રવૃત્તિ હોઇ **જોધપુર** સ્ટેટને રેલ્વેમાંથી લાખોનો લાભ થાય છે. બીજા ઘણા સ્ટેટો કરતાં **જોધપુર** સ્ટેટે રેલ્વે વિસ્તારમાં આગળ પડતો ભાગ લીધો છે. સત્તર સો માઇલનાં વિસ્તારમાં **જોધપુર** રેલ્વે ફેલાએલી છે, જેની કુલ આવક એક કરોડ રૂપીયાની કહેવાય છે અને હજુ નવી સર્વે **કચ્છ** સુધી થઇ રહી છે. **બાડમેર**માં વ્યાપાર વધવાથી તેમ હાકિમ વિગેરેની ઓફીસો થવાથી અત્યારે **બાડમેર** ઠેઠ સ્ટેશન સુધી વસેલું છે. અત્યારે બાડમેરની વસ્તી ૪૦૦૦ ની છે, જેમાં મુખ્ય વસ્તી ઓસવાલ જૈનો અને જોષીઓની છે. ઓસવાલ જૈનો બધાય શ્વે. મંદિરમાર્ગી છે, જેમનાં ચારસો ઘર છે. તે સિવાય અગરવાલ મહેસરી પણ છે, જોષી-બ્રાહ્મણનાં ત્રણસો ઘર છે.

## બાડમેર ( માલાની ) પરગણા વિષે

**બા**ડમેરમાં મુસલમાનોની વસ્તી ઓછી છે, પરન્તુ તે **(માલાની)** પરગણાના ગામોમાં ઘણે ભાગે મુસલમાન જ ભર્યા છે. કારણ કે **બાડ**-મેરનું **માલા**ની પરગણું **સિંધ**ની પાસે છે. **ગઢડા** સુધી છે અને સિંધમાં જ્યાં જુઓ ત્યાં મુસલમાન જ ભર્યા છે; બલ્કિ ઘણાં ગામોના નામો પણ મુસલમાની છે. આખા **માલા**ની પરગણામાં સન ૧૯૩૧ ની

ગણનાનુસાર કુલ ૧૭૮૪૩૮ મનુષ્યો નોંધાયા છે. આ પરગણાના કુલ ૫૦૩ ગામડાં છે. કહેવાય છે કે **જોધપુર** સ્ટેટમાં સૌ કરતાં મોટું પરગણું આ (**માલાની**) છે. આ પ્રાન્તના તમામ ગામો જાગીરદારોના છે, ફક્ત એક જ ગામ '**નેતરાડ**' ખાલસાનું છે. આ પરગણાના લોકોમાં વિદ્યાનો પ્રચાર બહુ જૂજ છે. તેમના વેષ, ભાષા અને સંસ્કૃતિમાં આધુનિક સંસ્કૃતિની અસર બહુ જ ઓછી થવા પામી છે. તેઓ શરીરે અક્કાકટ્ટા, નીડર અને પાકા સ્વધર્મનીષ્ટ છે. આશ્ચર્ય છે કે આફ્રીકા જેવા જંગલી પ્રદેશમાં પણ જે ઇસાઇઓએ પોતાની મોહક પદ્ધતિથી બીજા ધર્મવાલાઓને હજારો ઇસાઇઓ બનાવી લીધા છે, તે ઇસાઇઓ પણ આ પ્રાંતમાં જરા પણ ફાવ્યા નથી. મર્દુમશુમારીમાં ૫૦૩ ગામમાં તેમની મનુષ્ય-સંખ્યા ફક્ત ચાર (૪) ની નોંધાએલી છે. તે પણ **બાડમેર**માં કોઇ બહારના નોકરીયાત હશે. તેવી જ રીતે **સ્થાનકવાસી** અને તેરાપંથી લોકો ઘણી કોશીશ કરે છે; છતાં **બાડમેરના** લોકોને પોતાના મતમાં લગીરે પણ લઇ શકયા નથી, એ **બાડમેરના** અને તેના વતનીઓની નૈતિક દૃઢતા સૂચવે છે.

## બા ડ મે ર ની વ સ્તુ ઓ

**બાડમેર** પરગણામાં ખત્રી રંગારા લોકો ઘણા છે, જેઓ હિન્દુ અને મુસલમાની પદ્ધતિનાં કપડાં બનાવવાનું તથા રંગવાનું કામ કરે છે. આ પરગણામાં ઘઉં, ઘી, ગુંદ, ઉન અને બાજરાની ઉપજ મોટા પ્રમાણમાં થાય છે. લાખો રૂપીયાનો માલ પરદેશ જાય છે. તે સિવાય આ પરગણામાં મુલતાની માટી, પેટ્રોલ સાફ કરવાની માટી, મેટ અને પત્થરોની મોટી મોટી ખાણો છે, જેની મોટી આવક **જોધપુર** દરબાર લે છે. તેમાંથી થોડોક ભાગ જાગીરદારોને મળે છે. રેવન્યુ વિગેરેની તમામ આવક તો જાગીરદારો જ લે છે. **જોધપુર** તરફથી **બાડમેરમાં** વ્યવસ્થા કરવા માટે **હાકીમ,** પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ વગેરે ઓફીસરો

હંમેશા રહે છે જેનો ખર્ચ જાગીરદારો પાસેથી લેવાય છે. અમે ગયા તે વખતે બધાય ઓશીસરો પૂજ્ય મહારાજજી પાસે આવ્યા હતા, તે વખતે **બા**ડમેરમાં હાકિમ સાહેબ વગેરે લગભગ આઠ નવ ઓશીસરો બધાય **ઓસવાલ જૈનો** હતા–છે. **જો**ધપુર, ઉદયપુર, **જ**યપુર અને **સી**રોહી વિગેરે રાજપૂતાના સ્ટેટોનાં નાના મોટાં દરેક ખાતામાં જૈનોની જ સંખ્યા વધુ રહેતી હતી. જો કે છેલ્લા સૈકામાં તે સંખ્યામાં ઘણો ઘટાડો થયો છે, છતાં હજુ ય ઉદયપુર અને **જો**ધપુર સ્ટેટમાં જૈનો રાજકાર્યમાં આગળ પડતો સારો ભાગ લઇ રહ્યા છે. **બા**ડમેરના હાકિમ સાહેબ **શ્રી**યુત **મ**ગરૂપચંદજી **ભં**ડારી એટલા બધા સહૃદય, કાર્યકુશલ, શાંત અને પ્રામાણિક છે કે જેમને માટે આખાય સ્ટેટમાં તમામને માન–ગૌરવ છે. તેમને લાંચ ખાવાની બાધા છે. સત્તાનો મદ અંગથી પણ તેમનામાં દેખાતો નથી. કહેવાય છે કે તેમના જેવા ગુણીયલ હાકિમ આખા મારવાડ રાજ્યમાં ફકત એક જ છે. આ લેખની પંક્તિઓ લખતી વખતે અમને ખબર મલે છે કે તેઓ હવે છ હાકિમોના ઉપરી સુપ્રિન્ટેન્ડેન્ટ થયા છે. આ તરક્કી તેમની પ્રામાણિકતા અને કાર્યકુશળતાને આભારી છે.

**બા**ડમેરમાં ઓશીસરો લગભગ બધા ય શિક્ષિત, રાજાપ્રજાહિતૈષી અને ઉત્સાહી છે. પૂજ્ય મહારાજજીનાં અને મારા પાંચ ભાષણોમાં **બા**ડમેરના તમામ ઓશીસરો અને પ્રજાજનોએ બહુ જ ઉલટથી ભાગ લીધો હતો.

## સ્થાનો

**બા**ડમેરમાં જૈન મંદિરો પાંચ છે. તે સત્તરમી સદી પહેલાંના હોય તેમ તેના શિલાક્ષરોથી લાગે છે. તેમાં **અંચલગચ્છ**નું મંદિર બહુજ ઊંચુ–પહાડની ટેકરી ઉપર ગામમાં છે. તેના ઉપરથી આખાય ગામનો

સીન સાફ દેખાય છે. જોપી, અગરવાલોના મંદિર પણ છે. તે સિવાય **બાબા ઘુંઘલીમલ**નું મંદિર, જાટની બોર્ડિંગ વિગેરે સ્થાનો જોવા લાયક છે. **યતિ શ્રી નેમિચંદ્રજી**ની લાયબ્રેરી કે જેમાં હસ્તલિખિત અને છાપેલ એક હજાર લગભગ પુસ્તકો છે, તે પણ સારી છે. માલાની પરગણામાં જૈનોનું તીર્થ **'નાકોડા' (નગર)**છે અને વૈષ્ણવોનું **'ખેડ'** પ્રસિદ્ધ તીર્થ છે.

## પરગણાનાં ભાષા-વેષ-રિવાજ

**બાડમેર**ની ભાષા, **બાલોતરા** સુધીની મારવાડી કરતાં પણ જુદી પડે છે. તે ભાષામાં હકાર ઘણે ભાગે આવે છે, જેથી ભાષામાં ભયંકર દૃઢતા આવે છે. જેમ 'જાય છે' ના બદલે 'જાહે,' 'જુવે છે' ના બદલે 'જુવે હે' બોલે છે. અહીંની ભાષામાં સીંધી, મારવાડી અને ગુજરાતી ભાષાની અસર છે. ત્રણે ભાષાની ખીચડી થઇ છે. એનું કારણ એ છે કે મારવાડ રાજ્યનું તે છેલ્લું શહેર છે. સિંધના કિનારા ઉપર આવ્યું છે અને થરપારકર જીલ્લાનો ધાટ પ્રદેશ પણ **બાડમેર**ની પાસે છે.

**થરપારકર** જીલ્લામાં ગુજરાતની સમીપતાથી ગુજરાતી ભાષા-વેષ-રિવાજની ઘણીખરી અસર છે. **ન્યુ છોર** Chore ગામ કે જે સિંધનું ગામ છે, ત્યાં સુધી ગુજરાતી ભાષા સરકારી સ્કુલોમાં ભણાવાય છે, ત્યાં કન્યા અને છોકરાઓ પાંચમી ગુજરાતી સુધી ભણે છે, અને ચોપડા વિગેરેમાં ગુજરાતી મિશ્રિત લખે છે. હું **બાડમેર**માં બોલાતી ભાષાના કેટલાક શબ્દો અહીં લખું છું, જેથી માલૂમ પડશે કે તેમાં કઇ કઇ ભાષાની અસર છે.

| ગુજરાતી | બાડમેરી–ધાટી |
| --- | --- |
| દેખે છે | જોવે હે |
| શું કરે છે | તું કિ કરો ? |
| શું કામ કરે છે ? | કી કામ કર હે ? |
| અમારે | અમારે |
| છે નહી | છે નહી |
| દેશે | દેશે |
| લેજે | લેવજે |
| પડયા છે | પડયા છે |
| તમને | તમોને |
| તમારી પાસે | તમો પાસે |
| અમારા કામના નથી | અમારા કામરા નથી |

ધાટી પ્રદેશ **ગઢડા** પછી શરૂ થાય છે. **બા**ડમેરમાં માતાને બાઇ પણ કહે છે. આ શબ્દ **સીરોહી**-સ્ટેટના ઝોરા–મગરા પરગણાને મળતો છે. ત્યાં પણ માતાને બાઇ કહી બોલાવે છે.

**બા**ડમેરમાં પષ્ઠી વિભક્તિ માટે **'અણી'** પ્રત્યય લગાડે છે. કોઇના પિતાના નામ સાથે આ પ્રત્યય ખાસ લગાડાય છે. જેમ **અ**મોલખચંદજીના પિતાજીનું નામ **ભોજા** છે, તો અમોલખચંદ ભોજાણી કહેવાશે. રાજા હોય તો રાજાણી વિગેરે. રાવત હીરસિંહજીની કોટડીને **રાવતાણી કોટડી** કહે છે.

સિંધમાં બહુમાન માટે 'જી' ને બદલે 'સા' લગાડે છે. જેમ મદુજીને મદુસા, ભોજાજીને ભોજાસા કહેશે. **બાડમેર**માં પણ તેવો પ્રયોગ થાય છે.

**બા**ડમેરના વેષમાં તો તદ્દન વિશેષતા જોવામાં આવી. જેણે આવો વેષ ન જોયો હોય તેને તો નવાઇ જ લાગે. આ તરફના ઓસવાલ, બ્રાહ્મણ પુરુષો કે સ્ત્રીઓ બીજા દેશમાં ગયા હોય તો તેમને

તે દેશવાલા લોકવર્ણના જ ગામડીઆ સમજે. અહીં સ્ત્રીઓના વેષમાં વધારે તફાવત છે. કહેવાય છે કે આવો જ પહેરવેશ **જેસલમેર** તરફ પણ છે. ગાડરીયા લોકોની સ્ત્રી જેવો **બાડમેર**ની સ્ત્રીઓનો લગભગ પહેરવેષ છે. દરેક દેશમાં સ્ત્રીઓ પોતાની છાતીના ભાગને અને જમણા હાથને ઓઢણાથી–સાડીથી પણ ઢાંકે છે, જ્યારે આ દેશમાં છાતી ફક્ત કામલીથી ઢાંકે છે. ઓઢણાથી જમણા ખભા હાથ તથા છાતીને નાની મોટી કોઇ સ્ત્રીઓ ઢાંકતી નથી. અહીંના સ્ત્રી પુરૂષો બહુ જ મજબુત, સાદા, મહેનતુ અને તેથી નિર્દોષ હોય છે. તેઓ ઘણે ભાગે સોનાના દાગીના પહેરતાં નથી, તેમ ફેશનથી અસ્પૃષ્ટ છે. પોતાના પ્રદેશમાં જ વ્યાપાર–ધંધો કરી ગુજરાન કરે છે. આ બાજુના ઘણાખરા ઓસવાલ જૈનો તથા બ્રાહ્મણો પણ ઉંટને ભાડે લઇ જવાનો તથા ખેતીનો ધંધો કરે છે. તેમનામાં ધાર્મિક જ્ઞાન કશું ય નથી, પરન્તુ ધર્મ ઉપર શ્રદ્ધા પાકી છે.

## રેગીસ્તાન

**બાડમેર**ની ચારે બાજુ રેતીનો પ્રદેશ રેગીસ્તાન આવે છે. બલ્કે જે રસ્તે અમો સિંધમાં આવ્યા છીએ, ત્યાં તો લગભગ દોઢસો માઇલ સુધી તો એક પછી એક રેતીના મોટા મોટા પહાડો વીસ માઇલ સુધી ઉત્તર દક્ષિણમાં ઊભા છે. તેની ઊંચાઇ સીતેર સીતેર ફુટની હોય છે. આ પ્રદેશમાં પાણી બસો હાથ ઊંડુ ખોદવાથી મળે છે, તે પણ ખારૂં. લોકો દશ દશ માઇલ સુધી પાણી ભરવા જાય છે. ઢોરોની તો બહુ જ કરૂણ દશા છે. કોઇ કોઇ ઠેકાણે તો ત્રણ ત્રણ દિવસે પણ ઢોરોને મુસ્કેલીથી ભાગ્યયોગે પાણી પીવાનું મળે છે. માણસોને પણ ભિખારીની માફક આજીજીથી સ્ટેશનો ઉપર અમોએ પાણીની ભિખ માગતા જોયા. આ દૃશ્યથી અમારાં નેત્રોમાં પાણી આવી જતું, છતાં કોઇ કોઇ વાર તેમને જોઇતું પાણી નહોતું મળતું. રેલ્વેના રસ્તા

ઉપર કેટલેક ઠેકાણે સારા કૂવા છે, પણ તે રેલ્વેવાળાઓએ હાથમાં કર્યા છે, એટલે તેનો લાભ રેલ્વેના મુસાફરો સિવાય કોઇને આપવાની સત્તાવાળાઓની મનાઇ છે. છતાં દયાળુ હૃદયવાલા સ્ટેશન માસ્તરો પોતાથી બની શકે એટલી માણસોને પાણી પાવાની મદદ કરે છે. ઠેઠ સુધી આ લાઇનમાં સ્ટેશન માસ્તરો ૯૫ ટકા **જોધપુર** સ્ટેટના હોઇ દયાળુ અને સજ્જન છે.

અહીં બે વર્ષથી દુકાળ છે, તેથી રેગીસ્તાનના માણસો અને પશુ–પક્ષીઓને બહુ ત્રાસ છે. હજારો ઢોરો તો મરી ગયાં છે. **જોધપુર** અને બ્રિટિશ સરકારે આ તરફના લોકો માટે સાધનો પૂરાં પાડવામાં બહુ જ કૃપણતા દેખાડી છે. રેગીસ્તાન પ્રદેશ લગભગ સવાસોથી દોઢસો માઇલ રેલના રસ્તે છે. આ પ્રદેશમાં જ્યાં જુઓ ત્યાં રેતીની રેતી છે. ઝાડનું નામ પણ નથી. આ તરફ વિહાર કરતાં અમોએ **બાડમેરથી છોર** સુધી દોઢસો માઇલમાં એક પણ ભેંસ જોઇ નથી. બળદ પણ બહુ ઓછા જ છે. અહીં હળ પણ ઉંટથી ખેડે છે અને કોશમાંથી પાણી ય ઉંટદ્વારા કઢાય છે. ગાડા–ગાડી ચાલતા નથી. આવી ભયંકર દશા છે. રેગીસ્તાનના લોકો પણ બહુ ભયંકર છે. વાત વાતમાં ખૂન કરે છે. દરેક માણસ પાસે કુહાડો તો હોય જ. જરીક કાંઇ ગરમાગરમ વાત થઇ કે તરતજ કુહાડો માથામાં મારે છે. આ તરફના લોકો સેંકડે નેવું ટકા મુસલમાન હશે.

**છોર** પછી રેગીસ્તાન સાફ બંધ થાય છે

આ લેખમાં **બાડમેરની** હકીકત લખવામાં, બાડમેરની હકુમતમાં નોકરી કરતા પ્રાંતિજવાલા **ભાઇ રતિલાલ કેશવલાલે** મને માહિતી પૂરી પાડી છે, માટે તેમને ધન્યવાદ આપવાનું હું ભૂલીશ નહી.



: ૪૩ :

# " अर्हन्तो भगवन्त इन्द्रमहिताः " पद्यना कर्ता कोण ?[1]

ઘણાંખરાં પદ્યો કે ગ્રંથોની ઉત્પત્તિ કોઈ ખાસ પ્રસંગો ઉપર થએલી હોય છે, તેથી તેવા કાવ્યોમાં શબ્દ અને અર્થ બન્નેની આકર્ષકતા પ્રાય કરીને સારી હોય છે, તેમ તેની પ્રસિદ્ધિ પણ લાંબા ક્ષેત્ર–કાલ સુધી થાય છે. આપણામાં " **अर्हन्तो भगवन्त इन्द्रमहिताः...॥**" એ પદ્ય ઘણા સાધુ–શ્રાવક, પુરુષ–સ્ત્રીને આવડે છે, ને નવી પ્રજા તે કંઠસ્થ કરી મંદિરમાં દર્શન સ્તુતિ પ્રસંગે બોલે છે. આ પદ્યમાં સરલતા બહુ છે અને પંચ પરમેષ્ઠીની તેમના ગુણોની સાથે સ્તુતિ છે, તે પણ તેની પ્રસિદ્ધિનું કારણ છે, પણ આના કર્તા કોણ છે ? તે લોકોને ખબર નથી. આ કાવ્યની ઉત્પત્તિ ખાસ પ્રસંગને લઈને ચૌદમી સદીમાં **અણહિલપુર ' પાટણ '** માં **જિનપદ્મસૂરિથી** થઈ છે; તે આ પ્રમાણે છે;—

---

૧ આત્માનંદ પ્રકાશ, પૃ. ૩૪, અંક ૯,

[1]ખરતરગચ્છની એકાવનમી પાટ માટે—શ્રીજિનપદ્મસૂરિજી થયા છે, જેનનો '**નંદીમહોત્સવ**' વિ. સં. ૧૩૮૯ના જેઠ સુદી ૬ થયો હતો. તેઓ એક દિવસ [2]**બાહડમેરુ**ના વીરપ્રાસાદ (મહાવીર

१ तत्पट्टे एकपञ्चाशत्तमो जिनपद्मसूरिस्तस्य च छाजहडवंशविभूणस्य सं० १३८९ ज्येष्ठ सुदि षष्ठया श्री **देराउरपुरे** ( सिंध देशमां ) साहहरपालेन नन्दिमहोत्सवः कृतः । तदा तरुणप्रभाचार्यैः सूरिमन्त्रो दत्तः । अथैकदा श्रीगुरुभि **र्बाहडमेरूनगरे** (બાહડમેર) श्रीवीरप्रासादे देववन्दनार्थं आजुग्मे तदा देवगृहस्य लघुद्वारं महतीं च प्रतिमां विलोक्य पंजावदेशोत्पन्नत्वात् तद्देशभाषया प्रोक्तं—त्रुहा नंढा वसही वड्डो अंदर कयुं माणीति ? अथैद्दग्वचनैः प्रकटितवालभावं श्रीगुरूं प्रति पार्श्वस्थितेन विवेकसमुद्रोपाध्यायेन 'मौनं कुरु,' इति प्रोक्तं ततो व्याख्यानादिस्थितिं प्रवर्तयता तेनोपाध्यायेन सार्धं श्रीगुरुवो गूर्जरदेशे आगताः । तत्र **पाटणपार्श्वे सरस्वतीनदीतटे रात्रौ स्थिताः** । परं तदानीं गुरुचेतसि इयं चिन्ता समुत्पन्ना । प्रभाते संघाग्रे अनया भाषया कथं व्याख्यानं करिष्ये ? अथैवं चिन्तयतां गुरुणां भाग्येनार्धरात्रिसमये सरस्वति नद्यधिष्ठात्री सारस्वती देवी प्रादूर्भूय इत्थं वरं दत्तवतीः—भोः स्वामिन् ! त्वं संघाग्रे यत् किमपि वक्ष्यति तद्वचः सकलजनमनोहारि भविष्यति । ततः प्रभाते संघाग्रे श्रीगुरुभि, स्वयमेव '**अर्हन्तो भगवन्त इन्द्रमहिताः** इत्यादि' नवीनोत्पादित काव्येनोपवेशो दत्तः ।

क्षमाकल्याणकनी पट्टावली पृ. १२

૨ આ '**બાહડમેર**' માલાની પરગનામાં સિંધના નાકા ઉપર હતું, પહેલાં તે મોટું શહેર હતું. અત્યારે તે નાનું થઈ ગયું છે. **જસાઈ** સ્ટેશનથી તેત્રીસ માઈલ દૂર છે. તેને જૂના કહે છે. બાહડમેર નષ્ટ થયા તેનાથી ૧૪ માઈલ દૂર '**બાડમેર**' વસ્યું છે. તે વિષે હું લેખ લખવા વિચાર કરું છું. (લેખ આમાં આપવામાં આવ્યો છે. સં.)

સ્વામીના મંદિરમાં) આવ્યા ત્યાં મૂલમૂર્તિ બહુ જ મોટી હતી, અને મંદિરનું દ્વાર નાનું હતું. તે જોઇ **જિનપદ્મસૂરિ પંજાબી** હોઇ કરી પોતાની ભાષામાં બોલ્યા કે '**वुहा नंढा वसही वड्डी अंद्र क्युं माणि ?**' આનો મતલબ એ થયો કે દરવાજો તો નાનો છે અને મુર્તિ મોટી છે, તો આમાં કેમ આવી હશે? પંજાબી ભાષાના ઉચ્ચારથી લોકોમાં તેમની હાંસી થવાના કારણે **વિવેકસમુદ્ર** ઉપાધ્યાયે **જિનપદ્મસૂરિને** મૌન રહેવા સૂચવ્યું. તેથી તેમને ખોટું લાગ્યું. તેઓ ત્યાંથી ગુજરાતમાં **પાટણ** આવ્યા. શુદ્ધ ભાષામાં વ્યાખ્યાન કરવાની શક્તિ નથી, એથી તેમના મનને ચિંતા થતી હતી. સરસ્વતિ ધ્યાનથી તે સરસ્વતિએ **જિનપદ્મસૂરિની** સામે પ્રત્યક્ષ થઇ વ્યાખ્યાન માટે વરદાન આપ્યું. સવારે તેમણે કહ્યું કે આજે તો હું વ્યાખ્યાન કરીશ. બીજા સાધુઓ મશ્કરી કરવા લાગ્યા. લોકોમાં (બાહડમેરની જેમ) યદ્વા તદ્વા (પંજાબી) બોલવાથી હાંસી થશે, એવો ભય તેમને બતાવવામાં આવ્યો. જિનપદ્મસુરિએ કહ્યું કે ગુરુકૃપાથી સારૂં થશે. એમ કહી **પાટણના** ઉપાશ્રયની પાટ ઉપર તેઓ વ્યાખ્યાન આપવા બેઠા. બધાયને કૌતુક હતું કે આજે કેવું વ્યાખ્યાન કરશે ? સરસ્વતીના સ્મરણથી જિનપદ્મ-સૂરિએ તેજ વેળાએ નવીન સ્ફૂર્તિથી '**अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिताः............**' આવા પદ્યથી મંગલાચરણ કરી સુંદર છટાથી વ્યાખ્યાન કર્યું. સભાને પોતાની કુશલતાથી મંત્રમુગ્ધ કરી નાંખી. જેને બધાય જડ—મુર્ખ સમજતા હોય તે પણ પોતાના પુરુષાર્થથી કેટલી સફળતા મેળવી શકે ? દરેક મનુષ્ય આશાવાદી થઇ પોતાની શક્તિને વધારે તો વિજયી થઇ શકે છે.



: ૪૪ :

# બામણી ડાક[1]

ગત વર્ષમાં અમોએ **મેવાડ**માં વિહાર (મુસાફરી) ખૂબ કર્યો હતો. મેવાડ એક પુણ્યદેશ છે. હજારો વર્ષનાં પ્રાચીન મૌલિક પુસ્તકોમાં તેના ગૌરવની ગાથાઓ-પવિત્રતાનાં સૂક્તો લખેલાં જડે છે. મેવાડે ઘણા ભારતીય રીતરિવાજોને ઉપજાવ્યા છે, પોષ્યા છે અને સુરક્ષિત રાખ્યા છે. **સી**સોદિયા વગેરે વંશના ક્ષત્રિયોએ અને **ભા**માશાહ વગેરે જેવા નરવર ઓસવાલ જૈનોએ મેવાડમાં યુદ્ધવીરતા અને દાનવીરતાનાં પરમાણુઓ ઠાંસી ઠાંસીને ભર્યાં છે. અત્યારે જો કે મેવાડની સ્વતંત્ર સત્તા પરદેશી સત્તા હેઠળ દબાઇ ગઇ છે અને દિવસે દિવસે દબાતી જાય છે, છતાં હજી ય 'ભાંગ્યું તૂટયું તો પણ ભરુચ'ની કહેવત મુજબ મેવાડમાં જૂના રિવાજો, વેશો, ઘરેણાં, વહેમો, શસ્ત્રો, શાસ્ત્રો, વસ્ત્રો, વસ્તુઓ, મંદિરો, મકાનો અને ધર્મભાવનાઓ બીજા દેશો કરતાં વધુ પ્રમાણમાં અમારાં જોવામાં આવ્યાં છે.

---

૧ કૌમુદી, દીવાળી અંક ૧૯૯૩.

આ સ્થળે મેવાડમાં ચાલતી દેશી પદ્ધતિની ભારતીય માણસની માલિકીની ડાક (પોસ્ટ ઓફિસ) નો પરિચય આપવા ચાહું છું. આશા છે કે વાંચકોને તેમાંથી નવું જાણવાનું મળશે.

કંપનીનું રાજ્ય જ્યારે ભારતમાં આવ્યું-જામ્યું ત્યારે ભારતની પ્રજાને પંપાળી પંપાળીને મૂષકની જેમ ફૂંકી ફૂંકીને શાસકોએ વશ કરી. જેમ જેમ પ્રજા સહન કરતી ગઈ તેમ તેમ પ્રજા ઉપર ચારે બાજુથી મીઠી-કડવી લાકડીઓ પડતી ગઈ. બ્રિટિશ પોસ્ટ ખાતાનો ઉદ્દેશ સરકાર અને પ્રજાને અનુકૂલતા કરી આપવાનો હોવો જોઈએ અને વ્યવહારમાં પણ તેવો જ છે. તેમાં કમાવાની વ્યાપારી દૃષ્ટિ રાખવી ઉચિત નથી. આપણા જોતાં જોતાં વીસ વર્ષ પૂર્વે પોસ્ટ કાર્ડનો એક પૈસો, કવરના બે પૈસા, ટેલીગ્રાફના ચાર આના આપવાના હતા. અને જોત જોતામાં જેમ રૂનો કે સોના ચાંદીનો ભાવ સટોરિયાઓ વધારે તેમ પોસ્ટકાર્ડના ત્રણ પૈસા, કવરના અઢી તોલાના બે આના અને તારના તેર આના કર્યા (અત્યારે નવ આના થયા છે.) મતલબ કે દરેકમાં ત્રણ ત્રણ ગણો દર વધારી મૂક્યો. રજીસ્ટર-પારસલ બુકપોસ્ટ વગેરે દરેકમાં મનમાન્યો વધારો કરવામાં આવ્યો છે. ભારત દેશ ખેતીપ્રધાન છે વ્યાપાર હુન્નરકલાથી પરવારતો જાય છે. થોડી નાની સંખ્યાને બાદ કરતાં ઘણો ભાગ ગરીબાઈમાં સપડાએલો છે. આવી દશામાં દિવસે દિવસે વધતા પોસ્ટના દર ભારતીય પ્રજાને અસહ્ય થાય એ સ્વાભાવિક છે. તે ભાવને ઘટાડવા ધારાસભામાં ઠરાવો મુકાયા, વિરોધસભાઓ થઈ અને પત્રકારોએ પોતાનાં પત્રોનાં પાનાંઓ કાળી શાહીથી ચીતર્યાં; છતાં ઘટાડવાને બદલે દરમાં વધારો થતો જાય છે. આવી સ્થિતિ હિંદી સરકારનાં પોસ્ટ ખાતાની છે.

કોઈ પણ વસ્તુ હદ ઉપરાન્ત મોંઘી અને અગવડતા ભરેલી થાય છે ત્યારે લોકોના હિત અને લાભને માટે સસ્તી અને સગવડતાવાળી

વસ્તુનો આવિર્ભાવ ક્યાંયને ક્યાંય થયા વગર રહેતો નથી. એ કથનાનુસાર મેવાડ રાજ્યમાં લોકોની પરિસ્થિતિને પારખી એક **દેશી ડાક** (પોસ્ટ ઓફિસ) ખાતાની ઉત્પત્તિ થઇ.

**નામ :** આ પોસ્ટખાતાનું નામ '**આમણી ડાક**' છે, આના ઉત્પાદક માલિક જાતે બ્રાહ્મણ–બામણ હોવાથી મેવાડી ભાષાના ઉચ્ચાર મુજબ લોકો એને **બામ**ણી ડાક–**બામ**ણિયા ડાક કહે છે. કેટલાક સુધરેલા બ્રાહ્મણિયા ડાક પણ કહે છે.

**ઉત્પત્તિ :** વિક્રમ સં. ૧૯૫૨માં સૌ પહેલાં આ ખાતાની ઉત્પત્તિ થઇ હતી. તેનો લાભ મેવાડ રાજ્ય અને પ્રજા બન્નેને મર્યાદિત રીતે મળતો હતો. શરૂઆતમાં આ ડાકની ઓફિસો–ઉદયપુર, કપાસન, **ભિલ**વાડા, **રાજ**નગર, **ચિત્તો**ડ, **રાશ**મી, હુરડા, અને ઉંઠાલામાં હતી. ઉંઠાલા સિવાય બાકી બધાંય મેવાડના જિલ્લાનાં ગામો છે.

**માલિક :** જયપુરના રહેવાસી શ્રીયુત વિશ્વેશ્વર દયાલના પિતાજીએ પોતાની બુદ્ધિ, કલ્પના અને યોજનાથી આ દેશી પોસ્ટની સૌ પહેલી સ્થાપના કરી છે. સાંભળવા પ્રમાણે તેઓ મેટ્રિક લગી ભણેલા હતા. અત્યારે શ્રીયુક **વિશ્વેશ્વર દયાલજી** હયાત છે. તેમના ભાઇ પણ છે.

**વ્યાપકતા :** પ્રારંભમાં તો રાજ્યના દફતરો, કાગળો વગેરે જૂદા જૂદા જિલ્લાના ગામોમાં પહોંચાડવાનાં મુખ્ય ઉદ્દેશથી આની સ્થાપના કરવામાં આવી હતી. રાજ્યને તે પહેલાં પોતાના પગારદાર માણસો રાખી જીલ્લાઓમાં દફતરો–કાગળો વગેરે મોકલવાનું ખર્ચ તો કરવું જ પડતું હતું. તે ખર્ચનો હિસાબ ગણી **બામ**ણી ડાકના માલિકને વાર્ષિક ૩૦૦૦ રૂપિયા મેવાડ રાજ્ય, પોતાના કાર્ય માટે આપવા લાગ્યું. રાજ્યનું કાર્ય વધ્યું, પોસ્ટનું ખર્ચ વધ્યું, એટલે વધારતાં વધારતાં

રાજ્ય તરફથી આ ખાતાને મેવાડમાં પોતાની બધી ટપાલ પહોંચાડવા માટે વર્ષના ૧૩૦૦૦ રૂપિયામાં ઠેકો અપાયો.

જેમ જેમ આવક થતી ગઇ ને કલ્પનાઓ આવી, તેમ તેમ આ ખાતામાં વિકાસ–સુધારો થતો ગયો. રાજ્ય અને પ્રજાની ટપાલ વધવા લાગી. લોકોનું પણ દરેક રીતે ઓછું ખર્ચ અને ઓછી અગવડ હોવાથી તે તરફ મમત્વ વધ્યું.

પહેલાં આ પોસ્ટનાં આઠ સેંટરો હતાં તેને બદલે હવે વધીને ૨૦૦ ગામોમાં **આમણી** ડાકની **પોસ્ટ ઓફિસો** થવા પામી છે. ઉદયપુર અને **ભિલ**વાડામાં મોટી પોસ્ટ ઓફિસો છે.

**આવક** : અત્યારે આ ખાતામાં લગભગ કુલ ૩૦૦૦૦ ત્રીસ હજારની વાર્ષિક આવક છે.

**ખર્ચ** : વાર્ષિક લગભગ ૧૭૦૦૦નું છે.

**વસ્તુઓના વિભાગો** : **આમણી** ડાકમાં જનારી વસ્તુઓ ત્રણ વિભાગમાં વહેંચાએલી છેઃ ૧ કાગળ, ૨ રજીસ્ટર અને ૩ પારસલ.

**૧ કાગળ** : છૂટું કે બીડેલું કાર્ડ કે કવર, નાનું કે મોટું, જાડું કે પાતળું દસ તોલા સુધી વજનવાળું. લખેલો કે કોરો કાગળ આમાં ગણાય છે.

**૨ રજીસ્ટર** : ખાસ કામનો કાગળ, દસ્તાવેજ, પત્ર, સર્ટિફિકેટ વગેરે બંધ કરીને આમાં મોકલી શકાય છે. રજીસ્ટર કરનાર ધણીને રસીદ મળે છે અને જેને રજીસ્ટર પહોંચાડાય તેના દસ્કત કરાવી મૂલ ધણીને રસીદ પહોંચાડાય છે,

અથવા ઑફિસમાં રખાય છે. તે રસીદ ઉપર **एकनॉलेजमेन्ट ब्राह्मणी डाक राज्य मेवाड ।** હિંદીમાં લખેલું હોય છે.

**૩ પારસલ:** આમાં પુસ્તક, કાગળ, કપડાંની કોઇ પણ ચીજ જે ભાંગે તૂટે નહિ, તે અઢીશેર વજન સુધી જઇ શકે છે, આની રસીદ અને નોંધ પોસ્ટઑફિસમાં રખાય છે, સાદા કાગળોની ફક્ત સંખ્યા જ નોંધાય છે.

**બ્રા**હ્મણી ડાકમાં હજી લગી સોનું ચાંદી નાણું–નોટ મોકલવાની યોજના થઇ નથી.

દર :

**૧ કાગળ :** નાના મોટા દસ તોલા સુધી વજનવાળા લખેલા છૂટા કે બીડેલા કાગળ કવરનો દર **બે** પૈસા ભિલાડી[1] અર્થાત્ આપણી પાંચ **પાઇ** છે.

**૨ રજીસ્ટર :** રજીસ્ટરનો દર ચાર આના ચિત્તોડી અર્થાત્ બ્રિટિશ અઢી આના છે. (બ્રિટિશ ૧૦૦ રૂપિયા કલદારના ૧૪૦ ચિત્તોડી મળે છે.) રજીસ્ટરમાં વજન દસ તોલા સુધીનું હોય તો ચાલે.

**૩ પારસલ :** પાકા અઢીશેરના વજન સુધી ચાર આના ચિત્તોડી અર્થાત્ આપણા અઢી આના લાગે છે. (અત્યારે ઉદયપુર

---

૧ મેવાડમાં ભિલવાડા નામનું એક શહેર છે. તેના નામની જૂના કાલથી **'ભિલાડી'** પૈસા ચાલે છ (મેવાડમાં.)

મેવાડ રાજ્યના સિક્કા–નાણાને **ચિત્તોડી** કહે છે. તેના ઉપર **दोस्तीलंडन । चित्रकूट** લખેલું છે.

જે લોકો કાગળ રવાના કરતી વખતે ચાર્જના પૈસા આપે છે, તેઓ **બ્રામણી** ડાકની પોસ્ટ ઓફિસ હોય ત્યાં જઇ આપે છે. આ ખાતાના કાગળો ઉપર ભારતીય પરતંત્રતાને લીધે ખાસ સ્ટેંપ–ટિકિટો નથી લગાડતા, પણ રોકડા પૈસા ઓફિસમાં આપવા પડે છે. જે કાગળ રજીસ્ટર કે પારસલ ચાર્જ આવી ગયો હોય તેના ઉપર '**महेसुल चुका**'નો સિક્કો મારે છે. અને જેનો ચાર્જ, રવાના કરનાર વ્યક્તિ નથી આપતી, તેના ચાર્જના પૈસા જ્યાં કાગળ પહોંચાડાય ત્યાં તેટલા જ લેવાય છે, બ્રિટિશ ટપાલખાતાની જેમ બેવડો ચાર્જ નથી લેવાતો.

જ્યાં જ્યાં રેલ મોટરો જાય છે ત્યાં ત્યાં તો **બ્રામણી** ડાક ખાતાના માણસો દ્વારા બ્રામણી ડાક રેલ દ્વારા કે મોટરો દ્વારા જ પહોંચાડાય છે. જ્યાં સાધન ન હોય ત્યાં પોસ્ટમેનો પગે ચાલીને જાય છે. મેવાડમાં રેલ અને સડકો કે મોટરો ઓછા પ્રમાણમાં છે. લોકોમાં ગરીબાઇ ઘણી છે, એટલે બ્રિટિશ પોસ્ટ અને તાર ઓફિસો મેવાડ રાજ્યમાં બહુ જ જૂજ સંખ્યામાં છે.

બ્રિટિશ પોસ્ટ ઓફિસના કાગળો (જે ઘણે ભાગે મેવાડ બહારના પ્રદેશોમાંથી આવેલા હોય છે.) તે ગામડાઓમાં જ્યાં બ્રિટિશ ગવર્મેંટ પોસ્ટ ઓફિસો ન હોય ત્યાં **બ્રામણી** ડાકના માણસો લઇ જાય છે, પણ તે બદલ તેમને કાંઇ મળે છે કે નહિ તેની મને ખબર નથી.

આ **બ્રામણી** ડાક એક સ્વતંત્ર ખાતું છે. આમાં સરકારી સત્તા નથી. આર્થિક મૂંઝવણ–મંદીના જમાનામાં મેવાડ જેવા પહાડી અશિક્ષિત ગરીબ દેશ માટે આવી સસ્તી સાદી અને સગવડતા ભરી

દેશી પોસ્ટ આશીર્વાદરૂપ છે. આથી લોકોને બહુ સુખ સંતોષ અને લાભ છે. હજી આમાં વિકાસ અને સાધનોની બહુ જરૂર છે. મેવાડ રાજ્ય પણ આ ખાતાને ટકાવી રાખવા માટે ઓછું ધન્યવાદને પાત્ર નથી.

ગુજરાત, મારવાડ અને કાઠિયાવાડનાં દેશી રાજ્યોના રાજવીઓ અને ઓફિસરો પોતપોતાનાં રાજ્યોમાં આવું દેશી પોસ્ટ ખાતું ખોલે તો મને પૂરો વિશ્વાસ છે કે ગરીબ પ્રજા ખર્ચના બોજા અને ત્રાસથી બચી રાજાઓને સાચા દિલથી આશીર્વાદ આપે. તેમ મેવાડ કરતાં ગુજરાત–કાઠિયાવાડની કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ આ ખાતું ખોલે તો તેમાં વિકાસ પણ બહુ સારો સાધી શકે.

મેવાડની બીજી અનેક વિશેષતાઓ પૈકી આ '**બામણી ડાક**' પણ એક વિશેષતા છે. [1]

---

૧ કાઠિયાવાડમાં જૂનાગઢ રાજ્યમાં 'સોરઠ સરકાર'નું ટપાલખાતું ઘણા વર્ષોથી ચાલે છે. બ્રિટિશ પેઠે જ તેની છાપેલી ટિકિટો વપરાય છે.

**સં. કૌ.**

: ૪૫ :

# મંત્રી દયાલશાહના કિલ્લાનો લેખ[1]

ગત વર્ષના **ઉદયપુરના** ચોમાસા પછી અમને મેવાડમાં પર્યટન કરવાનું સૌભાગ્ય સાંપડ્યું, તે પર્યટન (વિહાર)માં મેવાડની સંસ્કૃતિ અને પરિસ્થિતિને ઓળખવાનો સારો પ્રસંગ મળ્યો. મેવાડનાં લાખો અને કરોડોના ખર્ચે તૈયાર થયેલાં પૂર્વકાલીન ગગનચુંબી જૈનમંદિરો, ચમત્કારી જૈન મૂર્તિઓ, પહાડો, નદીઓ અને બીજાં બીજાં ધર્મનાં, ને યુદ્ધનાં સ્થાનો નિહાળ્યાં. સંખ્યાબંધ મંદિરો, મૂર્તિઓ, ગામના દરવાજા અને તલાવ વિગેરે ઉપર લાગેલા શિલાલેખોને જોવાનો, લખવાનો સારો લાભ મળ્યો. કોઈ કોઈ ગામમાં સંઘ અને જતિઓના હસ્તક રહેલ પુસ્તકભંડારોને પણ સમયના પ્રમાણમાં તપાસવાનો યોગ પ્રાપ્ત થયો. આમ પૂજ્ય મહારાજજીની સાથે મેવાડમાં વિહાર કરતાં એક બાજુ મેવાડની ભૂમિના આહારવિહાર વિગેરેની કઠોરતાનાં દુઃખો અને બીજી બાજુ ઉપર્યુક્ત સાહિત્ય-સંસ્કૃતિની યોગ્ય જ્ઞાનસામગ્રીથી અનેક પ્રકારનો આનંદ અનુભવાયો. મનુષ્ય જેટલું જુવે છે, જાણે છે અને

---

૧. જૈન સત્યપ્રકાશ વર્ષ ૧, અંક ૧૦

અનુભવે છે તેનો સહસ્રાંશ ભાગ પણ લખતો બોલતો નથી, અને તાજેતરમાં જેટલું લખવાનું મન હોય તે સમયના વ્યવધાનથી શિથિલ થાય છે, તે પછી બીજાં કાર્યો અને વિચારો જન્મે છે, તેથી તેમાંથી પણ બહુ જ ઓછો ભાગ લખવા જેટલો ઉત્સાહ રહે છે. બીજું કારણ એ પણ છે કે પૂજ્યપાદ **શ્રી વિદ્યાવિજયજી મહારાજે 'મારી મેવાડ યાત્રા'** શિર્ષક **લેખમાલા**[1] લખી છે, તેમાં મેવાડ વિષે ઘણીખરી જ્ઞાતવ્ય બાબતો લખી છે, તેથી તેની તે વાતનું બીજા શબ્દોમાં પુનરાવર્તન કરવામાં સાર કે મહત્ત્વ નથી. તેથી ફક્ત **શિલાલેખો** વિષે જ ટૂંકમાં લખીને ઇચ્છાને સંવરી લઇશ.

**'મારી મેવાડ યાત્રા'** માં મેવાડની જે **જૈન પંચતીર્થીની** હકીકત મહારાજજીએ લખી છે, તે પાંચ પૈકી એક તીર્થ **'દયાલશાહનો કિલ્લો'** પણ છે. તે કિલ્લો નથી પરંતુ પર્વત–ટેકરી ઉપર એક **આલીશાન જૈન મંદિર છે.** તેની ઘણીખરી હકીકત **આ જ માસિકના** ગયા–નવમા અંકમાં પ્રકટ થઇ ચૂકી છે. તે મંદિરમાં ચારે બાજુ શ્રીજિનેંદ્રની મોટી–મનોહર મૂર્તિઓ છે. તે મૂર્તિઓ ઉપર નીચેની પાટડીમાં મોટો લેખ કોતરેલ છે. તેના અક્ષરો સારા અને શુદ્ધપ્રાય છે. ચારે મૂર્તિ ઉપર ઘણું કરીને એક જ સરખા લેખ છે. શ્રી ઋષભદેવની એક મૂર્તિનો લેખ અમે અક્ષરશઃ વાંચીને ઉતાર્યો છે, તે અહીં આપીએ છીએઃ—

**॥ ई ॥ सिद्धि श्री गणेशाय नमः ॥ स्वस्ति श्रीमज्जिनेंद्राय सिध्धाय परमात्मने धर्मचैत्यप्रकाशाय ऋषभाय**

---

૧. આ લેખમાલા "જૈન" **'મુંબઇ સમાચાર'** વિગેરે જુદા જુદા ગુજરાતી પેપરોમાં છપાણી છે. આ લેખમાળા હિંદીમાં પુસ્તકાકારે પણ પ્રકટ થઈ ચૂકેલ છે.

नमोनमः। अथ संवत् १७३२ वर्षे शाके १५९७ प्रवर्तमाने वैशापमासे शुक्लपक्षे सप्तम्यां तिथौ गुरुवासरे। पुष्यनक्षत्रे मेदपाटदेशे वृहत्तटाके चित्रकोटपति सीसोदीयागोत्रे। महाराणा श्रीजगतसिंहजी। तद्वंशोध्धरणधीरमहाराजाधिराजमहाराणाश्री राजसिंहजीविजयराज्ये। श्री वृहत् ओसवालज्ञातीय। सीसोदीयागोत्रे। सूरपरयावंशे। साहश्री नेताजी। तद्भार्या नायकदे। तत्पुत्रसाह श्रीगजूजी। तद्भार्या गौरादे। तत्पुत्र संघवी श्रीराजाजी। तद्भार्या रयणादे तयोः पुत्राश्चत्वारः। प्रथमपुत्र साहश्री उदाजी। तद्भार्या भावलदे। तत्पुत्र साहश्री सुंदरदासजी। तद्भार्या सौभागदे। द्वितीयभार्या अमृतदे। भ्रातृ सिंघजी। भार्या साहिबदे। पुत्र ऋषभदास। द्वितीयभार्या सोहींगदे। द्वितीयपुत्रसाह श्री दुदाजी। तद्भार्या दाडिमदे। द्वितीय भार्या जगरूपदे। पुत्र वधुजी। भार्या प्यारमदे। द्वितीयभार्या लहुरंगदे। तृतीयपुत्र साहश्री देदाजी। भार्या सिंदूरदे। द्वितीयभार्या कस्मीरदे। पुत्र सुरताणजी। जार्या सुणारदे। चतुर्थपुत्र संघवीश्री दयालदासजी। भार्या सूर्यदे। द्वितीयभार्या पाटमदे। पुत्र सांवलदासजो। भार्या मृगादे। समस्त परिवारसहितो श्रीऋषभदेवजी चतुर्मुखः प्रसादः कारित। श्रीविजयगच्छे श्रीपूज्यश्रीसुमतिसागरसूरिजी। तत्पट्टे श्री आचार्यश्रीविनयसागरसूरिभिः। श्रीशंडेरगच्छे भट्टारक श्रीदेवसुंदरजी। श्री आदिनाथबिंबं प्रतिष्ठितं। शुभं भवतु॥ कल्याणमस्तु॥

**ભાવાર્થ:**—સિદ્ધિ–લક્ષ્મીયુક્ત ગણધરોને વારંવાર નમન થાઓ. સિદ્ધ ભગવાન્ અને ઋષભદેવ તીર્થંકરને અનેકવાર નમસ્કાર થાઓ. અથ વિ. સં. ૧૭૩૨ વર્ષમાં, શક સં. ૧૫૯૭ના વૈશાખ સુદિ ૭

ગુરુવારે પુષ્પ નક્ષત્રમાં મેવાડ દેશમાં મોટા (રાજસાગર નામના) **તળાવ**ની પાસે **ચિતોડ**પતિ **સીસોદિયા** ગોત્રના મહારાણાશ્રી **શ્રીજગતસિંહજી**ના વંશને વધારનાર (શોભાવનાર) મહારાણાશ્રી **રાજસિંહજી**ના રાજ્યમાં **બૃહત્‌ઓસવાલ** જાતિના **સીસોદિયા** ગોત્ર અને **સૂરપર્યા** વંશમાં શાહ **નેતાજી** થયા.

(તેમના પછી તેમના કુલમાં જે વ્યક્તિઓ દયાલશાહ સુધી થઇ છે, તે આ લેખમાં લખી છે. તે કોષ્ટકરૂપમાં નીચે આપવામાં આવે છે. જેથી વાચકોને તેમાં રસ–આનંદ ઉત્પન્ન થાય. દરેક પુરુષની પત્નિઓનાં નામ તેની સાથે જ કાઉંસમાં આપેલ છે.)

- નેતાજી (નાયકદે)
  - ગજૂજી (ગૌરાદે)
    - રાજાજી (રયણાદે)
      - ઉદાજી (ભાવલદે)
        - સુંદરદાસ (સૌભાગ્યદે ૨ અમૃતદે)
        - સિંઘજી (સાહિબદે ૨ સોહિંગદે)
          - ઋષભદાસ
      - દુદાજી (દાડીમદે ૨ જગરૂપદે)
        - બધુજી (પ્યારમદે ૨ બહુરંગદે)
      - દેદાજી (સિંદરદે ૨ કસ્મીરદે)
        - સુરતાણજી (સુણારદે)
      - દયાળશાહ (સૂર્યદે ૨ પાટમદે)
        - સાંવલદાસ (મૃગાદે)

આ બધા પરિવારની સાથે (દયાલશાહે) **શ્રીઋષભદેવજી**નું **ચતુર્મુખ** મંદિર કરાવ્યું. **વિજયગચ્છ**ના શ્રીપૂજ્ય **શ્રીસુમતિસાગર**-

સૂરિના પટ્ટધર **શ્રીવિનયસાગરસૂરિ** અને **શંડેરગચ્છ**ના ભટ્ટારક **શ્રીદેવસુંદરજી**એ શ્રીઆદિનાથના બિંબની પ્રતિષ્ઠા કરી. શુભ—કલ્યાણ થાઓ.

દયાલશાહ, **મેવાડ**ના રાજા **શ્રીરાજસિંહજીના** મંત્રી હતા. તેઓ બહાદુર અને સ્વામીભક્ત હતા. **રાજસિંહજી**એ **રાજનગર** ગામ વસાવી ત્યાં એક મોટું તલાવ અને તેની પાળ બંધાવી હતી. તેની પાસે **દયાલશાહે આ મંદિર બંધાવ્યું.**

દયાલશાહ એ કુલ ચાર ભાઈ હતા. તેમાંથી ત્રણ ભાઈઓને બબે પત્ની હતી. દરેક સ્ત્રીઓના નામ પાછળ દે શબ્દ જોડવામાં આવ્યો છે. તે દેવીનું ટુંકું રૂપ લાગે છે. જેમ **સૂર્યદેવી, પાટમદેવી.**

પ્રતિષ્ઠા કરાવનાર **વિજયગચ્છ** અને શંડેર[1] ગચ્છના પૂજ્ય—યતિ હતા.

પ્રતિષ્ઠા સમયે દયાલશાહનું મોટું કુટુંબ મૌજૂદ હતું. અને આ મંદિરમાં ચારે બાજુ **શ્રીઋષભદેવની મૂર્તિ હતી.** એમ લાગે છે. **શ્રીકેસરીયાજી**ના લીધે, **મેવાડ**ના શ્વેતાંબર જૈનોની, **શ્રીઋષભદેવ** તરફ વિશેષ ભક્તિપ્રીતિ છે, તેથી સેંકડો ઠેકાણે મેવાડમાં[2] શ્રીઋષભદેવનાં મંદિર બનેલાં છે. કહેવાય છે કે **બનેડા** ગામમાં પણ

---

૧ આ ગચ્છની ઉત્પત્તિ સાંડેરાવ (મારવાડ) માં થઈ મનાય છે.

૨ કહેવાય છે કે જે વખતે જૈન દીવાન વિગેરેનો મેવાડ ઉપર સારો પ્રભાવ હતો અને મહારાણાઓની જૈનધર્મ પ્રતિ સારી ભક્તિ હતી તે વખતે મેવાડમાં કોઇપણ નવું ગામ વસે તેની સાથે ઋષભદેવનું મંદિર પણ બાંધવું એવી રાજ્યની આજ્ઞા હતી.

**ઋષભ**દેવનું મોટું મંદિર તીર્થ સ્થાન જેવું છે અને ત્યાંના મહારાજાની તે પ્રતિ સારી ભકિત છે.

“**દયાળશાહકા કિલ્લા**” એ નામથી પ્રસિદ્ધ મંદિર મેવાડનું એક શ્વે૦ જૈનતીર્થ છે. ત્યાં ધર્મશાળા છે અને યાત્રિઓને ભાતું આપવાની વ્યવસ્થા પણ થઇ છે. **માવલી**થી **ખારચી** તરફ જતી રેલ્વેના **કાંકરોલી** સ્ટેશનથી આ તીર્થમાં જવાય છે.

હવે પછી **રાજસાગર** નામના તલાવની પ્રશસ્તિનો ઉપયોગી ભાગ આપવા વિચાર છે.



: ૪૬ :

# અણહિલ્લપુર–પાટણનો ભૂતકાળ[1]

## તેની સ્થાપનાથી ચૌદમી સદી સુધીના ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત

**પાટણનું** મહત્ત્વ ભૂતકાળની દૃષ્ટિએ ઘણું ધ્યાન ખેંચનારું છે. ઇતિહાસ જાણનારાઓ માટે **પાટણનો** ઇતિહાસ ઘણો રસપ્રદ છે. વાર્તા નોવેલોના રસિકોને **પાટણે** અનેક કથાઓની, વાર્તાઓની અને આશ્ચર્યોની ભેટ કરી છે. સાહિત્યપ્રેમીઓને **પાટણે** અખૂટ સાહિત્ય-ભંડારો આપ્યા છે, જે અત્યાર લગી જૈનોએ સાચવી રાખ્યા છે, અને શિલ્પપ્રેમીઓને માટે **પાટણે** અનેક મૂર્તિ, મંદિર અને બીજી ઇમારતોને અસ્તિત્વમાં આણ્યાં છે. આમ અનેક રીતે અનેક પ્રકૃતિના માણસોને **પાટણ** રસ ઉત્પન્ન કરે છે.

---

૧ પ્રબુદ્ધ, પૃ. ૩૮, અંક ૧૯મો.

**ચાવડા** વંશના રાજાઓની રાજધાની ઘણાં વર્ષો પહેલાં **ભિન્નમાલ** (શ્રીમાલ) મારવાડમાં હતી. **વનરાજ ચાવડાએ પાટણ**ની સ્થાપના વિક્રમ સંવત્ ૮૦૨માં કરી. આ સ્થાપનામાં **જૈનાચાર્ય શીલગુણસૂરિએ** હાજર રહી મંત્રપૂર્વક બધી ક્રિયાઓ કરાવી, એમ **ઇતિહાસ** કહે છે. વનરાજને જંગલમાં આપત્તિકાળે બચાવનાર આ **જૈનાચાર્ય** હતા, તેથી **વનરાજ**ની માતા તથા **વનરાજ**ની ભક્તિ **શીલગુણસૂરિ** ઉપર અવિચલ હતી. પંચાસરથી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ લાવી વનરાજે **પાટણ**માં સ્થાપન કરી. પ્રારંભમાં આ ગામનું નામ **અણહિલ્લપુર પાટણ** રાખ્યું.

**વનરાજ** પછી ચાવડા વંશના તથા **મૂળરાજથી ભોળા ભીમ** સુધીના અનેક રાજાઓએ આ નગરને જગતમાં વિખ્યાત બનાવ્યું. આ કામમાં **જૈન સાધુ** તથા શ્રાવકોનો મોટો હિસ્સો રહ્યો છે. પ્રથમ **ભીમ**ના વખતથી **વિમળશાહ, મુંજાલ,** ઉદયન, **વાગ્ભટ, આમ્રભટ,** વિગેરે ભડવીરો, મંત્રીઓ અને મહામંત્રીઓ જૈન હતા. **શ્રીશીલગુણ-સૂરિ, જિનદત્તસૂરિ, જિનેશ્વરસૂરિ,** કલિકાલ સર્વજ્ઞ શ્રી **હેમચન્દ્રાચાર્ય, રામચંદ્રસૂરિ, વાદિદેવસૂરિ,** વિગેરે સેંકડો જૈન વિદ્વાન્ આચાર્યોએ **પાટણ**ની સાચી મહત્તા ચિરકાલસુધી ટકાવવા માટે અનેક પ્રયાસો સેવ્યા છે. આઠમી સદીથી લઇ તેરમી સદી સુધી **પાટણ**ના જૈનોની જાહોજલાલી વધતી ગઇ હતી. **સિદ્ધરાજ જયસિંહ** અને **કુમારપાલ** રાજા સુધી તે સોલે કલામાં પ્રકાશમાન થઇ હતી. ગુજરાતના કમનસીબે તેરમી સદી પછી મુસલમાનોનાં આક્રમણો **પાટણ** ઉપર થયાં. સ્વર્ગ-ભૂમિ જેવી **પાટણ**ની શોભાને તેમણે છિન્નભિન્ન કરી નાંખી. કરોડોના ખર્ચે બનેલાં જૈન અને વૈદિક સ્થાનોને નષ્ટભ્રષ્ટ કર્યા. શું શિલ્પકલા કે શું બીજી સમૃદ્ધિ, શું ગ્રંથરત્નો કે શું ધનમાલ, દરેક વસ્તુને

ક્ષીણ–વિપરીત સ્વરૂપમાં મૂકવામાં મુસલમાનોએ ખરેખર ક્રૂરતા કરી છે, એમ ઇતિહાસકારોનો સત્ય અભિપ્રાય છે. હિન્દુઓનાં અને જૈનોનાં સ્થાનોમાં મુસલમાનોએ પોતાની મસજીદ કે કબરોનાં ચિહ્નો કરી પોતાનાં બનાવી લીધાં. તે પછી મરાઠાઓનો કાળ આવ્યો. તેઓ હિન્દુ હતા. એટલે હિંદુ કળાને ક્ષતિ તો તેમણે પહોંચાડી નથી, પરન્તુ તે કળાની વૃદ્ધિ અને રક્ષા પણ કરી હોય તેમ જણાતું નથી. અત્યારે જે નવા પાટણનો કિલ્લો છે, તે દામાજીરાવના સમયનો કહેવાય છે, પરન્તુ તેમાં બધાઓનો એકમત નથી. મરાઠાઓની સત્તા સાર્વભૌમ થઇ ન હતી, તેમ લાંબાકાળ સુધી ટકી ન હતી: એટલે તેઓ હિન્દુ શિલ્પ કે કલા ઉપર ખાસ ઉપકાર કરી શક્યા ન હોય એમ મારું માનવું છે. આમ એકંદર નવમી શતાબ્દીના પ્રારંભથી તેરમીના છેડા સુધી પાટણ જીવતું જાગતું અને ગૌરવવાળું રહ્યું. તે પછીનો કાળ પાટણ માટે બહુ ગૌરવવાળો તો ન જ કહેવાય.

## પાટણની વીરતા

વનરાજ ચાવડાએ જે ભૂમિમાં પાટણ વસાવ્યું હતું, તે ખરેખર વીર ભૂમિ હતી. આ ભૂમિમાં ઉત્પન્ન થયેલાં કે વસેલાં સ્ત્રી પુરૂષોએ ભૂતકાળમાં વીરતાનાં અનેક કાર્યો કર્યાં છે, જેની કેટલીક કથાઓ હજીય ગુજરાતીઓમાં જોશ ને અભિમાન ઉત્પન્ન કરી રહી છે. આ ભૂમિમાં વનરાજથી લઇ ભૂવડ સુધીના ચાવડા રાજાઓ તથા મૂલરાજ,

---

૧ મૂલરાજથી લઇ સિદ્ધરાજ જયસિંહ પર્યંત સોલંકી રાજાઓનો સંપૂર્ણ–વ્યવસ્થિત ઇતિહાસ હેમચન્દ્રાચાર્યે સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં આલેખ્યો છે. કુમારપાલ વિષે વધુ ઈતિહાસ માટે જુઓ મ્હારો લખેલો **महाराजा कुमारपाल चौलुक्य** નામનો નિબંધ, જે શ્રી ઓઝા અભિનંદન ગ્રંથમાં છપાએલો છે.

દુર્લભરાજ, **ભીમ** (બાણાવલી,) કર્ણ, **સિદ્ધરાજ** તથા **કુમારપાલ** સુધી **સોલંકી વંશના** પ્રતાપી તથા પ્રખ્યાત રાજવીઓ થયા છે, તેમની વીરતાથી **સિંધ** અને કોંકણના, ગોડ અને બુંદેલખંડના રાજાઓ કાંપતા હતા અને શરણમાં આવતા હતા. **વિમલશાહ, મુંજાલ, શાંતુ,** ઉદયન, **વાગ્ભટ, અંબડ, યશ:પાલ** જેવા રાજનીતિમાં નિષ્ણાત વીર-મંત્રીઓએ આ ભૂમિમાં રહી અનેક દેશો ઉપર ગુજરાતની છાપ પાડી હતી, તથા તે દેશોની લક્ષ્મીને ગુજરાતમાં–**પાટણ**માં આણી હતી. કમનસીબે **અજયપાલ**થી આ વીરતા ઓસરવા માંડી. દિવસે દિવસે કમજોરી કલેશ અને બીજાં કારણોથી **પાટણ** ઉપર મુસ્લીમ સત્તા આવી. તે લોકોએ અને બારોટ વિગેરે બીજી જાતિના વીરોએ આ ભૂમિમાં વીરતાના પાઠો ભજવ્યા છે. આજે એ વીરતા ફક્ત ઇતિહાસનો વિષય થઇ છે. કોઇ પણ જાતિમાં વીરતાનો વિશેષ–સ્પષ્ટ ગુણ જણાતો નથી, જાત જાતમાં પોતપોતાના વર્ગોમાં લડવાની વીરતા જ રહી છે કે જે વીરતા ભારતની શક્તિને કીર્તિને ઉલટી ક્ષીણ અને કલંકિત કરી રહી છે. જે કોમ, દેશ કે જાતિએ પોતાનું સ્થાન જગત્માં ગૌરવવાળું રાખવું હોય તે કોમે દેશ કે જાતિએ પોતાની કમજોરીઓને દૂર કરી, ડરપોકતાનો ત્યાગ કરી વેવલાપણાને છોડીને બળવાન નિર્ભય અને મહાવીર થવું જરૂરનું છે. ઇસ્વીસન ૧૮૫૭ના બળવા વખતે **મગનલાલ** નામના એક જૈને બે હજાર પૈદળ સૈન્ય તથા બસો ઘોડે-સવારોને ભેગા કરી અંગ્રેજો સામે બહાદુરીથી સામનો કર્યો હતો. ફરી જગત્ના જૈનો અને વૈદિકોમાં વીરતાનાં તત્વો પ્રસરે એવી ભાવના આપણે કરવી જોઇએ.

### પાટણનો વૈભવ અને વ્યાપાર

વૈભવનો અર્થ છે ધનમાલ, ઝવેરાત વિગેરે. રાજ્યસત્તા તથા વ્યાપાર સાથે વૈભવનો ઘનિષ્ઠ સંબંધ છે. **પાટણ**માં લગભગ છસો વર્ષ સુધી

અવિચ્છિન્ન રાજધાની રહી. તેથી ગુજરાત, કાઠીયાવાડ, દક્ષિણ, મારવાડ, માળવા, બુંદેલખંડ અને સિંધ કચ્છ વિગેરે દેશોની લક્ષ્મીનો પ્રવાહ **પાટણ** તરફ વળતો હતો. ઇતિહાસના જૂના જૈન ગ્રંથોના ઉલ્લેખથી જણાય છે કે **પાટણ**નો બાર ગાઉ જેટલો વિસ્તાર હતો. અહીં મોટા મોટા સાહસિક વ્યાપારીઓ અને કલાવિદો હતા. **ટોડ સાહેબ**ના રાજસ્થાનમાં લખ્યું છે કે **પાટણ**માં જગત્‌ભરની વસ્તુઓ મળતી હતી. ચીન જાપાન અને જાવા સુધી **પાટણ**ના વ્યાપારીઓ અહીંથી વસ્તુ લઇ જઇ વેચતા તથા ત્યાંની ચીજો પરવાળા વગેરે દરેક જાતના વ્યાપારનું **પાટણ** એક ધામ કહેવાતું. આજે પણ **પાટણ**ના મહેલ્લાઓમાં **ફોફલીઆવાડો**, **મણીયાતીપાડો**, **ઝવેરીવાડો**, **કપાશીવાડો**, **ચોખાવડીઆનો** પાડો, **દોશીવાડો**, **ઘીયાનો** પાડો વિગેરે કેટલાંક નામો આ વ્યાપારની **પાટણ**નું અનુમાન કરાવે છે. શાહનો પાડો, શાહવાડો, ઝવેરીવાડો વિગેરે તથા કોટીપતિની ધજા, લખપતિના દીવા વિગેરે નામો **પાટણ**ની વિભૂતિનો આછો ઇતિહાસ પૂરો પાડે છે.

**કુમારપાલ** ચરિત્રની પ્રસ્તાવનામાં લખ્યું છે કે **કુમારપાલ**ના અમલમાં ફક્ત પાટણમાં ૧૮૦૦ તો કરોડપતિઓ હતા. આનાથી પાઠકોને તે વખતના **પાટણ**ના વૈભવનો ખ્યાલ આવી શકશે. તે વખતના વ્યાપારની વિશાળતાનું જ આ પરિણામ હતું.

## સાહિત્યમાં પાટણનો હિસ્સો

સાહિત્યમાં **પાટણે** ભૂતકાળમાં સહુ કરતાં વધુ હિસ્સો આપ્યો છે. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ લખનાર સાહિત્યસેવાના વિષયમાં **પાટણ**ને કદી પણ વિસરી જશે નહિ. વિસરે તો મોટો અન્યાય કે અજ્ઞાનજ કહેવાય. અગીયારમી સદીથી પાટણે સાહિત્યમાં દિવસે દિવસે પ્રગતિ કરવા માંડી છે. બારમી અને તેરમી સદીમાં એનો પ્રભાવ આખા

ગુજરાત ઉપરાન્ત બીજા દેશો સુધી પહોંચી ગયો હતો. પાટણે સાહિત્યક્ષેત્રમાં હેમયુગમાં આશ્ચર્યકારક પ્રગતિ સાધી છે. સંસ્કૃત પ્રાકૃત ઘ્યાશ્રયના ઉલ્લેખથી જણાય છે કે તે કાળે ન્યાય, વ્યાકરણ, કાવ્ય, અલંકાર, નાટક, સંગીતકલા, વિજ્ઞાન, અધ્યાત્મ વિગેરે વિષયના જગત વિખ્યાત પ્રકાંડ પંડિતો પાટણમાં વસતા હતા. સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલ રાજા વિદ્યાના પ્રેમી અને ઉત્તેજક હતા. તેમણે વિક્રમની જેમ એક પંડિત પરિષદ સ્થાપી હતી, જે અનેક શાસ્ત્રીય વિષયોની ચર્ચા કરતી, સમાધાન અને વાદવિવાદ કરતી. બીજા દેશોથી દિગ્વિજય કરવા આવેલા પંડિતો સાથે શાસ્ત્રાર્થો કરી ગુજરાતની કીર્તિને અખંડિત રાખતી તથા તેમાં વધારો કરતી. આચાર્ય હેમચંદ્રસૂરિ કે જેમની સર્વતોમુખી પ્રતિભા અને સંયમશક્તિની અસર તે વખતના તમામ ક્ષેત્રો ઉપર પડી છે તેઓએ વધુ જિન્દગી પાટણમાં ગાળી છે.

[1]'સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ' પણ સિદ્ધરાજ જયસિંહની પ્રાર્થનાથી આ પાટણમાંજ બન્યું છે કે જે સાતે ભાષાઓનું સરલ અને સંપૂર્ણ વ્યાકરણ છે. ગુજરાતની કીર્તિને ટકાવનારૂં આના જેવું એકે વ્યાકરણ અત્યાર લગી બન્યું નથી. વ્યાકરણ ઉપરાંત બીજા વિષયના પણ લાખો શ્લોક હેમાચાર્યે પાટણમાંજ લગભગ બનાવ્યા હોય એમ લાગે છે. હેમાચાર્ય ઉપરાન્ત શ્રી. રામચંદ્રસૂરિ, ગુણચંદ્ર, અમરચંદ્રસૂરિ, વાગ્ભટ શ્રીપાલ, યશઃપાલ, વિજયપાલ, સોમપ્રભાચાર્ય, સોમેશ્વર, બિલ્હણ, સુભટ, ગણપતિવ્યાસ, ભાલણ વિગેરે સંખ્યાબંધ વિદ્વાન કવિઓએ

---

૧ આ હૈમ વ્યાકરણને સાત પરિશિષ્ટ ટિપ્પણ અને પ્રસ્તાવના સાથે નવી પદ્ધતિએ મેં તૈયાર કર્યું છે, જે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અમદાવાદથી બહાર પડયું છે. એનો રચનાકાળ વિ. સં. ૧૧૯૩ છે જુઓ તે માટે બુદ્ધિપ્રકાશમાં મારો લેખ.

પાટણમાં ગંભીર વિષયોના મહાન ગ્રંથોની રચના કરી છે કે જે ગ્રંથોનાં દર્શન સ્પર્શન અને અધ્યયનથી આજે પણ ગુજરાતની (પાટણની) વિદ્વાનો ઇર્ષ્યા કરે છે. કુમારપાલ અને વસ્તુપાલ તેજપાલ વિગેરે સાહિત્યપ્રેમીઓની ઉદારતાથી **પાટણ**માં અનેક ગ્રંથાલય (ભંડારો) સ્થાપિત થયા હતા, જેમાં જૈન અજૈન ધર્મ કે વિજ્ઞાન, મંત્ર, તંત્ર ન્યાય કે કાવ્ય, વૈદ્યક. જ્યોતિષ નિમિત્ત કે કલા તમામ વિષયનાં પુસ્તકો સંગ્રહીને લાખોના ખર્ચથી લખાવીને રખાયાં હતાં. વિધર્મીઓના આક્રમણો પછી આજે પણ **પાટણ**માં તે જૂના ગ્રંથાલયો (જૈનભંડારો) તેર હજાર જેટલા પ્રાચીન ગ્રંથો સાચવી શક્યા છે, એ ગુજરાતનું તો શું આખાયે ભારતનું મોટું ભાગ્ય છે. **પાટણ**ની આ મોટામાં મોટી પુરાણી સમૃદ્ધિ છે. આ સ્થાવર સમૃદ્ધિથી લોભાઇને કે મુગ્ધ બનીને હજીયે અમેરિકા અને જર્મનીના, લંડન અને પેરિસના, ઇટલી અને નોર્વે જેવા દરિયાપારના દેશોના મહાન પંડિતો ફીલોસોફરો **પાટણ**ની મુસાફરી કરવા આવે છે. ત્યાં રહી ભક્તિ અને વિસ્મયભર્યાં હૃદયોથી આ ગ્રંથોનાં દર્શન કરે છે, નોંધો લે છે અને ફોટાઓ પાડી તે ઉપર અનેક શોધખોળો કરે છે. નિબંધો અને મોટાં મોટાં પુસ્તકો લખી પોતાની જાતને ગૌરવવાળી માને છે, એ જાણી કયા ગુજરાતીને **પાટણ**ની મહત્તા વિષે માન ન ઉપજે? **પાટણ**ને નમસ્કાર કરવાનું કોને મન ન થાય? **પાટણ** ભૂતકાળમાં સાહિત્ય-વિદ્યાનું એક મોટું તીર્થ સ્થાન હતું. અત્યારે **પાટણ** આ વિષયમાં ઘણું પછાત પડયું છે. પોતાની પૂર્વકીર્તિને યાદ કરી **પાટણે** આ વિષયમાં વેગથી પ્રગતિ કરવી જોઇએ. જૂના સાહિત્યને રક્ષિત રાખી તેનો લાભ લે તો વર્તમાન અને ભવિષ્યમાં પણ **પાટણ** ગૌરવવાળું રહેશે.

**પાટણની કળા અને સંસ્કૃતિ**

મધ્યાકાળમાં **પાટણે** કળામાં પણ ઘણી સારી પ્રગતિ સાધી હતી,

**દ્વયાશ્રય, પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, કુમારપાલચરિત્ર** તથા **કર્ણસુંદરી નાટિકાથી** જણાય છે કે તે સમયે સંગીતકલા તથા ચિત્રકલા, વસ્ત્ર વણવાની કળા કે ભરવાની કળા, યુદ્ધ કળા કે નૃત્યકળા, તમામ કળાઓ **પાટણમાં** વિકસિત થઇ હતી. તેની અસર બીજા દેશો અને બીજી કોમો ઉપર સારી થઇ હતી. ગુજરાતની સંસ્કૃતિ ઘડવામાં પાટણનો મોટો ફાળો રહ્યો છે. ધર્મમાં કે વ્યવહારમાં, ખાનમાં કે પાનમાં, વ્યાપારમાં કે કળામાં **પાટણની** અસર હજુ જણાય છે, એ પાટણ માટે ઓછા ગૌરવની વાત નથી.

**પાટણની** કળા અને સંસ્કૃતિ શીખવા માટે બીજા દેશના કળાપ્રેમીઓ, રાજવીઓ, વિદ્વાનો અને વ્યાપારીઓ **પાટણમાં** આવી વસતા હતા. **પાટણનાં પટોળાં** જગત પ્રસિદ્ધ હતાં, મશરૂ અને બીજાં કીમતી વસ્ત્રો દૂર દૂરના દેશોમાં જતાં હતાં. રેશમી અને સુતરાઉ વસ્ત્રોમાં મૂકાતી જૂદી જૂદી ભાતોથી ભલભલા કલાકારો મુગ્ધ બનતા. વિદેશીઓ પોતાના દેશોમાં જઇ એનું અનુકરણ કરતા. અંગ્રેજી સલ્તનત પછી દિવસે દિવસે આપણી મૌલિક કલાઓ નષ્ટ થઇ છે, અને હજીય અનેક યત્નથી નષ્ટ કરાય છે. એનું જ કારણ છે કે પહેલાં ભારતથી કરોડો રૂપીઆનો માલ વિદેશમાં જતો, ત્યાંની લક્ષ્મી ભારતમાં આવતી; જ્યારે આજે સોયથી લઇને મોટામાં મોટી વસ્તુ સુધી પરદેશોથી આવે છે. અબજો રૂપિયાનો માલ પરદેશથી આવે છે અને ભારતની લક્ષ્મી લૂંટાતી જાય છે. આવી અવસ્થામાં ભારત ગરીબ ન બને તો થાય શું ? અને ગરીબાઇથી મનુષ્યો અનેક જાતનાં પાપો, ઉપાધિયો અને આપત્તિઓનો ભોગ થાય એ પણ સ્વાભાવિક છે.

છતાં થોડું ખુશી થવા જેવું છે કે **પાટણમાં** કેટલીક કળાઓ અને ઉદ્યોગો અંશથી પણ ટકી રહ્યાં છે. જેમકે **પટોળાં** બનાવવાની

કળા, મશરૂ વણવાની કળા ખાદી બનાવવાની કળા, જાતજાતનાં માટીનાં રમકડાં તથા વાસણો બનાવવાનો ઉદ્યોગ વગેરે.

## તીર્થસ્થાન પાટણ

ગુજરાતની રાજધાની તરીકે રહેવાનું **પાટણ**ને લગભગ સાતંસો વર્ષ સુધીનું સદ્‌ભાગ્ય સાંપડ્યું; તેથી **પાટણ**માં દરેક ધર્મના શ્રીમંત અને ધાર્મિક લોકોનો નિવાસ પણ મોટા પ્રમાણમાં રહ્યો. દુન્યવી ચીજો ઉપરનો મોહ છોડી ધર્મની આરાધના કરવી એ ભારતની એક મોટી વિશેષતા છે. એ કારણથી **પાટણ**ના રાજવી કે પ્રજાજનોએ લાખો કરોડોનું ખર્ચ કરી **પાટણ**માં ધર્મ–તીર્થસ્થાનો, ઇમારતો, સરોવરો, કુવા–વાવડીઓ, અને સદાવ્રતો વગેરે અનેક પરોપકારી સંસ્થાઓ ઉભી કરી હતી. કાળની કુટિલતા કહો કે આક્રમણકારોની ક્રૂરતા કહો, ગમે તે કારણથી આજે **ત્રિપુરૂષપ્રાસાદ, કુમારવિહાર, કર્ણમેરૂપ્રાસાદ સહસ્ત્રલિંગ તળાવ**નો કે સેંકડો **જૈન** વૈદિકોનાં **મંદિરો**નો પત્તોય નથી. અવશેષ પણ નથી. છતાં ખુશી થવા જેવું છે કે હજીયે તેમાંથી શ્રી [1]**પં**ચાસરા **પાર્શ્વ**નાથ વિગેરેની અલૌકિક **મૂર્તિઓ, મંદિરો, રાણકીવાવ**, અને જૂની **કાલિકા** પાસેનો કીલ્લાનો થોડો જીર્ણશીર્ણ ભાગ બચી રહ્યો છે. સંભવ છે કે વિશેષ શોધખોળ કરવાથી હજુ કેટલીક વસ્તુઓ પ્રકાશમાં આવે. વડોદરા સ્ટેટે આ કાર્યમાં પોતાનો ઉત્સાહ બતાવી ઇતિહાસકારોમાં પણ પોતાની પ્રતિષ્ઠા જમાવવા જરૂર પગલાં લેવાં જોઇએ.

---

૧ અત્યારે **પાટણ**માં જૈનોનાં સવાસો મોટાં મંદિરો તથા સંખ્યાબંધ ઘર મંદિરો છે, જેમાં મૂર્તિઓ ઘણી મનોહર તથા પ્રાચીન છે. શિલ્પનું કામ પણ આકર્ષક છે.

**જૂના પાટણનું સ્થાન તથા સ્થાપના**

વિક્રમ સંવત ૮૦૨ વૈશાખ સુદિ ૨ **પાટણની વનરાજ ચાવડાએ** જે સ્થળે સ્થાપના કરી હતી તે સ્થળ અત્યારના **પાટણ** કરતાં જૂદું છે. અનુમાનથી અત્યારના નવા **પાટણની** દક્ષિણ પશ્ચિમ દિશા તરફ જૂનું **પાટણ** કહી શકાય. **પ્રબંધચિંતામણિના વનરાજ પ્રબંધમાં** લખ્યું છે કે નવું **નગર** સ્થાપવા માટે **વનરાજે** શૂરવીરતાના ગુણવાળી ભૂમિની શોધમાં શૂરવીર પુરૂષો મોકલ્યા હતા, તે શૂર પુરૂષો **પીપલુલા તલાવની** પાળ ઉપર ફરતા ફરતા આવ્યા; ત્યાં સુતેલા '**લી**રૂચાડસાખડ' ના ભરવાડ **અણહિલ્લ** નામના પુત્રે તે શૂરવીરોને અહીં આવવાનું પ્રયોજન પૂછ્યું. તેણે કહ્યું કે નગર વસાવવા માટે અમે વીર ભૂમિની શોધ કરીએ છીએ. ત્યારે પેલા ભરવાડે કહ્યું કે હું એ ભૂમિ બતાવું પણ તે ભૂમિમાં જે નગર સ્થાપો, તે મારા નામથી સ્થાપો એટલી મારી શરત છે. તે વાત કબૂલ કર્યા પછી પેલા ગોવાળીઆએ એક સસલાને કૂતરા પાછળ દોડાવ્યું. સસલું વીરતાથી કૂતરા પાછળ પડ્યું. કૂતરૂં આગળ અને સસલું પાછળ એમ જ્યાં સુધી ચાલ્યું ત્યાં સુધી વીર ભૂમિનો નિર્ણય કર્યો. **વનરાજે** ત્યાં જ **પાટણની** સ્થાપના કરી અને પેલા ભરવાડના નામથી તેનું નામ **अणहिलपुर पाटण** અથવા **अणहिलवाड** રાખ્યું. ભરવાડની (ગોવાળ) ની જાત વીર અને પવિત્ર–સરલ હોય છે.

કાળની ગતિ કુટિલ છે, જગતના પ્રદાર્થો હમેશાં એક સરખી સ્થિતિમાં નથી રહેતા. તેના આકાર, પ્રકાર અને સ્થાન સુદ્ધાંનું પરિવર્તન થાય છે; એમ આપણે અનુભવીએ છીએ. **વનરાજે** જે સ્થાને **પાટણ** સ્થાપ્યું હતું, તે **પાટણ** ઘણું મોટું હતું; કિલ્લો પણ હતો. **કુમારપાલના** વખતમાં કે **સિદ્ધરાજ જયસિંહના** વખતમાં **પાટણનો** વિસ્તાર બાર ગાઉ જેટલો હતો; એમ **કુમારપાલ**ચારિત્રથી જણાય છે.

તે સમયે **ફુલ્ગુગાર** અને **અ**નાવાડા સુધી વસતી અને મકાનો ફેલાએલાં હતાં એમ અત્યાર લગી દેખાતાં જૂનાં અવશેષોથી જણાય છે. માઇલો સુધી દેખાતાં ચિહ્નો, ખોદકામ કરવાથી નવો પ્રકાશ પાડી શકે, એમ લાગે છે. તેમ કેટલીક અમૂલ્ય ચીજો મળવાની સંભાવના પણ રહે છે. વડોદરા સ્ટેટે આ કાર્યમાં પોતાનો પ્રેમ બતાવવો જોઇએ.

## પાટણની ઉન્નતિ અને અવનતિ

**પાટણ**ની સ્થાપના થઇ ત્યાંથી લઇ તેરમી સદી પૂરી થઇ ત્યાં લગી તો **પાટણે** દિવસે દિવસે ખૂબ પ્રગતિ કરી. અનેક પરાક્રમો બતાવ્યાં. વિધ વિધ કલા વિદ્યા અને ઉદ્યોગોનો વિકાસ સાધ્યો, ને દરેક રીતે **પાટણ**ની ઉન્નતિ થતી રહી. ચૌદમી સદીથી પાટણની ઉન્નતિ અટકી ગઇ. **પાટણ**ની રાજગાદી ઉપર બેસતા હીનસત્ત્વ અને વંસની રાજાઓએ **પાટણ**ની અવનતિનાં કારણો એકઠાં કર્યાં. પરસ્પરના કલેશ અને ફૂટે તેમાં ઉમેરો કર્યો. તેથી મુસલમાનોનો પ્રવેશ થવા લાગ્યો. તેમણે **પાટણ** ઉપર આક્રમણો કરી **પાટણ**ને છિન્નભિન્ન કર્યું. તેના ધનમાલની લૂંટ કરી. વિદ્યા કલા શિલ્પ અને ધર્મસ્થાનોનો ધ્વંસ કર્યો.

**સોલંકીઓ** પછી **વાઘેલાઓનું** **પાટણ**માં રાજ્ય થયું, તે વંશનો છેલ્લો રાજા **કરણ ઘેલો** થયો. **વિક્રમ સંવત્ ૧૩૫૬**માં **અલાઉદ્દીન** ખુનીએ તેને હરાવ્યો. તે પછી **પાટણ** રાજધાનીનું શહેર ન રહ્યું. તેની શોભા અને કીર્તિને મોટો ફટકો લાગ્યો. **પાટણ**માં મુસલમાન ઓફીસરો રહી ત્યાંની વ્યવસ્થા કરતા હતા. વિક્રમ સં. ૧૪૬૯ માં **અહમદશાહે** **અમદાવાદ**ની સ્થાપના કરી, તેને પોતાની રાજધાનીનું શહેર બનાવ્યું. તે પછી તો **અમદાવાદે** **પાટણ** વિગેરે ગુજરાતના ઘણાં શહેરોની શોભા મહત્તા અને સમૃદ્ધિ હરી લીધી. મધ્યમાં હોવાથી **અમદાવાદ**ની ઉન્નતિ ખૂબ થઇ. વિ. સં. ૧૩૫૬ પછી **પાટણ** એક

પ્રાંત કે તાલુકા તરીકે રહ્યું. અત્યાર લગી આ દશા છે. કમનસીબે ગુજરાતની રાજધાની તરીકેનું ગએલું પદ અત્યાર લગી પાટણને સાંપડયું નથી. દામાજીરાવ ગાયકવાડે **પાટણને** સર કરી **પાટણને** રાજધાની બનાવવાના મનોરથો સેવ્યા હતા. થોડાં વર્ષ સુધી **પાટણમાં** રાજધાની રાખી પણ હતી; પણ કપટથી તેમનું મૃત્યુ થવાથી **પાટણનું** એ સૌભાગ્ય લાંબા કાલ સુધી ટક્યું નહિ. આ વાત અઢારમી સદીની છે. અત્યારે **પાટણમાં ગાયકવાડ સરકારનો** અમલ ચાલી રહ્યો છે: **મહેસાણા** પ્રાંતનો **પાટણ** એક તાલુકો છે. આ રીતે **પાટણની** ઉન્નતિ અને અવનતિની ટૂંકી રૂપરેખા છે.

## નવા પાટણનું સ્થાન અને કિલ્લો.

**પાટણનું** ત્રણ વાર સ્થાનપરિવર્તન થયું કહેવાય છે. **વનરાજ** કે **સિદ્ધરાજના** સમયમાં જે સ્થળે **પાટણ** વસેલું હતું તે સ્થળે અત્યારે જંગલ, ખંડેર અને વેરાન જેવું છે. અત્યારે જે સ્થળે **પાટણ** છે, તે ક્યારથી વસેલું છે? શા કારણથી વસેલું છે અને કોણે વસાવેલું છે? તે પ્રશ્નો ગુંચવાડા ભર્યા છે, તેને ઉકેલવાના વિશ્વાસપ્રદ સાધનો હજી અહીં મળ્યા નથી. તપાસ કરતાં જણાય છે કે અત્યારે જે સ્થળે વસ્તી છે તે નવું **પાટણ** બસો વર્ષ કરતાં પહેલાંથી વસેલું છે, કેમકે લગભગ ઇસ્વી ૧૭૨૦માં લખાએલ ' ખુલાસત-ઉત્-તવારીખ " પુસ્તકમાં **પાટણમાં** બે કિલ્લા હોવાનું જણાવ્યું છે; એટલે કે અત્યારે **નવા પાટણની** ચારે બાજુ જે કિલ્લો છે તે કોઇ મુસલમાની અમલમાં થયો હોય એમ કલ્પના થાય છે. **દામાજીરાવ ગાયકવાડના** વખતમાં આ કિલ્લામાં સુધાર અને સંસ્કાર જરૂર થયા હશે. કેટલાક દરવાજાઓમાં હિન્દુ શિલ્પના દેખાવો તથા કોઇ કોઇ સ્થળે લેખો મળે છે.

**નવો કિલ્લો** ઘણે ભાગે **જૂના પાટણ**ના અવશેષોથી બનાવવામાં આવ્યો છે. જ્યાં જુઓ ત્યાં આ મોટા કિલ્લામાં જૈન-વૈદિક મૂર્તિઓ, મંદિરોના દરવાજાઓ, ઘરોના હજારો ખંડિત કે અખંડિત પત્થરો જોડેલા નજરે પડે છે. એક ઠેકાણે એક સરખા પત્થર નથી મળતા. કોઇ ઠેકાણે લાલ પત્થર છે તો કોઇ ઠેકાણે સફેદ, કોઇ સ્થળે સુંવાળો છે તો કોઇ સ્થળે ખરબચડો, કોઇ ઠેકાણે જૈનમૂર્તિ અખંડિત છે તો કોઇ ઠેકાણે ખંડિત છે; કોઇક સ્થળે જૈનમૂર્તિની આસપાસ તથા નીચે પથરા છે તો કોઇ સ્થાને મંદિરના અવશેષો, કોઇ સ્થળે વિષ્ણુની મૂર્તિ છે, તો કોઇ સ્થળે બ્રહ્મા કે શિવની. આ પ્રમાણે બધી વસ્તુઓ અવ્યવસ્થિત રીતે જ્યાં ત્યાં કલારહિત કે ડહાપણ વગર ગોઠવી છે એથી હું એ કલ્પના કરૂં છું કે આ કિલ્લો કોઇ મુસલમાની સત્તા કાળમાં બન્યો છે. **જૂનાં પાટણ**નાં હજારો કળાપૂર્ણ ધર્મ અને વિલાસનાં સ્થાનો તોડીને બનાવ્યો છે. આ વસ્તુ હિન્દુ સભ્ય સત્તામાં બનવી અશક્ય છે. કેટલાક લોકો **દામાજીરાવે** આ કિલ્લો બંધાવ્યું માને અને મનાવે છે, તે ભૂલભરેલું છે.

## નવા કિલ્લાનો વિશેષ પરિચય.

અત્યારે જે કિલ્લો (કોટ) **પાટણ** શહેરને ફરતો છે, તે કિલ્લાને **બાર** દરવાજા છે, જેમાંથી કેટલાક જીર્ણ થયા છે. ઘણાખરા સારી સ્થિતિમાં છે. **ખાન સરોવર, છીંડીયા** વિગેરેના દરવાજાઓમાં શિલ્પનું સારૂં કામ છે. કેટલાક દરવાજાના પથરાઓમાં લેખો પણ કોતરેલા મળે છે. કોઇ સ્થળે હિન્દુ અને જૈન શિલ્પનાં ચિહ્નો, તો કોઇ સ્થળે મુસલમાન સંસ્કૃતિનો આભાસ થાય છે. કિલ્લાનો ઘેરાવો લગભગ સાડાત્રણ માઇલ જેટલો છે. ચારે બાજુ આ કિલ્લો ગોળ નથી, પરંતુ વાંકો ચુકો છે. આ કિલ્લો ઉંચાઇમાં વીસથી ત્રીસ તથા પહોળાઇમાં લગભગ દસ બાર ફુટ છે. કિલ્લાની મજબૂતી હજૂએ સારી છે.

## જૂનો કિલ્લો

ગામનાં મોટા કિલ્લા સિવાય ગામની બહાર **જૂની કાલકાના** મંદિરની લગોલગ પાછળ એક જૂનો કિલ્લો છે. લોકોમાં તે **વનરાજ ચાવડાના** વખતનો કિલ્લો કહેવાય છે. **જૂનું પાટણ** અત્યારના **પાટણની** દક્ષિણ પશ્ચિમમાં હતું. તેની ચારે બાજૂ કિલ્લો હતો. તેનાં ચિહ્નો કેટલેક દૂર સુધી ટેકરાના રૂપમાં જણાય છે, તેથી લોકો **વનરાજનો** કિલ્લો માને છે. કેટલાક લોકો આને **સિદ્ધરાજનો કિલ્લો** પણ કહે છે. જ્યારે બીજા કેટલાક **સિદ્ધરાજની રાજગઢીનો** કોટ માને છે, કેમકે અત્યારે જે **સહસ્ત્રલિંગ તળાવનું** સ્થાન મનાય છે તેની વચ્ચે ટેકરા ઉપર એક ઇમારત ( રાણીનો મહેલ ) છે, તે **સિદ્ધરાજનો હવાઇ મહેલ** હતો તથા જૂની **કાલકા** પાસે **સિદ્ધરાજનાં** બીજાં સ્થાનો હતાં; તેની ચારે બાજુ રાજગઢીનો કિલ્લો હતો તેમ મનાય છે. આ બધી માન્યતાઓ કલ્પના માત્ર છે. આમાં એકેમાં ખાસ વિશ્વસનીય પ્રમાણ નથી. **વનરાજના** વખતનો બનાવેલો આ કિલ્લો હોય એમ અમને સંભવિત લાગતું નથી. તેની ઈંટો પત્થરો અને બાંધણી બારસો વર્ષ જેટલાં જૂનાં માની શકાતાં નથી. તેમ જૂના **પાટણના કિલ્લાને** બદલે **રાજગઢીનો કિલ્લો** તેને માનવો વધારે યુક્ત લાગે છે. અત્યારે આ કિલ્લો લગભગ અર્ધા ફર્લાંગથી પણ ઓછી જગ્યામાં જીર્ણ શીર્ણ રૂપમાં હયાત છે. આગળનો ભાગ કાંઇક ઠીક લાગે છે; પણ અમે પાછળનો બધો ભાગ જોવા ગયા ત્યારે તે તો બહુ જ જીર્ણ શીર્ણ જણાયો. જૂની કાલકા મંદિરની દીવાલોથી તેટલો ભાગ જમીનદોસ્ત થતાં અટકી ગયો છે. તેમ કાલકા મંદિર ઇમારત માટે તે શીલા રૂપ તથા ટેકા રૂપ છે. પરસ્પર સહાયકભાવ બન્નેની શોભામાં વધારો કરે છે. કિલ્લાના પાછળના ભાગમાંથી **સહસ્ત્રલિંગ સરોવરનું** સ્થાન હવાઇ **મહેલ ( રાણી મહેલ )** વગેરે જૂનાં સ્થાનો બહુ સુંદર રીતે દેખાય

છે. તથા ફોટા પણ લઇ શકાય છે. આ જુના કિલ્લામાં કોતરકામ કે શિલાલેખો જણાતા નથી. આગળના ભાગમાં એક સ્થળે મસ્જીદ જેવો નાનો આકાર છે, જે મુસલમાની બાદશાહના વખતમાં ઘણા ખરા હિન્દુ–જૈનોનાં સ્થાનોમાં મુસલમાનો કરતા હતા, અથવા પોતાના સ્થાનોની રક્ષાની ખાતર જૈનો અને હિંદુઓજ તેમ કરતા હતા.

## જૂનાં અવશેષો

કાળબળના યોગે કે ક્રૂરતાને લીધે જૂનું **પાટણ** ભૂતકાળમાં પ્રવેશ કરી ઘણે ભાગે સ્મૃતિનો જ વિષય બન્યું છે, તેમ છતાં સદ્‌ભાગ્યે બચેલાં તેનાં કેટલાંક અવશેષો વર્તમાનમાં પ્રેક્ષકોને ભૂતકાળના **પાટણ**નો પ્રત્યક્ષ અનુભવ કરાવી રહ્યાં છે. આ સ્થાનોમાંથી ઘણા મેં જોયા છે અને તે વિષે થોડું સાંભળ્યું અને નોંધ્યું પણ છે. પણ હજુ તેનો વિશેષ પરિચય મેળવીને લખાય તો ઠીક, એમ લાગે છે.

## રાણકી વાવ

આ એક વાવ છે, એમાં શિલ્પનું કામ પત્થર ઉપર સુંદર રીતે કરેલું છે. આનું પાણી મેલું અને ગંદુ છે, છતાં કહેવાય છે કે ઉટાંટીઆના રોગ ઉપર અકસીર દવાનું કામ કરે છે. દૂર દૂર સુધી અહીંનું પાણી જાય છે. કહેવત છે કે: **"રાણકી વાવ ને દામોદર કુવો, જે ન જુવે તે જીવતો મુવો."**

## રાણીનો મહેલ

**સહસ્રલિંગ તળાવ**નું અત્યારે નામોનિશાન ક્યાંય નથી, પણ તેના સ્થાનનું અનુમાન જે સ્થળે થાય છે, તે ક્ષેત્રની વચમાં ટેકરી ઉપર એક ઇમારત છે. એ **સિદ્ધરાજ**નો હવાઇ મહેલ હતો એમ કહેવાય છે. અત્યારે મુસલમાનોની તેમાં કબરો છે. ઇમારત નાની, જીર્ણશીર્ણ છે.

### શેખ ફરીદની દરગાહ

જ્યાં પ્રસિદ્ધ સિદ્ધરાજે બંધાવેલ સહસ્રલિંગ તળાવ હતું તે સ્થળથી કંઈક દૂર સરસ્વતીના કિનારા ઉપર આ સ્થાન છે. મૂળ સ્થાન જૈન કે હિન્દુ મંદિર હોવું જોઈએ. પાછળથી શેખફરીદની દરગાહ બનાવવામાં આવી હશે.

### જસમા ઓડણનું મંદિર

શેખફરીદના રોઝાથી રાણકીવાવ જતાં વચમાં રેલ્વે પાટાની જમણી બાજુ જસમા ઓડણનું મંદિર છે. મંદિર ઉપર ઈંટનું શિખર છે. પચાસ સાઠ વર્ષ કરતાં જુનું નથી જણાતું, તેમાં પાષાણની એક જસમાની મૂર્તિ છે. મૂર્તિ પણ અર્વાચીન છે. એક બ્રાહ્મણ પૂજારી ત્યાં રહે છે. જસમાની ચમત્કારી વાતો કહી પ્રેક્ષકોને ભ્રમમાં નાખે છે. જસમા નામનું પાત્ર સિદ્ધરાજના વખતમાં વસ્તુતઃ હતું કે કેમ ? એમાંજ મને તો શક છે. આ મંદિરની પાસેજ સહસ્રલિંગ તળાવનું સ્થાન મનાય છે, જે અત્યારે તો એક ખેતરના રૂપમાં શુષ્ક સ્થળ માત્ર છે.

### કાલકાનાં મંદિર

અહીં કાલકાનાં મંદિર બે છે, બન્ને પાસે પાસે છે. નવાનું મહત્વ નથી. જૂનું મંદિર અને તેનું સ્થાન ઐતિહાસિક હોવાનું મનાય છે. તેમાં એક જૂની કાલકાની મૂર્તિ છે, બીજી એક નવી પણ મોટી છે. પૂજાશણગાર રોજ થાય છે. દર્શન કરનારની જમણી બાજુ બે જૂના પથરાના થાંભલા છે, તેમાંથી એકમાં વિ. સં. ૧૨૮૪માં પાટણના રહેવાસી પેથડ નામના પોરવાડ (શ્રાવક)નું નામ છે, બીજામાં પાટણના રહેવાસી ચંડપ્રસાદના પુત્ર સોમ નામના એક પોરવાડ (જૈન) નું નામ છે. આ બન્ને થાંભલા કોઈ જૈન મંદિરમાંથી અહીં લાવવામાં આવ્યા

હોય અથવા આ સ્થાન પહેલાં જૈન મંદિરરૂપેજ હોય એમ કલ્પના થાય છે. મંદિરની સામે ભીંતમાં પણ કેટલાંક જૈન શિલ્પનાં ચિન્હો નજરે પડે છે. આ મંદિરનો બહારનો ભાગ બીજે સ્થળેથી લાવેલા થાંભલા તથા પથ્થરોથી બન્યો છે, જેને બહુ વર્ષો થયાં નથી. પાછળના ભાગમાં જૂનો કિલ્લો છે, જેનો પરિચય હું આ લેખમાં પહેલાં આપી ચૂક્યો છું,

### હેમચંદ્રાચાર્યનો ઉપાશ્રય

કહેવાય છે કે આ સ્થળે શ્રી હેમચંદ્રાચાર્ય ઉપાશ્રયમાં ઉતરતા હતા. જો આ વાત સાચી હોય તો આ સ્થાન બહુજ મહત્વનું કહેવાય. ગામનો વચલો ભાગ આ પહેલાં હોવો જોઇએ. શ્રી હેમાચાર્ય પાસે સિદ્ધરાજ, કુમારપાલ, ઉદયન, શ્રીપાલ વિગેરે જ્યોતિર્ધરો તેમનાં દર્શન કરવા આવતા હતા. અત્યારે તો આ સ્થાન અનેક કબરો અને વિધર્મી સંસ્કૃતિથી કલંકિત બની ગયું છે. શિલ્પમાં જૈનત્વની શંકા જરૂર પડે છે.

આ સ્થાનો સિવાય નીચે લખેલાં પ્રાચીન સ્થાનો પણ જોવાલાયક છેઃ– (૧) આદિના મસ્જીદની જગા, (૨) સૈયદ મહમ્મદબહમનનો રોઝો, (૩) ખાનસરોવર (બહુ મોટું અને સુંદર છે,)(૪) શ્રી દામાજીરાવનું મરણ સ્થળ, (૫) બહાદૂરસિંગજીની વાવ, (૬) ગણપતિનું મંદિર (ગણપતિની પોળમાં છે. આમાં ગણપતિની મૂર્તિ પ્રાચીન છે.)

### જૈન મંદિરો

પાટણ સાથે જૈનોનો સંબંધ તેની સ્થાપનાકાળથી ઘણો ઘનિષ્ટ રહ્યો છે. પાટણમાં ઘણાખરા રાજ્યનીતિ તથા વ્યાપારના કામમાં જૈનો મધ્યકાળમાં આગળ પડતા હતા, હજુય છે. તેથી અહીં જૈનોએ મોટાં મોટાં મંદિરો બંધાવ્યાં છે. આ મંદિરોની સવાસો જેટલી સંખ્યા છે તેમાં પણ વધુ મહત્વનાં આ છેઃ—

**શ્રી પંચાસરા પાર્શ્વનાથનું મંદિર**

આમાં **પંચાસરા પાર્શ્વનાથની** મૂર્તિ ઘણીજ રમણીય તથા પ્રાચીન છે. ઐતિહાસિક ગ્રંથોમાં લખેલું છે કે જ્યારે **વનરાજ ચાવડાએ પાટણની** સ્થાપના કરી ત્યારે **પંચાસરથી** આ મૂર્તિ મંગાવી તેની જૂના **પાટણમાં** સ્થાપના કરી હતી. જૂનું **પાટણ** તૂટી જવાથી આ મૂર્તિ અહીં લાવવામાં આવી છે. આવી સુંદર મૂર્તિઓ બહુ જ ઓછી જોવાય છે. પ્રેક્ષકના આંખ અને મનને સાંત્વન–પ્રમોદ કરનારી આ મૂર્તિ છે. આ મંદિરમાં **વનરાજ ચાવડા** તથા **સુરપાલની** મૂર્તિ પણ જૂની છે. **પાટણના** સેંકડો જૈનો દરરોજ આ મંદિરમાં દર્શન કરવા આવે છે.

**અષ્ટાપદજીનું દહેરૂં**

આ મંદિરના ભોંયરામાં મોટી મોટી જૈન પ્રતિમાઓ છે.

**લાકડાનું સુંદર કોતરકામ**

**ધીમટામાં કુંભારીયાવાડાના દહેરાસર** તથા **કપુરમહેતાના પાડામાં** જે જૈન મંદિર છે તેમાં લાકડા ઉપર કરેલ કોતરકામ ઘણું સુંદર છે. અનેક ભાવો પ્રાણીઓ તથા ચરિત્રો લાકડામાં બહુ બારીકાઇથી કોતરેલાં છે. કામ જૂનું અને જોવાલાયક છે,

આ લેખમાં **પાટણના** ભૂતકાળનો તેના આદિ કાલથી લઇ ટૂંકાણમાં પરિચય કરાવ્યો છે. **પાટણનો** ભૂતકાળ ઘણો વિશાળ અને ઉજ્જવળ છે. તે સંબંધી આટલો લેખ બસ ન થાય. આખું પુસ્તક લખાવું જોઇએ.

**પૂજ્ય મહારાજશ્રી વિદ્યાવિજયજી મહારાજજીની** પણ તે કામ કરવાની ઘણી ઉત્કંઠા છે. આ કામમાં રસ લેનારા તથા એ વિષે માહિતી અને સાધનો ધરાવનારા મહાનુભાવોને અમારી નમ્ર વિનંતિ છે કે અમને અમારા આ કામમાં સલાહ–સહાય આપે.

: ૪૭ :

# જૈન સાધુઓના વિહારની મહત્તા[1]

## વિહારમાં મળેલા શિલાલેખો

જૈન સાધુઓનો પૈદલ ચાલવાનો (પગે વિહાર કરવાનો) આચાર ઘણો મહત્ત્વનો છે. આમાં જેમ તેમના સંયમની રક્ષા છે, સ્વાસ્થ્યને લાભ છે, તેમ સમાજ અને રાષ્ટ્ર, ધર્મ અને સાહિત્ય વિષયક અભ્યાસ કરવાની પણ ઉમદા તક તેમને મળે છે. સદર આચારથી તેઓ પગવડે હજારો માઈલોની મુસાફરી કરી સ્વ અને પરનું હિત સાધી શકે છે. જે સાધુ વિચારસંપન્ન હોય, ઉદાર અને જ્ઞાનજીવી હોય તે પોતાના અનુભવોથી મોટા મોટા ગ્રંથો–ઇતિહાસોની ભેટ સમાજ તથા રાષ્ટ્રને ચરણે ચઢાવી શકે છે.

નવું નવું જાણવાનો અને નોંધવાનો મને શોખ છે, તેથી મુસાફરી (વિહાર) દરમિયાન જે કાંઈ નવું જણાય છે, તેને નોંધી લઉં છું અને પ્રસંગ–સમય મળે તો તે વિષે વિસ્તાર કે સંક્ષેપથી યત્કિંચિત્ લખવા પ્રયાસ કરું છું. કેટલાક પ્રવાસવર્ણનો **શારદા** વિગેરે પત્રોમાં લખવાનો પ્રસંગ મને મળ્યો છે.

---

૧ જૈન, ભાવનગર, પૃ. ૩૩, અંક ૧૬

પૂજ્યપાદ શાસનદીપક પ્રખરવક્તા **શ્રીવિદ્યાવિજયજી મહારાજ-જી**ની સાથે તેમના જન્મગ્રામ **સાંઠબા**માં ગતવર્ષ ચોમાસું કર્યા પછી કપડવણજ, દેહગામ, **પ્રાંતીજ**, વિજાપુર, **મહેસાણા**, **ધીણોજ**, **પાટણ**, **પાલનપુર**થી વિહાર કરી જગત્પ્રસિદ્ધ **આબુપર્વત** સુધી પ્રવાસ (વિહાર) કર્યો. આ પ્રવાસમાં મને અનેક અનુભવો થયા. તેમાં ઘણી બાબતો લખવા જેવી મને જણાઇ અને મળી છે. આ બધું વિગતવાર લખતા વધુ સમય કાઢવો જોઇએ, પણ બીજી સાહિત્યક પ્રવૃત્તિઓના કારણે પ્રવાસમાં વધુ સમય મળે તેમ લાગતું નથી, તેથી જેમ અઢીવર્ષ પૂર્વે **માળવા**માં મેં (સાહિત્યોપયોગી વાતોના શીર્ષકથી) પાંચ લેખો સારરૂપે **'જૈન'** માં લખ્યા હતા, તેમ ઇતિહાસ, સાહિત્ય કે ધર્મ સંબંધી ઉપર્યુક્ત બાબતને થોડા શબ્દોમાં લખી દઇ કંઇક સંતોષ માની લઉં તો સારૂં, એમ ધારી બે શબ્દો લખવા યત્ન કરૂં છું.

## સાઠંબાનો શિલાલેખ

**સાંઠબા** એક નાનું સ્ટેટ છે. કપડવણજથી ઇશાનકોણમાં ચોવીશ માઇલ ઉપર તે આવેલું છે. ત્યાં એક મોટી વાવ છે. તેની પાસે પાછળના ભાગમાં હનુમાનનું તૂટેલું **મંદિર** છે. ત્યાં એક લાલ રંગનો ખડબચડો પત્થર છે. તે કોઇ થાંભલાનો ભાગ હોવો જોઇએ. તેમાં એક લેખ કોતરેલો છે. અક્ષરો ખરાબ હોવાથી બરાબર વંચાતું નથી. કેટલોક ભાગ વંચાયો છે. તે અહીં આપું છું:—

**संवत् १३५० वर्षे मागसर शुदी १४ शनीश्चरे दिने सोलंकी......श्री भीमश्रीवंचा (ता) राज्ये श्रीसामंत श्री प्रशांत सिंहराज्ये श्री हु० स कीले...वड... ... ... ...**

આ શિલાલેખ વિ. ૧૩૫૦ માગશર શુદિ ૧૪ શનિવારનો છે. તેમાં સોલંકી રાજાનું નામ છે. તે સમયે ગુજરાત ઉપર સોલંકીઓનો સાર્વભૌમ અમલ રહ્યો હતો. વાઘેલાઓનો પણ તે છેલ્લો સમય હતો. એટલે આ સોલંકી રાજા કોઇ નાનો ઠાકોર કે ખંડીરાજા હશે. લુણાવાડા કે વાડાસિનોરમાં તેનું રાજ્ય હશે. અત્યારે લુણાવાડા તથા દેશલીના ઠાકોર પણ સોલંકી છે.

## કપડવંજમાં કુંડવાવ તથા કીર્તિસ્તંભ

કપડવણજ એક ઐતિહાસિક જૂનું ગામ છે. સંસ્કૃતમાં તે કર્પટવાણિજ્યના નામથી પ્રસિદ્ધ છે. પહેલાં આ ગામમાં વાણિજ્ય ઉદ્યોગ સારા પ્રમાણમાં હતાં. અહીં સિદ્ધરાજ સોલંકીએ બંધાવેલ કુંડવાવ બહુ જ મોટી અને શિલ્પવાળી છે. એક કીર્ત્તિસ્તંભ છે તેમાં નકસીનું કામ ઘણું સારૂં છે. સિદ્ધરાજને ઇમારતોનો–શિલ્પનો બહુ શોખ હતો. તેણે કરોડો રૂપીયા આ સ્થાવર કામમાં ખર્ચી પોતાની કીર્તિને સ્થાયી બનાવી છે. આ ગામમાં કેટલાક શિલાલેખો લેવા જેવા ઉપયોગી છે, પણ સમય ન મળવાથી ઉતારી શકાયા નથી. અહીં વ્હોરા કોમ સમૃદ્ધ છે.

કપડવણજમાં જૈનમંદિરો બહુ જૂનાં છે. તેમાં રહેલી મૂર્તિઓ રમણીય તથા ઇતિહાસની દૃષ્ટિએ મહત્ત્વની છે. તેના શિલાલેખોથી કેટલીક હકીકત જાણવામાં સારી મદદ મળી શકે. પહેલાં જે સ્થળે કપડવણજ હતું તે સ્થળે અત્યારે નથી. જૂનું સ્થાન ઘણુંખરૂં શૂન્ય છે.

## પાટણમાં જુની કાલકા મંદિરના લેખો

પાટણ એક ઇતિહાસિક નગર છે. તેમાં ગુજરાતની સંસ્કૃતિ ઘડાઇ છે. ઇતિહાસ સર્જાયો છે. કળાઓનો ઉદ્ભવ થયો છે. તથા

સાહિત્યનું સર્જન અને રક્ષણ થયું છે. તેનો પૂરો ઇતિહાસ હજુ લખાયો નથી, એ ગુજરાત માટે શરમાવનારો વિષય છે. પાટણના ઇતિહાસથી ગુજરાતના ઇતિહાસ ઉપર ઘણો પ્રકાશ પડી શકે.

જૂની કાલકાનું મંદિર અને સ્થાન બહુ પ્રાચીન મનાય છે. તેની પાછળ કિલ્લો છે, તે વિ. સ. ૮૦૨માં વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યું તે વખતનો કહેવાય છે. અસ્તુ. ગમે તેમ હોય તેનો વિચાર બીજે સ્થળે કરાશે. આ મંદિરમાં કાલિકાની જૂની અને નવી મૂર્તિઓ છે. વ્યવસ્થા–ખર્ચનો બંદોબસ્ત રાજ્ય તરફથી છે. દેવીની સામે ઉભા રહેનારની જમણી બાજુ પડએના મંડપમાં બે થાંભલા છે. તેમાંથી એકમાં આ પ્રમાણે શિલાલેખ કોતરેલ છે:—

**१. सं. १२८४ वर्षे श्रीपत्तनवास्तव्यप्राग्वाट ठ० श्रीपूनसीह सुतठ० आल्हणदेविकुक्षिभूः ठ० पेथडः ॥**

બીજા થાંભલાનો લેખ આ પ્રમાણે છે:—

**१ सं १२८४ वर्षे श्रीमत्पत्तनवास्तव्यप्राग्वाट ठ० श्री चण्डप्रसादसुतः ठ० श्रीसीमः ।**

આ બન્ને શિલાલેખો થાંભલાઓ ઉપર છે. આ બન્ને થાંભલાઓ જુના પાટણનું ખોદકામ કરતાં મળ્યા હતા. ત્યાંથી ઇસ્વી સન્ ૧૯૨૧ માં ઉપયોગી જાણી અહીં લાવી ઉભા કરવામાં આવ્યા છે. તે કોઇ જૈન મંદિરના થાંભલા છે. જુના પાટણમાં જૈનોનાં સેંકડો મંદિરો જમીનદોસ્ત થયાં છે. જૈનો શ્રીમંત હોવાથી પોતાની જુની ઇમારતોને મૂકી નવી ઇમારતો (મંદિરો) ઉભી કરે છે. આ પદ્ધતિથી જૈનોએ ઇતિહાસપયોગી ઘણીય વસ્તુઓનો નાશ કર્યો છે અથવા નાશ થવા દીધો છે. જૂનું પાટણ ભાંગી જવાથી ત્યાંના મંદિરોમાંની મૂર્તિઓ તો ઘણે ભાગે જૈનો ઉપાડી લાવ્યા હશે અને મંદિરો તથા શિલાલેખો

ત્યાં ને ત્યાંજ મૂકી આવ્યા. તે મંદિરો અને ઇમારતોને લોકો મનમાં આવે તેમ ઉપાડી ગયા. શ્રીયુત **રામલાલ ચુનીલાલ મોદીએ** લખ્યું છે કે પાંચસો વર્ષ સુધી લાગટ **પાટણ**ની નવી ઇમારતો માટે જૂના **પાટણ**નો પત્થર વપરાયો છે. હમણાં પચાસેક વર્ષથી બહારથી પત્થર આવવા લાગ્યો છે. આ વાત તદ્દન માનવા જેવી સાચી લાગે છે. નવા **પાટણમાં મંદિરોમાં કે મસ્જીદોમાં, વાવમાં કે કુવાઓમાં, ઘરોમાં** કે કચેરીઓમાં, **કિલ્લામાં** કે **ભી**તોમાં જ્યાં જુઓ ત્યાં **જૈન મંદિર** વિગેરેનાં પ્રાચીન શિલ્પના ચિહ્નો સાફ સાફ જણાય છે. જૂની કાલકા મંદિરનો ઘણોખરો ભાગ જૂના **પાટણ**ની ઇમારતોના થાંભલાઓથી તથા પથરાઓથી તૈયાર કરવામાં આવ્યો છે.

આ બે લેખો સં. ૧૨૮૪ ના એટલે કે ૭૦૭ વર્ષના જુના છે. તે **પાટણ**ના પોરવાડ **જૈન** ગૃહસ્થોએ કોતરાવેલા છે. મધ્યકાળમાં **વાદિદેવસૂરિથી શ્રીપાલ વસ્તુપાલ–તેજપાલ** વિગેરેથી **પોરવાડ** જાતિ ઘણીજ પ્રગતિમાન્ તથા મહાયશસ્વી હતી. રાજ્યમાં, સમાજમાં, સાહિત્યમાં કે વ્યાપારમાં **પોરવાડ** જાતિનો ઘણો હિસ્સો હતો. પહેલાં તો જૈન ધર્મ પાળનારીજ હતી, હજુય છે પણ ગુજરાતમાં કેટલાક દશા **પોરવાડો** વૈષ્ણવ ધર્મમાં ગયા છે, અસ્તુ. પહેલા થાંભલામાં **પેથડ** નું નામ છે અને બીજામાં **ચંડપ્રસાદ**ના પુત્ર '**સોમ**'નું નામ છે. તે કદાચ **વસ્તુપાલ**નો કુટુંબી હોય. બન્ને **પાટણ**ના રહેવાસી હતા એમ લખ્યું છે. આ બન્ને શિલાલેખોમાં વિશેષણ તરીકે **ઠ૦** લખ્યું તેનો અર્થ ઠાકોર થાય છે. મધ્યકાળમાં ઠાકોર એક બહુમાન વાચક વિશેષણ પદવી અથવા રાજ્યપ્રાપ્ત ટાઇટલ કહેવાતું હતું. દેવાસ, **માંડવગઢ, ધાર** (માળવા)માં હજૂય ઘણાખરા **પોરવાડો** માટે **ઠાકોર** વિશેષણ લગાડાય છે.

આ બન્ને લેખોથી જણાય છે કે કાં તો **પેથડ** અને '**સોમ**' નામના શ્રાવકે જુદાં જુદાં બે મંદિર બંધાવ્યા હશે અથવા કોઇ જૈન મંદિરમાં એક એક થાંભલો કરાવી જૈન મંદિરમાં સ્થાપન કર્યા હશે. જુના **પાટણ**માં ખોદકામ થાય તો ઘણીખરી કીંમતી ચીજો નીકળવાની સંભાવના છે. આશા છે કે **વડોદરા** સ્ટેટ આ કાર્ય માટે વેળાસર પ્રયાસ કરશે.

**પાટણ** વિષે ઘણું વાંચવા જેવું, જાણવા જેવું, જોવા જેવું, નોંધવા જેવું છે. તે વિષે મેં એક નિબંધ તૈયાર કર્યો છે. બીજું ઘણુંય લખવાનું છે, લખાય ત્યારે ખરૂં. **પાટણ**માં ઇતિહાસની ઘણી ચીજો મળવાની સંભાવના છે. ફક્ત તે દિશામાં પ્રયત્ન કરવો જોઇએ. આશા છે કે રાજા અને પ્રજા આ દિશામાં પ્રયત્ન કરવા સારો ઉત્સાહ બતાવશે.

હવે પછી **પાલનપુર** અને ત્યાંથી મળી આવેલા શિલાલેખો સંબંધી કાંઇક લખીશ.



:૪૮:

# શ્રુતબોધ ઉપર જૈન ટીકા

સાચા વિદ્વાનો સાહિત્યવિદ્યાના ક્ષેત્રમાં ઉત્સાહ અને નિષ્પક્ષપાત વૃત્તિથી કામ કરે છે. સાહિત્યની સેવા કરવામાં તેઓ જાતિ દેશ ધર્મ કે પ્રાન્તના ભેદોને આડા આવવા દેતા નથી. "હંમેશાં ઉદારવૃત્તિથી સાહિત્યનો ઉત્કર્ષ સાધવો," એ તેમનું જીવનધ્યેય હોય છે. કેટલીક સદીઓથી ભારતવર્ષમાં સાંપ્રદાયિક ઝેર વ્યાપ્યું છે, તેના પરિણામે એક બીજાના સાહિત્યની ઉન્નતિ સાધવાને બદલે અવનતિ અને હાનિ પહોંચાડવા પ્રયત્નો થયા છે, એમ આપણને જૂનો ઇતિહાસ જણાવે છે. એ બીના ભારતીય વિદ્વાનો માટે નામોશીભરી કહેવાય. અસ્તુ.

કોઇ પણ સંપ્રદાયના કોઇ પણ વિષયની સાહિત્ય સેવા કરવામાં જૈન વિદ્વાનો સદીઓથી ઉદાર રહ્યા છે. તેના પરિણામે સાતમી સદીથી લઇ અઢારમી સદીના સંખ્યાબંધ **જૈન સાધુ** તથા શ્રાવક વિદ્વાનોએ જૈનેતર (વૈદિક તથા બૌદ્ધ) સાહિત્ય ઉપર ગંભિર ચમત્કારી અને મહત્ત્વપૂર્ણ ટીકા ટિપ્પણ ભાષ્ય અને વિવેચનો કર્યાં છે. મારી પાસે લગભગ સો જૈનેતરોના વિવિધ ગ્રન્થો ઉપર જૈન વિદ્વાનોએ ટીકા આદિ બનાવ્યાં છે, તેની યાદી છે. અત્યારે પણ **પાટણ**, **ખંભાત**,

જેસલમેર, બીકાનેર અને અમદાવાદ વગેરેના સેંકડો જૈન ભંડારોમાં તેવા ગ્રંથો હયાત છે, તે સિવાય હજારો જૈનેતરોના ગ્રંથોની રક્ષા જૈનોએ કરી ઉપકાર કર્યો છે.

તેવા ગ્રંથોમાં **શ્રુતબોધ** પણ એક છે કે જે અજૈનકૃત હોવા છતાં જૈન વિદ્વાનોએ તે ઉપર એકથી વધારે ટીકાઓ બનાવી અભ્યાસીઓ માટે સરળતા કરી આપી છે.

**મહાકવિ કાલિદાસ**ની ઓળખાણ ભારતીય પ્રજાને કરાવવાની આવશ્યકતા નથી. તેમની વિશિષ્ટ કવિશક્તિથી શ્રેષ્ઠકવિ તરીકે તેઓ સર્વત્ર મશહૂર છે. તેમના બીજા ગ્રંથોની જેમ **શ્રુતબોધ** ગ્રંથ પણ પ્રમાણમાં નાનો હોવા છતાં મહત્ત્વનો હોવાથી લોકપ્રિય થઇ શક્યો છે. તે ઉપર અનેક વિદ્વાનોએ કલમ ચલાવી છે, **જૈનાચાર્યો** કે જેઓ સાહિત્યના ક્ષેત્રમાં ઘણા ઉદાર રહ્યા છે, તેઓએ પણ આ ગ્રંથની કીંમત કરી છે, અહીં તો ફક્ત **શ્રુતબોધ** ઉપર **શ્રી હર્ષકીર્તિ ઉપાધ્યાય** કૃત ટીકાનો ટૂંકો પરિચય કરાવવાનો વિચાર કર્યો છે:—

## ટીકાકારનું મંગલાચરણ

**श्रीमत् सारस्वतं धाम नत्वा, श्रुत्वा च सद्गुरून् ।**
**टीका श्रीश्रुतबोधस्य छन्दसः क्रियते मया ॥ १ ॥**

## શ્રુતબોધનાં મૂલ પદ્યો

**छन्दसां लक्षणं येन श्रुतमात्रेण बुध्यते ।**
**तदहं रचयिष्यामि[1] श्रुतबोधमविस्तरम् ॥**

---

[1] મુદ્રિત ઘણી ચોપડીઓમાં 'संप्रवक्षामि' પાઠ છે. પ્રસ્તુત ટીકામાં પણ 'संप्रवक्षामि' જ મૂક્યું છે. માટે તે જ પાઠ સાચો હોવો જોઈએ. તેને બદલે અહી મૂલમાં 'रचयिष्यामि' પાઠ છે, તે લિપિકારની અજ્ઞાનતાથી લખાયો હશે એમ લાગે છે.

संयुक्ताद्यंदीर्घं सानुस्वारं विसर्गसम्मिश्रम ।
विज्ञेयमक्षरं गुरु. पादान्तस्थ विकल्पेन ॥

ટીકા—छन्दसामिति। अहं तत् श्रुतबोधनाम छन्दशास्त्रं संप्रवक्षामि कथयिष्यामि। किं विशिष्टं ? अविस्तरं—न विद्यते विस्तारो यस्मिन् तत् त तु किं ? येन श्रुतमात्रेण सता, प्रस्तारादिविनैव छन्दसां-आर्या-अनुष्टुबादीनां लक्षणं गुरुलघुमात्रागणादिस्वरूपं बुध्यते-ज्ञायते ॥ १ ॥

अथ प्रथमं गुरूलघु लक्षणं...आहः—

संयुक्ताद्यमिति। यदक्षरं संयुक्ताद्य-संयुक्तं संयोग-भूतस्याक्षरं साद्यं पूर्ववर्त्ति, तदक्षरं गुरुसंज्ञकं ज्ञेयम्। पुनर्यद् दीर्घं तदपि गुरु। यथा-अ इ उ ऋ ऌ पञ्चस्वरा ह्रस्वसंज्ञकाः; तथाचैतैरुपलक्षितं व्यञ्जनमपि ह्रस्वसंज्ञम्। तथा -आ ई ऊ ॠ ॡ ए ऐ ओ औ एते ९ स्वारा दीर्घाः; तैरुपलक्षितं व्यञ्जनमपि दीर्घं तद् गुरुसंज्ञम्। यद् ह्रस्वं तद् लघु संज्ञकम्। पुनर्यदक्षरं सानुस्वारं-अनुस्वारो नकारो मकारो... ...अक्षरोपरि विन्दुरूपः तेन सहितं तदपि गुरूसंज्ञम्। तथा विसर्गसंमिश्रं यदुक्तं यदपि (तदपि ?) गुरुसंज्ञकं विज्ञेयम्। पादान्तस्थं तु पादः श्लोक चतुर्थांशः। तस्यान्ते वर्त्तमानं लघ्वक्षरमपि विलल्पेन गुरुसंज्ञकं क्वचित् गुरूसंज्ञमित्यर्थः। गुरु विपरीतं लघुसंज्ञकम् ॥ २ ॥

(અન્તિમ ભાગ)

यद्यपि छन्दांसि भूयांसि वर्त्तन्ते परमत्र प्रसिद्धान्येवकानिचित् उक्तानि सन्ति। अन्यानि तु वृत्तरत्नाकरादिभ्योऽवसेयानि। आर्याप्रस्तारनिष्टोद्दिष्ट विधिः ॥ ४० ॥

श्रीमन्नागपुरीयपूर्वकतपागच्छाम्बुजारस्कराः
सूरीन्द्राः प्रभुचन्द्रकीर्त्तिगुरवो विश्वत्रयविश्रुताः ।
तत्पादाम्बुरूहप्रसादपटुगीः श्रीहर्षकीर्त्याह्वयो-
पाध्याय श्रुतबोधवृत्तिमकरोद् बालाय बोधाय वै ।

इति श्री श्रुतबोधवृत्तिः सम्पूर्णा । श्रीरस्तु । सं. १८९६.

## મૂળ ગ્રંથનો ટૂંક પરિચય

**શ્રુતબોધ** છન્દ (પિંગલ) વિષયનો પ્રક્રિયા ગ્રંથ છે. લૌકિક વિદ્વાનો વડે વપરાતાં કે કરાતાં કવનોમાં અને તેવાં કાવ્ય મહાકાવ્યોમાં દેખાતાં પદ્યોમાં ખાસ કરીને જે છન્દો વપરાય, છે તે છન્દોનાં લક્ષણોનો આમાં નવી ઢબથી નિવેશ કરવામાં **કાલિદાસ કવિએ** ખરેખર કમાલ કરી છે. આ નાનકડા ગ્રંથોમાં પ્રસિદ્ધ પ્રસિદ્ધ ૩૯ છન્દો છે. પ્રારંભના ત્રણ શ્લોકમાં પરિભાષા આપી છે. અલબત્ત, આ ગ્રંથમાં આવતાં સ્ત્રીનાં સંબોધનો શ્રૃંગારમય છે; જેથી છાત્રોને ભણાવવામાં મન ગ્લાન થાય છે, છતાં એની રચનાશૈલી, ગોઠવણ યતિ–વિરામ વિગેરેના નિયમો જોતાં આ ગ્રંથ છન્દનો સારભૂત છે, એમાં કાંઈ શક નથી. કવિતા બનાવનારે આ મૂળ ગ્રંથને કંઠસ્થ રાખવો સારો છે.

## પ્રસ્તુત ટીકા

શ્રુતબોધની સદરહુ ટીકાની ભાષા સરલ સંસ્કૃત છે. પર્યાય શબ્દોથી મૂલના અર્થને ઘણો સ્પષ્ટ કર્યો છે. પ્રસંગ આવતાં **છન્દોમંજરી** વગેરેના છન્દના આકરગ્રંથોના પાઠો આપી ટીકાકારે તુલના કરી છે, જેથી વર્ત્તમાનના છાત્રોને આ ટીકા ઉપયોગી નિવડે તેમ છે. જે પ્રકાશકો શ્રુતબોધને છપાવે છે, તેઓ આ પ્રાચીન ટીકાને પણ સાથે

છપાવે તો પાઠકોને સૌકર્ય થાય. સંસ્થાધિપતિઓ એ તરફ જરૂર લક્ષ આપે એવી આશા રાખું છું.

જે પ્રતિ ઉપરથી મેં સદર ટીકાની પંક્તિઓ ઉતારી છે, તેનાં આઠ પાનાં છે. અક્ષર લગભગ સારા છે. લખાણ અશુદ્ધ છે. પ્રતિ જીર્ણ થઇ છે.[1]

શ્રુતબોધ ઉપર પ્રસ્તુત ટીકા સિવાય **नयविमल** નામના જૈન સાધુની ટીકા પણ છે. **हंसराज** નામના વિદ્વાને પણ ટીકા લખી છે પણ તે જૈન છે કે અજૈન, તેનો નિર્ણય મૂળ પ્રતિ જોયા વગર કરી શકાય નહિ. તેની હસ્તલિખિત પ્રતિ **લિંબડીના ભંડારમાં છે. રાજહંસ ઉપાધ્યાય** નામના એક જૈન વિદ્વાન્ મુનિ થયા છે ખરા કે જેમણે **वाग्भटालंकार** ઉપર વૃત્તિ રચેલી છે. જુઓ જૈન ગ્રંથાવલિ પૃ. ૩૧૨

## ટીકાકાર હર્ષકીર્ત્તિ

શ્રુતબોધની પ્રસ્તુત ટીકાના કર્તા **શ્રી હર્ષકીર્ત્તિ ઉપાધ્યાય** સત્તરમી સદીમાં થયા છે. તેઓ [2]**ચન્દ્રકુલ બૃહદ્ તપાગચ્છીય નાગપુરીય શાખામાં** થએલ પ્રસિદ્ધ નૈયાયિક [3]**શ્રી વાદિદેવસૂરિ** (સમય, સંવત્ ૧૧૪૩ થી ૧૨૨૬) ની પરંપરામાં થએલ શ્રી ચન્દ્રકીર્ત્તિસૂરિના શિષ્ય હતા. શ્રી **ચન્દ્રકીર્ત્તિસૂરિ** પણ અનેક વિષયોના

---

૧ આ ટીકાની એક પ્રતિ કપડવણજના ઢાકવાડીના પંચોના ઉપાશ્રયમા છે. તેનાં પાન નવ છે, અને તે વિક્રમ સંવત્ ૧૯૩૫ ફાગણ સુદિ ૧ શનિવાર રાજનગરમાં લખ્યાનો ઉલ્લેખ છે.

૨ જૂઓ ચંદ્રકીર્ત્તિની સુબોધિકા ટીકા પ્રશસ્તિ.

૩ વાદિદેવસૂરિ વિષે વિશેષ હકીકત માટે જુઓ મારી લખેલી '**प्रमाणनयतत्वालोकप्रस्तावना**' માં.

ધુરંધર વિદ્વાન્ હતા. તેમણે સર્વોપયોગી '**સારસ્વત વ્યાકરણ**' ઉપર **ચન્દ્રકીર્ત્તિ સુબોધિકા** નામની ટીકા રચી જગત્ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. આ ટીકાની આજે અનેક સ્થળે સંખ્યાબંધ આવૃત્તિઓમાં પચીસ તીસ હજાર નકલો છપાઈ ગઈ હશે. આમની પરંપરામાં અનેક **જૈન મુનિઓએ અજૈન સાહિત્ય** ઉપર ટીકા ટિપ્પણો રચ્યાં છે.

**શ્રી હર્ષકીર્ત્તિસૂરિ** વ્યાકરણ કાવ્ય છન્દ અને વૈદ્યક વિષયના સારા વિદ્વાન્ હતા. **યોગચિંતામણી** નામનો તેમનો વૈદ્યક ગ્રંથ આજે સર્વત્ર પ્રસિદ્ધ છે. એમણે [1]**શારદીય નામમાલા** નામનો

---

૧ આ કોષ શિવલાલ દુબેજીએ વિક્રમ સં. ૧૯૩૦માં છાપ્યો તથા હીરાલાલ હંસરાજે જામનગરથી આ કોષને ગુજરાતી અર્થ સાથે પ્રકાશિત કર્યો છે. કોષ સરલ નાનો તથા સુંદર છે, તેના પ્રારંભમાં આ પ્રમાણે છે લખેલ છે:—

प्रणम्य परमात्मानं सच्चिदानन्दमीश्वरम् ।
प्रथ्नाम्यहं नाममालां मालामिव मनोरमाम् ॥ १॥

(સરસ્વતીનાં નામો)

वागूदेवी शारदा ब्राह्मी भारती गीः सरस्वती ।
हंसयाना वरपुत्री शारदा वरदायिनी ॥ २ ॥

(વિક્રમ સં ૧૯૩૦ ની આવૃત્તિમાંથી)

(અન્તિમ ભાગ)

ब्रह्म क्षत्रिय विट् शूद्रं संकीर्णाह्वैर्मनोरमैः ।
वर्गैस्तृतीयकाण्डोऽयं पूर्णितो हर्षकीर्त्तिना ॥
श्रीमन्नागपुरीयकाह्वगतपागच्छाधिपः पूज्यपात्–
सूरिश्रीप्रभुचन्द्रकीर्तिगुरवस्तेषां पदानुग्रहात ।

એક કોષ પણ રચ્યો છે. શ્રી **ચંદ્રકીર્ત્તિસૂરિ**ના સાહિત્ય કાર્યમાં શ્રી **હર્ષકીર્તિ** ઉપાધ્યાય ઘણા સહાયક હતા. [1] **सारस्वत व्याकरण**ની પ્રસિદ્ધ **सारस्वत दीपिका** ( સુબોધિકા ) ટીકા, જે **ચન્દ્રકીર્ત્તિસૂરિ**એ બનાવેલી હતી, તેની પહેલી પ્રતિ ( નકલ ) શ્રી હર્ષકીર્ત્તિએ લખેલી છે. તથા પ્રશસ્તિ પણ એમણેજ કરી હોય એવું મારું અનુમાન છે. શ્રીહર્ષકીર્ત્તિનાં આટલાં પુસ્તકો ઉપલબ્ધ થાય છેઃ—

| | |
|---|---|
| ૧ યોગચિંતામણિ | ૭ કલ્યાણમંદિર સ્તોત્ર ટીકા |
| ૨ વૈદ્યક સારોદ્ધાર | ૮ સિંદૂર પ્રકરણ ટીકા |
| ૩ શારદીય નામમાલા | ૯ બૃહચ્છાન્તિ ટીકા |
| ૪ સેટ્અનિટ્કારિકા વિવરણ | ૧૦ ધાતુપાઠ વિવરણ |
| ૫ ધાતુપાઠ તરંગિણી | ૧૧ તિજયપહુત્ત વૃત્તિ |
| ૬ શ્રુતબોધ ટીકા (સદરહુ ટીકા) | ૧૨ વૈદ્યકસારસંગ્રહ |

---

भूर्णावाभिजनोचित्तां लघुतरां श्रीनाममालामिमां
चक्रे पाठकहर्षकीर्त्तिरखिलां श्वेताम्बराग्रणीः ॥
भूद्वीपवारिसरिदद्रिनभःसमुद्र—
पातालदिग्ज्वलनवनानि यावत् ।
यावन्मुदं वितरतां भुविपुष्पदन्तौ
तावत् स्थिरा विजयतां वत नाममाला ॥

१ तेषामेव हि सच्छिष्यो हर्षकीर्त्याह्वपाठकः ।
लिखनोपक्रमं चास्याः प्रपेदे प्रीतमानसः ॥ સારસ્વતદીપિકા (નિ.સા.)
श्री चन्द्रकीर्तिसूरिन्द्रपादाम्भोजमधुव्रतः । ૨૦૨
हर्षकीर्त्तिरिमां टीकां प्रथमादर्शकेऽलिखत् ॥ ८ ॥ સારસ્વતદીપિકા પ્રશસ્તિ

અહીં તો શ્રી હર્ષકીર્ત્તિ વિષે આટલુંજ લખી વિરમું છું. આશા છે કે પ્રાચીન સાહિત્યના રસિયા એમના વિષે વધુ પ્રકાશ પાડશે.

આ ગ્રંથની ટીકા લખી ત્યાં લગી શ્રી હર્ષકીર્ત્તિ 'ઉપાધ્યાય' હતા પણ તે પછી તેમને 'સૂરિ' આચાર્યપદ મળ્યું હોવું જોઇએ. વિક્રમ સં. ૧૬૬૫ની લગભગ બનાવેલ **વિજય શેઠ વિજયા શેઠાણી સ્વલ્પ પ્રબંધ**માં શ્રી હર્ષકીર્ત્તિ પોતાને **સૂરિ** (આચાર્ય) જણાવે છે. જેમઃ—

"તેહના ગુણ ગાવે ભાવે જે નરનાર
"તે તો વંછિત પામે સંપતિ લહેરશાલિ.
"નાગોર તપગચ્છ આચારજ સુરિરાય
"શ્રી ચંદ્રકીર્ત્તિસૂરિ પ્રણમું તેહના પાય
**શ્રીહર્ષકીર્તિસૂરિ** પભણે તાસ પસાય ॥

(જૂઓ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧)

આ નાગોરી તપાગચ્છ છે, **મારવાડના** નાગોરથી પ્રકાશમાં આવ્યો છે. શ્રી હર્ષકીર્તિ માટે અહીં તો આટલુંજ લખીશું.



: ૪૯ :

# મેવાડ રાજ્યનાં પુસ્તકાલયો અને મ્યુઝિયમ

**ભારત** ભૂમિમાં '**મેવાડ**' પુણ્યદેશ છે. દરેક દેશ પોતાની વિશેષતા ધરાવે છે. તેમ **મેવાડ** પણ અનેક વિશેષતાઓ રાખે છે. બારસો વર્ષોથી **મેવાડમાં સીસોદિયા વંશના** ક્ષત્રિયો અવિચ્છિન્ન રીતે શાસન ચલાવી રહ્યા છે. એક જ દેશ ઉપર એક જ વંશનું આટલાં વર્ષો સુધી રાજ્ય હોવાનું ઉદાહરણ, ભારતના ઇતિહાસમાં તો શું પણ બીજાં રાષ્ટ્રોમાં પણ જવલ્લે જ મળી શકશે. **મેવાડમાં** વીરતાનો ગુણ સારી રીતે વિકાસ પામ્યો છે. આ ગુણને કેળવવા માટે **મેવાડ**-વાસીઓએ પોતાનાં ધન, માલ, પુત્રી, સ્ત્રી અને વ્હાલા પ્રાણોને પણ તૃણવત્ ગણી ત્યાગવામાં પૂરેપૂરી ઉદારતા બતાવી છે. તેથી તે શું ક્ષત્રિય કે મરાઠા, શું મોગલ કે પઠાણ, દરેક લડાયક કોમોની સામે લડી પોતાના દેશની કીર્તિને બચાવવા માટે લગભગ દોઢહજાર વર્ષસુધી કટિબદ્ધ રહ્યો છે. **રાણા પ્રતાપે** આ કીર્તિની ઉજ્જવલતામાં ખાસ વધારો કર્યો. તેમના પિતાશ્રી ઉદયસિંહજીએ સત્તરમી સદીના પ્રથમ ચરણમાં મનોહર ઝાડી અને પહાડોથી શોભિત તથા સુરક્ષિત પ્રદેશમાં '**ઉદયપુર**' નગર વસાવી ત્યાં મેવાડની રાજધાની બનાવી, તે પહેલાં

**ચિત્તોડમાં** અને '**નાગહૃદ**[1]' વગેરે સ્થળે મેવાડની રાજધાની હતી; પણ તે સ્થાનો કાલબળે શત્રુઓનાં આક્રમણોથી છિન્નભિન્ન થયાં, તેથી 'ઉદયપુર' વસાવવાની ફરજ પડી. અત્યારે મેવાડની રાજધાની ઉદય-પુરમાં છે. જો કે હવે મેવાડમાં વીરતાનાં પૂર ઓસરતાં જાય છે પણ પૂર્વકાળમાં વીરતાની આરાધનામાં જ વધુ સમય વીત્યો હોવાથી મેવાડ દેશ સાહિત્ય, કલા અને શિક્ષણના વિષયમાં **પંજાબની** જેમ ઉલ્લેખનીય પ્રગતિ સાધી શક્યો નથી.

આ દિશામાં રાજ્ય તરફથી અભિમાન લઇ શકાય તેવો પ્રયાસ લેવાયો નથી. બીજાં રાજ્યોમાં વીસમીસદીમાં જેટલી રાજ્ય તરફથી લાયબ્રેરીઓ, સાહિત્યક સંસ્થાઓ છે, તેના પ્રમાણમાં આ રાજ્યમાં ઓછી જણાય છે. ગયા ચોમાસામાં અમો **ઉદયપુર** હતા ત્યારે રાજ્ય તરફથી ચાલતી **પબ્લીક** અને **પ્રાઇવેટ** લાયબ્રેરીઓનાં **મ્યુઝીયમ** જોવાનો લાભ મને મળ્યો હતો, તે વિષે ટૂંકમાં અહીં પરિચય આપવા ચાહું છું.

## 'વિક્ટોરિયા લાયબ્રેરી'

આ લાયબ્રેરી **સજ્જન નિવાસ બાગમાં** આવી છે. ત્યાં વિક્ટોરિયા મહારાણીનું બાવલું છે. લાયબ્રેરીનું મકાન સારા ઢંગનું છે. થોડાં ઘણાં છાપાંઓ આવે છે પણ જણાય છે કે પબ્લીકને માટે હોવા છતાં ઉદયપુરની પ્રજા તેનો લાભ બહુ જ ઓછો લે છે.

---

૧ પંદરમી સદીના છેલ્લા સમય સુધી આ નગર બહુ સમૃદ્ધ હતું. ત્યાં રાજધાની પણ રહી છે. કુંભારાણાનું તે પ્રિયનગર હતું. કહેવાય છે કે ત્યાં ૩૫૦ મંદિરો હતા. અત્યારે તે શૂન્ય ગામડાના રૂપમાં 'નાગદા' નામથી ઓળખાય છે. તે વિષે જુઓ શ્રી આત્માનંદ જન્મશતાબ્દી અંકમાં તે વિશે લખાયેલો મારો લેખ.

પુસ્તકોનો સંગ્રહ લગભગ ૭,૦૦૦નો હશે. તેનો લાભ લેનાર વર્ગ પણ જુજ છે. નવાં પુસ્તકોને સંઘરવા તરફ રાજ્યના અધ્યક્ષની કાળજી ઓછી હશે. ત્યાં સિક્કાઓનો સંગ્રહ ઉલ્લેખનીય છે. સોના રૂપા, તાંબા અને લોઢા વગેરેના સિક્કાઓ છે તેમાં ઘણાખરા મધ્ય કાલથી જૂના નથી. લાયબ્રેરીની સાથે જ **વિક્ટોરિયા મ્યુઝીયમ** છે. તેમાં મહારાણા **કુંભા રાણાના** સમયના નાના મોટા શિલાલેખો ઘણા છે. કેટલાક **કુટિલ લિપિના** લેખો તથા **બ્રાહ્મીલિપિના** શિલાલેખો પણ ઉલ્લેખનીય છે. હિન્દુ અને જૈનોની કેટલીક ખંડિત મૂર્તિ અને તેનાં અવયવો પણ છે. એક જૈનમૂર્તિનું પરિકર કુંભરાણાના સમયનું છે તે 'નાગહૃદ' નગરનું છે જેને અત્યારે **નાગદા** કહે છે. તેની નીચે આ પ્રમાણે લેખ કોતરેલ છેઃ—

**ओं नागह्रदपुरे राणाश्री कुंभकर्णराज्ये श्री आदिनाथ विंबस्य परिकरः कारितः। प्रतिष्ठतः श्रीखरतरगच्छे श्रीमतिवर्धनसूरिभिः ॥ उत्कीर्णवान् सूत्रधार धरणाकेन श्रीः ॥**

મ્યુઝીયમમાં બીજી પણ કેટલીક વસ્તુઓ છે, જેવી કે મારેલા સિંહ, વાઘ, મગર વગેરે જનાવરો; જુનાં વાસણો અને વસ્ત્રો વગેરે. પણ તેમાં 'રીતનું રાધ્ધતું' છે. ખાસ મહત્ત્વની વસ્તુ **શાહજહાં ખુરમની** ખાસ **પાઘડી** છે. તેણે ઉદયપુરના **મહારાણા કરણસિંહજીની** પાસે આવી શરણ માગ્યું અને મહારાણાને ચરણે પોતાની પાઘડી મૂકી હતી. આ બનાવ ઇસ્વી સન ૧૬૨૧ માં બન્યો એમ કહેવાય છે.

ઉપર્યુક્ત **લાયબ્રેરી** અને **મ્યુઝીયમમાં** અધ્યક્ષ શ્રીયુત **અક્ષયકીર્તિજી** છે. તે નવયુવક અને હિંદી વ્રજ ભાષાની કવિતામાં

સારો રસ ધરાવે છે. આ બંને સંસ્થા ઉદયપુરના રાજ્યના ખરચથી ચાલે છે. આના નિભાવ માટે રાજ્ય દર વર્ષે ૩,૪૦૦ રૂપિયા ચિત્તોડી એટલે કે બે હજાર રૂપિયા ખર્ચે છે. આખા ઉદયપુર રાજ્ય તરફથી જનતાને માટે ફક્ત આ એક જ પુસ્તકાલય છે. આની પ્રગતિ માટે ઘણો અવકાશ છે, માટે **મેવાડના** રાજ્યે પૂરતું લક્ષ્ય આપવું ઘટે.

## સજ્જન વાણીવિલાસ

આ પુસ્તકાલય રાજમહેલમાં છે. આની સ્થાપના ઇસ્વી સન્ ૧૯૩૧માં **મહારાણા સજ્જનસિંહજી**ના શાસન કાલમાં થઇ છે. આમાં નીચેના ખંડમાં 'ઇતિહાસ કાર્યાલય' છે. ત્યાં સરકારી તવારીખને લગતાં પુસ્તકો, દસ્તાવેજો, પટ્ટાઓ, સિક્કાઓ અને તામ્રપત્રોનું પણ સાહિત્ય સંગ્રહાયેલું છે. રાજ્ય તરફથી પ્રજાને કોઇને કાંઇ પણ જમીન યા બીજી કોઇ વસ્તુ ક્યારે અપાણી છે તે બધી નોંધ અહીં રહે છે. આમાં કુલ ૧,૬૫૮ પુસ્તકો છે, જેમાં થોડાંક હસ્તલિખિત પણ છે. આ સંસ્થાના ઉપરી શ્રીમાન દધિવાડિયા **કર્ણીદાનજી** ચારણ છે. જેઓ વિદ્યાપ્રેમી, સજ્જન, વિદ્વાન્ અને રાજ્યભક્ત છે. તેથી રાજ્ય તરફથી તેમને જાગીર અને માન મળેલાં છે. આ સંસ્થામાં પણ નવાં પુસ્તકો ખરીદવા તરફ બહુ જ ઓછું ધ્યાન અપાય છે.

## સરસ્વતી ભંડાર

આ પુસ્તકાલય પણ મહેલમાં જ, સજ્જનવાણી વિલાસની પાસે જ છે. તેમાં જૂના કાલથી સંગ્રહિત થયેલાં હસ્તલિખિત પુસ્તકોનો સારો સંગ્રહ છે. કુલ ૨,૩૧૯ પુસ્તકો છે, તેમાં કુલ ૩૧ વિભાગના આ પ્રમાણે પુસ્તકો છે.

| વિષય | સંખ્યા | વિષય | સંખ્યા |
|---|---|---|---|
| વેદ | ૨૦ | રામાયણ | ૯ |
| વેદાન્ત | ૪૮ | ન્યાય ( દર્શન ) શાસ્ત્ર | ૨૧ |
| ભગવદ્‌ગીતા | ૪૧ | પા. યોગશાસ્ત્ર | ૪ |
| ધર્મશાસ્ત્ર | ૧૦૮ | નાટક | ૨૦ |
| કર્મકાંડ | ૧૩૨ | પરચુરણ | ૨૫ |
| પુરાણ | ૧૨૮ | રાજ્યનીતિ | ૧૧ |
| ઇતિહાસ | ૧૯ | રહસ્ય | ૧ |
| વૈદ્યક | ૫૪ | સંગ્રહ | ૪ |
| જ્યોતિષ્ | ૧૧૮ | ધનુર્વેદ | ૩ |
| શિલ્પ | ૪ | શ્રૌતકર્મ | ૬ |
| શાલિહોત્ર | ૧૩ | રત્નપરીક્ષા | ૫ |
| મંત્રશાસ્ત્ર | ૯૦ | સ્તોત્ર | ૪૫૧ |
| કાવ્ય | ૩૪ | ટિપ્પણી | ૧૩ |
| કોશ | ૨૨ | જૈનદર્શન | ૩૯ |
| સાહિત્ય | ૫૪ | ભાષા | ૧૦૨ |
| વ્યાકરણ | ૨૪ | ચોપડા | ૧૨૨ |
| સંગીત | ૧૨ | ભાષાનાં પુસ્તકો | ૧૫૦ |
| સંસ્કૃત લેખમાં | ૩૧ | અંગ્રેજી | ૫૪ |
| ભાષા સંસ્કૃત | | ઉર્દૂ | ૧૦૨ |
| ચોપડી કલમી | ૨૭ | ફારસી | ૧૦૪ |
| છાપેલાં સં. પુ. | ૪૮ | તવારિખ | ૩૧ |

આની સ્થાપના ઘણાં વર્ષો પહેલાં થઇ છે, એટલે આમાં સારો સંગ્રહ હોવો જોઇએ. આનો ઉપયોગ બહુજ ઓછો થાય છે. આનું નવીન ઢબથી કેટલૉગ થાય એ જરૂરનું છે. આ બન્ને પુસ્તકાલયો ખાનગી છે, એટલે પ્રજા તેનો લાભ લઇ શકતી નથી. કોઇ ખાસ વિદ્વાન વ્યક્તિઓને જોવા માટે ખાસ મહારાણા શ્રીમાન **ભૂપાલસિંહજી**ની આજ્ઞા લેવી પડે છે. શ્રીમાન મહારાણા સાહેબે આ બન્ને પુસ્તકાલયો જોવાની મને અનુમતિ આપી અને શ્રીમાન કર્ણીદાનજીએ આ પુસ્તકાલયો મને બતાવવામાં પોતાનો સમય આપ્યો તે તે બદલ બન્ને મહાનુભાવોને હું ધન્યવાદ આપ્યા વગર રહી શકતો નથી.

સાંભળવા પ્રમાણે રાજમહેલમાં એક ત્રીજી પણ ખાનગી લાયબ્રેરી છે જેમાં સરકાર પાસે જે પુસ્તકો ભેટ આવે છે તે રખાય છે.

## વીર વિનોદ

સજ્જન વાણીવિલાસમાં એક મહાન ગ્રંથ મારા જોવામાં આવ્યો. તેનું નામ છે '**વીર વિનોદ**'. તે મોટા કદના પાંચ ગ્રન્થોમાં પૂરો થયો છે. તે પાંચે ભાગનાં પૃષ્ઠ ૨,૬૩૦ છે.

આ ગ્રંથમાં રાજપૂતાનાની જ નહિં પરંતુ **આખી દુનિયાની ભૂગોળ** સંબંધી બહુ જ વિસ્તારથી પ્રમાણ પુરઃસર લખ્યું છે. ખાસ કરી રાજપૂતાનાના ઇતિહાસ પરત્વે બહુ જ વિસ્તારથી લખવામાં આવ્યું છે. **મેવાડ** રાજ્યનાં તમામ દફતરી સાધનો ઉપરથી આ ગ્રંથ તૈયાર કર્યો હોવાથી પ્રાચીન **પ્રશસ્તિઓ**, **શિલાલેખો**, **પટ્ટાઓ**, **સનંદો** વહીઓ, **તામ્રપત્રો** અને રાજ્યની આજ્ઞાઓ આમાં આપ્યાં છે તેથી સદર ગ્રંથની સત્યતા–ઉપયોગિતા અને પૂર્ણતામાં સારો વધારો થયો છે. આનું નિર્માણ લગભગ વિક્રમ સંવત્ ૧૯૪૩ માં થયુ છે. **મેવાડ** રાજ્યના ખર્ચથી આ ગ્રંથ સંપૂર્ણ પાંચ ભાગમાં રાજ્ય તરફથી જ

છપાઈ ગયો છે. તેમાં સાંભળવા પ્રમાણે એક લાખનું ખર્ચ થયું છે. આ મહાન ગ્રંથના આધારે શ્રીમાન **ગૌરીશંકર ઓઝાજીએ 'રાજપૂતાનેકા ઇતિહાસ'** વગેરે અનેક પુસ્તકો લખ્યાં છે. આ આ વાતની ખાતરી તેમના ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે **'વીર વિનોદ'**ના ઉતારાઓ અને ઉલ્લેખોથી થાય છે. આટલો ઉપયોગી આકર ગ્રંથ હોવા છતાં કમનસીબે મેવાડ રાજ્યને તેમાં વહેમ પડવાથી અર્થાત્ રાજ્યને અહિત થવાની આશંકાથી તેનો પ્રચાર સાવ બંધ રાખવામાં આવ્યો છે. અર્થાત્ છપાયા પછી તે પુસ્તક કોઈને ય અપાયું કે અપાતું નથી, તેથી તે મહાન્ ગ્રંથના લાભથી સાહિત્યસેવી વિદ્વાનો વંચિત જ રહે છે! અને તેથી રાજ્યના લાખ રૂપિયાનું નકામું પાણી થયું કહેવાય. આ ગ્રંથના રચયિતાની કેટલી બધી મહેનત અને આશા હશે? બધી અત્યારે તો કોઈ અંધારી કોટડીમાં સડી રહી છે. ગ્રંથકાર જીવતા હોત તો તેના આત્માને આ સ્થિતિ જોઈ કેટલું દુઃખ થાત? આ મહાન્ ગ્રંથના કર્તા છે શ્રીમાન **કવિરાજ સાંવલદાસજી.** તેઓ જાતે ચારણ હતા, પણ સંસ્કૃત, હિંદી વગેરેના સારા વિદ્વાન્, શોધક અને કવિ હતા. તેઓ **મેવાડ** રાજ્યોના **ઇતિહાસ** કાર્યાલયના અધ્યક્ષ હતા. આ કાર્યાલયના અનુભવો અને બીજાં સેંકડો સાધનોથી તેમણે **'વીર વિનોદ'** નામનું પુસ્તક બનાવી પોતાની કીર્તિને અમર બનાવી જગત્ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. તેઓ પોતાના સમયમાં એક પ્રતિષ્ઠિત વિદ્વાન્ અને કવિ ગણાતા. **મેવાડ** રાજ્યનું ભૂષણ હતા. તેઓ અત્યારે આ મર્ત્ય લોકમાં શરીરથી નથી પણ **યશઃકાયથી અત્યારે છે અને ભવિષ્યમાં જીવિત રહેશે.** હું વર્તમાન મહારાણા સાહેબને અનુરોધ કરૂં છું કે તેઓ આ મહાન્ વિદ્વાન્‌ના આકરગ્રંથનો પ્રચાર કરી મહાન્ પુણ્યકીર્તિને પ્રાપ્ત કરવાનો પ્રસંગ જવા ન દે. આવા ગ્રંથો જગત્‌ની વસ્તુ હોય છે.

## ફત્તેહપ્રકાશ પ્રશસ્તિકાવ્ય

જે શ્રીમાન્ ઠાકોર કર્ણીદાનજીનો ઉલ્લેખ હું પહેલાં કરી ગયો છું તેઓ કવિરાજ **સાંવલદાસજીની** ઉત્તર પરંપરામાં થયા છે. અર્થાત્ ઠા. કર્ણીદાનજીના દાદા, **સાંવલદાસજી** કવિરાજના ભાઈ થતા હતા. તેથી કવિરાજ **સાંવલદાસજીના** વિદ્યાપ્રેમની ઝાંખી ઠાકોર કર્ણીદાનજીમાં નજરે પડે છે. તેમણે **'ફત્તેહપ્રકાશ પ્રશસ્તિ કાવ્ય'** નામની એક રાજપ્રશસ્તિ બનાવી છે. તે સંસ્કૃત ભાષાનાં ૧,૨૫૦ પદ્યોમાં પૂરી થઈ છે. તે એક સારું કાવ્ય છે. તેમાં **બાપારાવળ ગુહિલથી લઈ મહારાણા ભૂપાલસિંહજી સુધી** સાધારણ કાવ્ય અને ઇતિહાસમિશ્રિત પદ્ધતિથી સરલ અને સંક્ષેપમાં વર્ણન છે. છન્દ મોટે ભાગે અનુષ્ટુપ છે.

ઠાકોર શ્રી કર્ણીદાનજી સજ્જન અને વિદ્વાન્ હોઈ નમ્ર અને ગુણગ્રાહી છે. ગયા ચાતુર્માસમાં અમારી સાથે તેમનો પરિચય થયો. તેઓ અમારી પાસે અવારનવાર ઉપાશ્રયે આવવા લાગ્યા. તેમની ઓફિસમાં મને લઈ ગયા. તેમણે ઉપર્યુક્ત '**ફત્તેહપ્રકાશ પ્રશસ્તિ કાવ્ય**' ઉપાશ્રયમાં લાવી મને બતાવ્યું, અને તેમાં યોગ્ય સુધારો કરવાનું પણ કહ્યું. બહુ પ્રેમપૂર્વક મેં તે કાવ્યનો કેટલોક ભાગ જોયો અને મારી બુદ્ધિ પ્રમાણે મેં તે માટે શ્રી કર્ણીદાનજી સાહેબને યોગ્ય સૂચના કરી, જેનો અમલ તેમણે નમ્રભાવથી કર્યો. મને દુઃખ છે કે આખું કાવ્ય જોવાનો તેમનો બહુ આગ્રહ હોવા છતાં તે કાવ્યને હું સંપૂર્ણ જોઈ શકવા જેટલો સમય કાઢી શક્યો નહિ અને તેથી, તેમની માંગણી હોવા છતાં, તે ઉપર મારો અભિપ્રાય પણ લખી શક્યો નથી. આ કાવ્યમાં **સીસોદિયા** વંશનો પ્રારંભથી અત્યાર લગીનો ટૂંક ઇતિહાસ છે, જે **'વીર વિનોદ'નું નવનીત પણ કહી શકાય.**

શ્રીમાન ઠાકોર કર્ણીદાનજીના કહેવાથી જણાયું કે **મહારાણા ફત્તેહસિંહજીની** ઇચ્છા–પ્રેરણાથી પ્રસ્તુત પ્રશસ્તિની રચના કરવામાં આવી છે. તેથી ઉદયપુર રાજ્યની સનાતન પદ્ધતિ પ્રમાણે આ સંપૂર્ણ કાવ્યને શિલાલેખોમાં કોતરવાની પૂરી ખાતરી હતી. દૈવયોગે કાવ્ય પૂરું થતાં પહેલાં **મહારાણાશ્રી ફતેહસિંહજી** સાહેબ દેવલોકવાસી થઇ ગયા. અત્યારે તેમના જ પુત્ર મહારાણાશ્રી ભૂપાલસિંહજી રાજ્યગાદી ઉપર છે. ઠાકોર કર્ણીદાનજી ઉપર તેમની કૃપા સારી છે, તેથી તેમને પૂરી આશા છે કે, વર્તમાન **મહારાણા સાહેબ** આ પ્રશસ્તિકાવ્યને શિલાલેખોમાં કોતરાવી **ચિત્તોડના** મહેલમાં યા કોઇ પ્રસિદ્ધ સ્થાનમાં મૂકાવશે અને પોતાની કારકીર્દિને ચિરંજીવી બનાવશે.

ઉદયપુર રાજ્ય પ્રાચીનતમ હોવા છતાં અત્યારે ઉદયપુરમાં દિગ્ગજ વિદ્વાનો તો નથી; પણ પં. ગિરધરલાલજી શાસ્ત્રી, ઠાકોર કર્ણીદાનજી વગેરે કેટલાક સારા વિદ્વાનો છે. પં. ગિરધરલાલજી કાવ્યસાહિત્યના સારા જ્ઞાતા વિદ્વાન છે. તેમણે **કાવ્યપ્રકાશ** ઉપર પદ્યબદ્ધ સંસ્કૃત વૃત્તિ વગેરે કેટલાક ગ્રંથો બનાવ્યા છે. ઉદયપુરમાં રાજ્ય તરફથી એક સંસ્કૃત શાળા પણ ચાલે છે.

**મેવાડ** રાજ્ય તરફથી ચાલતાં પુસ્તકાલયોની અહીં રૂપરેખા આપી છે. આટલું મોટું અને પ્રાચીન રાજ્ય હોવા છતાં રાજ્ય તરફથી જનતાને માટે ફક્ત એક જ **'પુસ્તકાલય'** છે, એ બહુ જ ઓછું દેખાય છે, જ્યારે વડોદરા રાજ્ય તરફથી એક હજાર કરતાં વધુ પુસ્તકાલયો સ્થાપિત થયાં છે. જો કે **મેવાડની** પ્રજામાં શિક્ષણનો ઘણો અભાવ હોવાથી તેને વાચનનો શોખ પણ નથી, છતાં રાજ્ય તે શોખ લગાડવા પગલાં લે તો સફળતા મળી શકે ખરી.

બીજી વાતની એ ભલામણ છે કે, **મેવાડમાં** સેંકડો પ્રાચીન **જૈન** અને **વૈદિક મંદિરો** ભગ્ન અર્ધભગ્ન અવસ્થામાં પડયાં છે. અનેક પ્રાચીન **તળાવો**, કિલ્લાઓ અને જૂનાં સ્થાનો છે. ત્યાંથી મૂર્તિઓ, શિલાલેખો વગેરેનો સંગ્રહ કરી રાજ્યના મ્યુઝીયમને સમૃદ્ધ, વ્યવસ્થિત અને ઉપયુક્ત બનાવવામાં આવે તો **મેવાડના** ઇતિહાસ ઉપર જ નહિ, પરંતુ ભારતના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડી શકે. હું ચાહું છું કે **મહારાણા સાહેબ** આ નમ્ર સૂચના તરફ ધ્યાન આપી યોગ્ય કાર્ય કરી બતાવશે.



: ૫૦ :

# પ્રાચીન પુસ્તકો અને પુસ્તકાલયો

પુનિત **ભારતદેશ** બહુ જ લાંબા કાળથી જ્ઞાનની પૂજા કરતો રહ્યો છે. પ્રાચીન ભારતના ઇતિહાસ ભણી દૃષ્ટિ નાખતાં જણાય છે કે ભારતના વાતાવરણમાં જ્ઞાન-જ્યોતિનો ઝળહળતો પ્રકાશ છે. એના ગ્રંથોમાં, એની ક્રિયાઓ અને કળામાં જ્ઞાનની મહત્તા સ્પષ્ટ જણાય છે. એના ધર્મોપદેશક બહુશ્રુત અને વિશ્રુત હતા. તેમના વાઙ્મયમાં '**पढमं नाणं तओ दया**' '**ज्ञानक्रियाभ्यां मोक्षः**' '**ऋते ज्ञानाद् न मुक्तिः**' જેવાં ગંભીર અર્થવાળાં સૂત્રો અને મંત્રો હજારો વર્ષો પહેલાં ગુંથાયાં છે. ભારતના રાજવીઓએ પણ પ્રજાને શિક્ષિત-વિનીત કરવામાં પોતાનો આવશ્યક ધર્મ માન્યો છે.[1] ભારતના વિદ્વાનોએ એ જ્ઞાનની યશોગાથા ગાઇ, હજારો મૌલિક ગ્રંથો રચી, ભારતની જ્ઞાનભક્તિ જગત્‌ને બતાવી છે, જેની સંસ્કૃતિની ઉત્તમ અસર આખી આલમ ઉપર પડી છે. એમ પુરાતત્ત્વજ્ઞો પણ કબૂલ કરે છે.

---

૧ प्रजानां विनयाधानाद्........રઘુવંશ પહેલો સર્ગ.

## : પ્રાચીન કાળની પદ્ધતિ :

આર્યાવર્તમાં બહુ પ્રાચીન કાળમાં જલ, વાયુ, પ્રકૃતિ તથા કાળબળના કારણે લોકોનાં શરીર આરોગ્યપૂર્ણ–સુદૃઢ હતાં. બુદ્ધિ તીક્ષ્ણ હતી; તેથી તેઓ ધર્મસૂત્રો–મંત્રો, ઋચાઓ અને સૂક્તોને ગુરૂ પાસે સાંભળી, શિખી, નિદિધ્યાસન કરતા, તેને ગોખી કંઠાગ્ર કરતા અને તેઓ જેવું શીખતા તેવું પોતાના શિષ્ય–પુત્રોને કંઠસ્થ શિખવતા. મતલબ કે તે વખતે બધા જ્ઞાનને મોઢે યાદ કરી હૃદયમાં સ્થાપન કરતા. મગજમાં ભરી રાખતાં. પુસ્તકો કે શિલાલેખો એ બાહ્ય વસ્તુ હોઇ જડ–વિનશ્વર છે, તેથી તેમાં ધર્મસૂત્રોને–વિદ્યાને લખવામાં તેઓ અનુચિત તથા અનાવશ્યક માનતા. તે વખતના વિદ્વાન્ ઋષિ–મુનિઓની સ્મરણશક્તિ પારકાષ્ઠાએ પહોંચેલી હતી. તેથી તેઓ લાખો શ્લોકોને કંઠસ્થ કરી તેના અર્થને સારી પેઠે સમજી હૃદયમાં જાળવી શકતા હતા. તે વખતના સ્મરણના દાખલાઓ સ્મરણશક્તિમાં ક્ષીણ થએલા આધુનિક લોકોને આશ્ચર્યમાં નાખે છે, એનું જ એ કારણ છે કે બહુ પ્રાચીનકાળના ૨૪૦૦ વર્ષના ધર્મગ્રંથો પુસ્તકમાં લખેલાં નથી મળતાં તથા શિલાલેખો પણ નથી જણાતા.

આનો અર્થ એ નથી કે " ૨૪૦૦ વર્ષ પહેલાં લેખનકળા અસ્તિત્વમાં જ નહોતી આવી અથવા પુસ્તકો, કાગળો–લેખની વિગેરે હતાં જ નહિ." આ વાત ફક્ત ધર્મના મુખ્ય મુખ્ય આગમ વેદ પિટક વિગેરે ગ્રંથો માટે જ છે.

જૈનો આગમો વિગેરેમાં સ્ત્રી–પુરૂષની ૬૪ કે ૭૨ કળામાં લેખનકળાનો તથા બ્રાહ્મી વિગેરે લિપિનો ઉલ્લેખ અનેક સ્થળે આવે છે.

તેમ ભારતદેશ હજારો વર્ષોથી સભ્ય-સંસ્કારિત હતો એટલે રાજ્યદરબાર વ્યાપાર વિગેરેના વ્યવહારમાં તેમ શિક્ષણ વિગેરે બીજા વિષયના ગ્રંથો ભણવા-ભણાવવામાં અગર તો પુસ્તકો લખવા-લખાવવાનો ઉપયોગ જરૂર થતો હશે.[1] પણ બહોળા પ્રમાણમાં પુસ્તકો અને પુસ્તકાલયોની પ્રવૃત્તિ તો બુદ્ધ અને મહાવીરસ્વામીના નિર્વાણ પછી કેટલીક શતાબ્દિ પછી ચાલુ થઇ છે, એમ મારું માનવું છે; તેમ ધર્મના મૂળ ગ્રંથો પણ પાછળથી પુસ્તકોમાં લખાણા છે.

## : ધર્મગ્રંથોને પુસ્તકોમાં લખવાની પ્રથા :

ધર્મના મુખ્ય-માન્ય ગ્રંથો પુસ્તકોમાં નહિ લખવાની પદ્ધતિ ઘણા વર્ષો સુધી ચાલી. જૈન, બૌદ્ધ અને વૈદિક સંપ્રદાયોમાં મોટે ભાગે ધર્મ-ગુરુઓ ત્યાગી, સાત્વિક અને નિઃસ્પૃહ હતા. સમય જતાં ધર્મનો ફેલાવો સામાન્ય-વિશેષ પ્રજામાં તથા રાજાઓમાં કરવાની વૃત્તિ તેમ-નામાં જાગી. દુકાલ વિગેરે કુદરતના કોપથી લોકોની સ્મરણશક્તિ પણ કુંઠિત થવાથી મુખાગ્ર ધર્મશાસ્ત્રો ભૂલાતાં ગયાં. તેમાં અશુદ્ધિઓ વધતી ગઇ. નવા નવા ગ્રંથો બનાવવાની તમન્ના પણ ઉદ્‌ભવી. આધ્યા-ત્મિક દૃષ્ટિ શિથિલ થઇ અને કીર્તિની કામના પૂર્ણ કરવા સાહિત્ય-શાસ્ત્રાર્થની આવશ્યકતા ઊભી થઇ. આ બધાં કારણોથી ધર્મગ્રંથો જે પહેલાં મોઢે જ યાદ રાખતાં, તેને પુસ્તકમાં લખી-લખાવી તેની એક યા અનેક કોપીઓ કરાવી. તે પ્રમાણે સાહિત્યનો પ્રચાર કરવાની રીતિ ચાલુ થઇ. જે સંપ્રદાયમાં સ્મરણશક્તિ પહેલાં ખૂટી, તેમાં ધર્મશાસ્ત્રને પુસ્તકોમાં લખવાની પ્રથા પહેલી શરૂ થઇ અને જેમાં સ્મરણશક્તિ

---

૧ 'મૃચ્છકટિક' નાટકમાં લખ્યું છે કે **વસંતસેના** વેશ્યાને ત્યાં વાંચવા માટે **'કામશાસ્ત્રનું પુસ્તક'** એક રૂમમાં રખાયું હતું. રાજાઓ કથા-ધર્મના પુસ્તકો પુરોહિતો પાસે સાંભળતા, એ જૂની રીતિ છે.

મોડી ખૂટી તેમાં ધર્મશાસ્ત્રો મોડાં પુસ્તકારૂઢ થયાં. જેની જ્યારે આવશ્યકતા પડે ત્યારે તે ઉત્પન્ન થાય છે, એ હિસાબે આ કાર્યમાં સહુ પહેલાં બ્રાહ્મણો ચેત્યા. પછી બૌદ્ધોએ તેનું અનુકરણ કર્યું અને તે પછી આવશ્યકતા ઊભી થતાં જૈનોએ પણ આ સુધારાને અમલમાં મૂક્યો; તેથી જ લખેલાં જૈન શાસ્ત્રો ૨૦૦૦ પહેલાંનાં નથી મળતાં. આ સુધારાનો કાળ લગભગ આજથી ૨૨૦૦ વર્ષ પહેલાનો છે. પંદરસો વર્ષથી આની પ્રગતિ વેગથી થઇ.

તે પછી તો દરેક લોકો દરેક દેશમાં અને સમયમાં તે રીતિનો ઉપયોગ કરવા લાગ્યા. કવિઓએ તેનાં વર્ણનો શરૂ કર્યાં. ધર્મગ્રંથો અને કાવ્ય કથા ગ્રંથોમાં સરસ્વતી નામની એક વિદ્યાધિષ્ઠાત્રી દેવીની કલ્પના થઇ અને તે દેવીના હાથમાં પુસ્તકો હોય છે, તેમ પણ લખાયું.[1]

## : પુસ્તકો લખવાની કળામાં વિકાસ :

પુસ્તકો[2] લખવા–લખાવવામાં પુણ્ય અને કીર્તિ મેળવવાના ઉપદેશો અપાણા અને તેને સિદ્ધ કરનારાં દૃષ્ટાન્તો શોધાણાં અથવા ઘડાયાં. પુસ્તકો લખવા માટે જાતજાતની શાહી, કાગળો. કલમો, પુંઠાં, સાપડાં, બંધન વિગેરે સામગ્રીઓ ઉપજાવવાની શોધો થઇ. **ચિત્રકળા, લિપિ** અને સારા અક્ષરોની કલામાં દિવસે દિવસે વિકાસ થયો.

---

૧ 'वाएसिरी पुत्थयवग्गहत्था' (वागीश्वरी पुस्तकवर्गहस्ता) દેવલોકમાં દેવતા અને ઇન્દ્રો પણ પુસ્તક રાખે છે, એવી માન્યતા થઈ.

૨ पुत्थयलिहणं पभावणानित्थे सद्धाणाकिश्वमेअं ॥ **मज्ञहजि०** पुत्थए लिहावेइ ।:- **કુમારપાલપ્રતિબોધ** ૩૪૮.

पठति पाठयते पठतामसौ वसनभोजनपुस्तकवस्तुभिः ।
प्रतिदिनं कुरुते य उपग्रहं स इह सर्वविदेव भवेत् नरः ॥

ઠેરઠેર પુસ્તકાલયો યોજાયાં. દરેક લોકોમાં જ્ઞાનના પ્રચારનો માર્ગ સહેલો થઇ પડયો. આ રીતે પુસ્તકો લખવાની છૂટ થવાથી વિદ્વાનોમાં ગ્રંથો રચી, પોતાની કીર્તિસમાં પુસ્તકો જગત્‌માં મૂકી જવાની તમન્ના જાગી. તેના પરિણામે અનેક ઐહિક અને પારલૌલિક વિષયના લાખો ગ્રંથો દરેક સંપ્રદાયોમાં બન્યા, જેથી **ભારત**ના દરેક ભાગમાં સારાં પુસ્તકાલયો કરવામાં આવ્યાં. તેની રક્ષા, ઉપભોગ અને વૃદ્ધિ તથા શોભાને ટકાવવા સારૂ અનેક પ્રયોગો થયા. આજે પણ **ભારત**માં પ્રાચીન મૌલિક પદ્ધતિના સમૃદ્ધ ભંડારો અસ્તિત્વ ધરાવે છે કે જે ઘણે ભાગે વિદ્યા–સાહિત્યપ્રેમી પૂર્વના જૈનશ્રમણ અને જૈનશ્રાદ્ધોના છે. **જયપુર, કાશી, કાંજીવરમ્, વડોદરા, મદ્રાસ** વિગેરે શહેરોના વૈદિક ભંડારો પણ નોંધવા લાયક છે.

વર્તમાનમાં જૈનોનાં પ્રાચીન પદ્ધતિનાં ખાસ ખાસ પુસ્તકાલયો છે (પુસ્તક–ભંડારો કે જે જૈનોની માલિકીમાં છે) તેની નોંધ અહીં આપવાથી વાચકોને ઉપયોગી થશે.

૧ **પાટણ** કે જે **ગાયકવાડ** સરકારના અમલમાં માનવંતુ શહેર છે, ત્યાં મધ્યકાલ (વિક્રમની ૧૧ થી ૧૭મી સદી સુધીના) બહુ જ મહત્ત્વના જુદા જુદા લગભગ ૯ જૈન ભંડારો છે, જેમાં હાલ હસ્તલિખિત પ્રાચીન ૧૩૦૦૦ જેટલાં પુસ્તકો છે. [1]

---

૧ પાટણમાં તાડપત્ર ઉપર લખેલાં પુસ્તકો પણ ઘણાં છે. તેમાં સંઘવીના પાડાના ઉપાશ્રયમાં જે ભંડાર છે તેમાં ૪૦૦ તાડપત્ર ઉપર લખેલ ગ્રંથો છે, જે લંબાઇમાં બે હાથ તથા પહોળાઇમાં ચાર–પાંચ આંગળ જેટલા છે, તે અમે નજરે જોયાં છે. ચૌદમી સદી સુધી ગ્રંથોને તાડપત્ર–ભોજપત્ર ઉપર લખવાની પ્રથા મુખ્યપણે હતી.

૨ વડોદરામાં શ્રી **હંસવિજયજી** મહારાજ તથા વિદ્યાપ્રેમી પ્રવર્તક શ્રી **કાંતિવિજયજી** મહારાજના બે ભંડારો છે, જેમાં હજારો પ્રાચીન પુસ્તકો છે. તે સિવાય શ્રી **મોહનસૂરિ**ના જ્ઞાનમંદિરમાં પણ સારાં પુસ્તકો હશે.

૩ **છાણી**ના ભંડારો.

૪ **ખં**ભાતના ભંડારો.

૫ **લીં**બડી ( કાઠિયાવાડ ) ના ભંડારો.

૬ **જે**સલમેરમાં બહુ પ્રાચીન અને મહત્ત્વનાં સાત ભંડારો છે.

૭ **ભા**વનગરમાં પ્રાચીન ગ્રંથોનો જૂનો સંગ્રહ છે.

૮ **અ**મદાવાદના ડેલાનો તથા **ચંચલબાઇ**નો ભંડાર સારો છે.

૯ **ના**ગોરના પ્રાચીન ભંડારો.

૧૦ **પા**લીના ભંડારો.

૧૧ **ફ**લોધીનો ભંડાર.

૧૨ વિકાનેરના અનેક ભંડારો (જેમાં હજારો પ્રાચીન પુસ્તકો છે.)

૧૩ **આ**હોર (**મા**રવાડ)નો ભંડાર (**જિતચંદ્રસૂરિજીસ્થાપિત.**)

૧૪ ઇન્દોર ( માળવા ) નો યતિ **માણેકચંદ્રજી**નો ભંડાર.

૧૫ ઉજ્જૈન ( માળવા ) નો યતિ **રત્નવિજયજી**નો ભંડાર.

૧૬ **આ**ગ્રાનું શ્રી **વિજયધર્મસૂરિજી** જ્ઞાનમંદિર ( જેમાં હસ્તલિખિત ૭૦૦૦ પુસ્તકોનો સુંદર સંગ્રહ છે, ) બીજા પણ ભંડારો છે.

૧૭ પંજાબના જુદા જુદા ગામોમાં અનેક ભંડારો છે જેમાં ડૉ. **બનારસીદાસજી** જૈનના કથન પ્રમાણે ૨૦૦૦૦ હાથથી લખેલાં પુસ્તકો છે.

૧૮ ભોપાલનો ભંડાર.

૧૯ **પાલનપુર**માં સંઘનો ભંડાર (જૈનશાળામાં) તથા **તપા**-ગચ્છના ઉપાશ્રયમાં ડાયરાનો ભંડાર.

૨૦ **સુરત**માં અનેક ભંડારો છે.

૨૧ **મુંબઇ**માં માંડવી બંદરનો દશાઓસવાલ જૈનનો ભંડાર તથા શ્રી **મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી**નો ભંડાર છે.

૨૨ **પુનાનો** જૈન ભંડાર.

૨૩ દક્ષિણમાં **માલેગામ, માઇસોર, મદ્રાસ** વિગેરેના જૈન ભંડારો ઘણા સારા કહેવાય છે કે જેમાં સંસ્કૃત, પ્રાકૃત ઉપરાંત કાનડી ભાષામાં ઘણું જૂનું ઉચ્ચ સાહિત્ય ભર્યું છે.

૨૪ તે સિવાય જૈન વસ્તીવાળી ગામમાં સંખ્યાબંધ જૈન ભંડાર છે કે જે સંઘ, જતિ, સાધુ, સાધ્વી તથા મહાત્માઓના હાથમાં છે; પણ તેની વ્યવસ્થા સારી નહિ હોવાથી દિવસે દિવસે તે લોભથી વેચાય છે, પ્રમાદથી બગડે છે અને અજ્ઞાનતાથી વિદ્વાનો ને સમાજને ઉપયોગમાં નથી આવતું. જૈન સંઘે તેની સારી વ્યવસ્થા કરી સાહિત્યની રક્ષા કરવી જોઇએ.

૨૫ **શીરોહી** (મારવાડ) નો ભંડાર.

૨૬ કોડાયા (કચ્છ) નો ભંડાર.

મેં ક્યાંય વાંચ્યું છે કે જર્મનીના વિદ્વાન્ ડૉ. જી. બુહલરે (G. Buhler) મુંબઇ ઇલાકાના જૈન ભંડારો જોયા હતા, તેમાં તેમણે એક લાખ (૧૦૦૦૦૦) જેટલાં હસ્તલિખિત પુસ્તકો જોયાં હતાં.

આ જૈનભંડારો સિવાય વડોદરામાં પ્રાચ્યવિદ્યામંદિર (કે જેમાં ૧૪૦૦૦ હસ્તલિખિત ગ્રંથો એકઠા કર્યાં છે.), પુના ડેક્કન કોલેજનો પ્રાચીન પુસ્તકવિભાગ, મદ્રાસ, માઇસોર, કલકત્તા એસીયાટીક સોસાયટી, કાશ્મીરના ભંડારો, બનારસનો સંગ્રહ, નેપાલનો પુસ્તકસંગ્રહ, જયપુર વિગેરેના ભંડારો બહુ જ મહત્ત્વનાં અને જૂનાં છે.

આ આપણાં પ્રાચીન પદ્ધતિનાં પુસ્તકાલયો તરફ વીસમી સદીમાં સહુ કરતાં વધુ અને પહેલું ધ્યાન દરિયાપારના વિદ્વાનોનું ગયું, તે પછી આપણે પણ થોડા ઘણા અંશે ચેત્યા અને ધીરે ધીરે ચેતતા જઇએ છીએ. તેના પરિણામે તે ભંડારોના અનેક રિપોર્ટ-સૂચિપત્રો અનેક પદ્ધતિનાં તૈયાર થયાં છે, જેમાં કેટલાંક ઘણી ઉત્તમ ઢબનાં છે. જે સૂચિપત્રોની મને ખબર છે તે અહીં આપું છું:-

૧ **પીટર્સન**ના પાંચ રિપોર્ટો (સૂચિપત્રો)

૨ **રૉયલ એસિયાટીક સોસાયટી**ના છ રિપોર્ટો.

૩ **બેંગાલ એસોસીએશન**નું સૂચિપત્ર.

૪ વડોદરાથી પ્રકાશિત **કવીન્દ્રાચાર્ય** ગ્રંથસૂચિ (ગાયકવાડ ઓરીયન્ટલ સિરિઝથી પ્રકાશિત.)

૫ **જેસલમેર ભાં**ડાગારીય [1]ગ્રંથસૂચી.

૬ **પાટણ**ના ભંડારોનું સૂચિપત્ર. (જે વડોદરા **ગાયકવાડ** ઓ. સી. તરફથી બહાર પડવાનું છે. સંપાદક પં. **લાલચંદ** ગાંધી.)

૭ **તાંજોર**ના પુસ્તકોનાં કેટૅલોક. (અનેક વૉલ્યુમ છે.)

૮ **જૈન** ગ્રંથાવલી, ( જૈન શ્વેતાંબર મૂ. કૉન્ફરન્સ-મુંબઇ )

---

૧ આમાં **જેસલમેરના** કેટલાક ભંડારોના પુસ્તકોની સૂચી છે, જે શ્રીયુત ચીમનલાલ દલાલે કરી હતી. આનું સંપાદન પં. લાલચંદ ભગવાનદાસ ગાંધીએ કર્યું છે.

૯ લીંબડીના ભંડારનું સૂચિપત્ર. (શ્રી ચતુરવિ. મ. સંપાદિત)
૧૦. આગ્રાનાં પ્રાચીન પુસ્તકોનું સૂચિપત્ર.
૧૧ યતિ પ્રેમવિજયનાં પુસ્તકોનું સૂચીપત્ર (ઉજ્જૈનનું)
૧૨ ડૉ. જી. બુહ્લરનો રિપોર્ટ.
૧૩ ડૉ. ભાંડારકર (R. O. Bhandarkar) ના સૂચીપત્રો.
૧૪ ડૉ. વેબર (A. Weber) નું જૈનગ્રંથોનું કેટલૉક.
૧૫ કાશીનાથ કુન્તેનું સૂચીપત્ર (પંજાબના પુસ્તકોનું, જે સન્ ૧૮૮૨ સુધી બહાર પડ્યું છે.)
૧૬ શ્રીયુત રાજેન્દ્રલાલ મિશ્ર (બંગાલ તથા બીકાનેરના પુસ્તકોની સૂચી).
૧૭ ફાર્બસ સભાના તથા કવિ દલપતના ગ્રંથોની સૂચી.[1]
૧૮ ડૉ. [2]વેલણકરનું ડેક્કન કોલેજના પ્રાચીન ગ્રંથોનું (અંગ્રેજીમાં) કેટલૉક.
૧૯ પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડીયાનું પૂના ભાંડારકર ઇન્સ્ટીટ્યુટના જૈન ગ્રંથોનું સૂચીપત્ર (અંગ્રેજીમાં).

પૂર્વકાલમાં પણ આવી વ્યવસ્થિત સૂચીઓ કરવા તરફ વિદ્વાનો પ્રવૃત્તિ કરતા હતા. તે પદ્ધતિની એક પ્રાચીન ગ્રંથસૂચી, જેનું નામ **बृहत् टिप्पनिका**[3] છે તે મળી આવી છે. આ સૂચીમાં આગમ, ન્યાય, વ્યાકરણ, છન્દ, સાહિત્ય, નાટક, જ્યોતિષ, શકુન યોગામ્નાય,

---

૧ છાપેલ પુસ્તકોનાં પણ કેટલાંક સૂચિપત્રો છપાયા છે, જેમાં ડૉ. ગેરીનોટ (A. Guerinot) નું જૈન ગ્રંથોનું કેટલૉક, શ્રીમાન્ બુદ્ધિસાગરજીનું મુદ્રિત જૈન ગ્રંથ સૂચી તથા સેન્ટ્રલ લાયબ્રેરીનાં પુસ્તકો મુખ્ય છે,

૨ સત્તર અઢાર નંબરના સૂચીપત્રો હજી સુધી બહાર પડયાં નથી, છપાઈ રહ્યાં છે.

૩ આ **बृहट्टिप्पनिका** આખી ય જૈન સાહિત્ય સંશોધકમાં છપાણી છે.

મંત્રકલ્પ, સામુદ્રિક, પ્રકીર્ણક વિગેરે વિષયોનાં પુસ્તકો જુદા જુદા વિષયોના વિભાગોમાં લખ્યાં છે. તેમાં ગ્રંથનું નામ, તેના કર્તા-વૃત્તિ વૃત્તિકાર, ગ્રંથનું પરિણામ, શ્લોક, પેજ વિગેરે તમામ હકીકત બહુ સુંદર રીતે વિદ્વત્તાપૂર્વક લખી છે. આવી સૂચીઓ પહેલા ઘણીય હશે અને તેનો ઉપયોગ પણ બહુ થતો હશે.

વાચકો જોઇ શકશે કે આપણા હિન્દમાં પૂર્વકાળમાં જ્ઞાનપૂજા કેટલી ઉન્નતિ ઉપર પહોંચી હતી? આપણું સાહિત્ય કેટલું સમૃદ્ધ થયું હતું? આપણા વિદ્વાનોએ કેટલી કુશળતાપૂર્વક બુદ્ધિનો ઉપયોગ કર્યો હતો અને આપણા રાજા-મહારાજા તથા ઉદાર ધનિક દાનીપુરૂષોએ આ કાર્યમાં કેવો સુંદર ફાળો આપી આપણી સંસ્કૃતિને દૈવિક બનાવી છે. લગભગ **બે હજાર** વર્ષમાં પુસ્તકકલામાં પણ ભારતે સારી સરખી પ્રગતિ કરી છે એમ દરેકને માનવું પડે છે.

અત્યારે પહેલાં કરતાં પુસ્તકોને લખવાં, છપાવવાં, સુંદર આકારમાં ફેશનેબલ કરવા વિગેરેનાં સાધનો વધ્યાં છે, માટે હવે આપણે વધુ ઝડપથી, સાવધાનીથી અને બુદ્ધિમત્તાપૂર્વક સુંદર કાર્ય કરી બતાવવાનો પ્રસંગ છે. બીજા દેશોએ આપણા કરતાં વધારે પ્રગતિ કરવા માંડી છે, તે હિસાબે વીસમી સદીમાં આપણે પાછળ છીએ. ખુશીની વાત છે કે **ભા**રતમાં આપણાં કેટલાક રાજવીઓને વિદ્યા-સાહિત્યનો શોખ લાગ્યો છે, તેથી તેઓ સત્તા ધનથી સારૂં કાર્ય કરી રહેલ છે, જેમાં શ્રીમંત **ગા**યકવાડ **સ**રકાર પણ આગળ પડતા **રા**જવી છે. **તેમણે આખા ગુજરાતને શિક્ષિત, સંસ્કારી તથા પુસ્તકપ્રેમી બનાવવામાં ઘણો સારો ફાળો આપ્યો છે.** અને **પાટણ** વિગેરેના જૈન ભંડારોની કીંમત આંકી તેમાંથી સારાં સારાં ગ્રંથો બહાર પાડ્યા છે-પાડે છે. આશા છે કે આ કાર્યમાં દિવસે દિવસે વધુ પ્રગતિ થશે અને હિંદના ઘરે ઘરે શિક્ષણ સાહિત્યનો પ્રચાર થશે.

: ૫૧ :

# બે સોલંકી રાજાઓના સમયમાં થયેલી સાહિત્યની પ્રગતિ

ગૂર્જરભૂમિના જે પ્રતાપી રાજાઓ થયા છે, તેમાં **સોલંકીઓનું** મોટું સ્થાન છે. તેમના વંશમાં **મૂલરાજ** બહુ પ્રતાપી અને યશસ્વી રાજા થયો છે. તેણે **ચાવડા** વંશના છેલ્લા રાજા **સામંતસિંહ** (જે મૂલરાજનો મામો થતો હતો) ને મારી ગુજરાતનું રાજ્ય પોતાને[1] આધીન કર્યું. વિ૰ સં૦ ૧૦૧૭માં **સોલંકીઓના** હાથમાં ગુજરાત [2]આવ્યું.

[3]સોલંકીઓ બહુ બહાદુર, યશસ્વી તો હતા જ, સાથે સાથે

---

૧ પ્રબંધચિંતામણિ. ૨. રાજપૂતાનેકા ઇતિહાસ, ભાગ ૧ પૃ. ૨૧૪

૩. મૂલરાજ પછી **ચામુંડરાજ,** (વિ. સં. ૧૦૫૨-૧૦૬૬), **વલ્લભરાજ** (૭ મહિન સુધીજ રાજ્ય કર્યું), **દુર્લભરાજ** (વિ. સં. ૧૦૬૬થી ૧૦૭૮ સુધી રાજ્ય કર્યું), **ભીમદેવ** (વિ. સં. ૧૦૭૮ ૧૧૨૦), **કર્ણદેવ** (વિ. સં. ૧૧૨૦ થી ૧૧૫૦ સુધી) એ અનુક્રમે રાજાઓ થયા. કર્ણનો પુત્ર **સિધ્ધરાજ જયસિંહ** હતો.

તેઓ વિદ્યાના પ્રેમી પણ હતા; તેથી તેમના ૩૦૦ વર્ષના રાજ્યકાળમાં વિદ્યાની વૃદ્ધિ અને સાહિત્યની ઉન્નતિ ઘણી સારી થઇ શકી છે. આ સૌભાગ્ય ગુજરાતને મળ્યું છે. **સોલંકીઓના** શાસનકાળમાં ગુજરાતે જેટલું અને જેવું સાહિત્ય મેળવ્યું છે, જેટલી વિદ્યાની પ્રગતિ સાધી છે, જેટલી [1]શિલ્પકળામાં તરક્કી કરી છે અને જેટલાં ધર્મસ્થાનો કાર્યોનું નિર્માણ કર્યું છે એટલું કોઇના શાસનકાળમાં થયું નથી. એમના રાજ્યકાળમાં ગુજરાતની કીર્ત્તિ ચોમેર પ્રસરી. ગુજરાતનો દરેક જાતનો સારો ઇતિહાસ સર્જાયો અને ગુજરાત કળા–સાહિત્ય વિદ્યામાં ગૌરવશાળી થયો છે. **સોલંકીઓમાં** છેલ્લા બે રાજાઓ બહુ જ વિખ્યાત, પ્રતાપી અને સાહિત્યના ઉત્તેજક થયા છે. તેમાં એક તો [2]**સિદ્ધરાજ** જયસિંહ અને બીજો [3]કુમારપાળ. આ બેના શાસનકાળમાં સાહિત્ય વિદ્યાનો વેગ કેવા પ્રકારનો રહ્યો તે સંબંધી આપણે પ્રમાણો સાથેનો વિચાર કરીએ.

વિક્રમની ૧૧ મી સદીમાં પરમારવંશીય **ભોજ** માલવાનો રાજા હતો. તે ઘણો વિદ્વાન્, વિદ્યાનો વિકાસક અને વિદ્વાનોની કદર કરનાર હતો. તેના કાળમાં સાહિત્યકળા–વિદ્યાનો સારો સરખો વેગ મળ્યો હતો. તેની સાથે **પ્રથમ ભીમદેવની** દુશ્મનાવટ થઇ [4]હતી. અનેક

---

૧ ટોડરાજસ્થાન. ૨ સિદ્ધરાજ માટે જુઓ મારૂં લખેલું તેનું જીવન ચરિત્ર ( સમયકાળ વિ. સં. ૧૧૫૦થી વિ. સં. ૧૧૯૯ સુધી. )

૩ જુઓ 'મહારાજા કુમારપાલ ચૌલુક્ય' નામનો નિબંધ, જે ઓઝા અભિનંદન ગ્રંથ ( ભારતી અનુશીલન ) માં છપાયો છે. આનો રાજ્યકાળ વિક્રમ સંવત ૧૧૯૯થી ૧૨૩૦ સુધી છે. તે નિબંધમાં કુમારપાલના જીવનની ઘણી ઐતિહાસિક બાબતો મેં લખી છે.

૪ જુઓ પ્રબંધ ચિંતામણીનો, ભોજભીમપ્રબંધ.

વાર લડાઇઓના પ્રસંગો પણ ઉપસ્થિત થયા હતા. તે વૈર દર પેઢીઓમાં ઉતર્યું. **ભોજ**ના વિદ્યાપ્રેમની અસર **ગુજરાત**ના રાજવીઓ ઉપર થયા વગર રહી નહિ. તે વિદ્યાપ્રેમ પણ વંશપરંપરામાં **સોલંકીઓ**માં ઉતર્યો. **સિદ્ધરાજ જયસિંહે નરવર્મા** ( માલવાના ૧૩ મા પરમાર રાજા ) ઉપર ચઢાઇ કરી. બાર વર્ષ યુદ્ધ ચાલ્યું પણ **નરવર્મા** મરણ પામ્યો ત્યાં સુધી ( વિ. સં૦ ૧૧૯૦ કાર્તિક શુદિ ૮ ) કંઇ પણ પરિણામ આવ્યું [1]નહિ. **નરવર્મા**નો પુત્ર **યશોવર્મા** તે પછી રાજ્ય ઉપર આવ્યો. તેનો ( **યશોવર્મા**નો ) યુદ્ધમાં **સિદ્ધરાજે** પરાજય[2] કરી, તેને **ગુજરાત** ( **પાટણ** ) લાવ્યો. વિક્રમની રાજધાની [3]**ઉજ્જૈન** તથા **ધારા**ને લુંટી. **પ્રભાવક** ચરિત્રકાર કહે છે કે ઉજ્જૈનના પુસ્તક-ભંડાર લુંટીને **સિદ્ધરાજ પાટણ** લાવ્યો તેમાં હજારો પ્રાચીન મહત્ત્વતાવાળા ગ્રંથોનો સંગ્રહ હતો. તેમાં **ભોજ**રાજાનું બનાવેલ **ભોજવ્યાકરણ** સિદ્ધરાજ જયસિંહે [4]દીઠું. તેની મહત્તા તથા પ્રસિદ્ધિથી **સિદ્ધરાજ**ને ઇર્ષ્યા થઇ. સાહિત્યનો પ્રેમ તો તેને હતો જ. તેની પાસે પંડિત મંડળી પણ સારી સરખી હતી. **ભોજવ્યાકરણ**ને ટક્કર મારે તેવું ગુજરાતી પંડિતદ્વારા વ્યાકરણ બનાવરાવવા **સિદ્ધરાજે** **પંડિતો**ને કહ્યું.

---

૧ જુઓ રાજપૂતાનેકા ઈતિહાસ ભાગ ૧, પૃ. ૧૯૫.

૨ સંસ્કૃત દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૧૪-૭૨ તથા સર્ગ ૧૫-૧.

૩ श्रीविक्रमादित्यनरेश्वरस्य, त्वया न किं विप्रकृतं नरेन्द्र !?
यशांस्यहार्षीः प्रथमं समन्तात्, क्षणाय भाङ्क्षीरथ राजधानीम् ॥

હૈમવ્યાકરણપ્રશસ્તિ ૩૧.

યશોવર્માની પણ રાજધાની ઉજ્જૈન હશે, એમ **દ્વયાશ્રયકાવ્ય**થી લાગે છે.

૪ જુઓ પ્રભાવક ચરિત્રના **હેમચન્દ્રસૂરિ પ્રબંધ**માં શ્લોક ૭૪થી

બધા ય મૌન રહ્યા. આ કાર્ય માટે આચાર્ય શ્રી **હેમચંદ્રસૂરિને** કુશળ માન્યા. રાજાએ તેમને પ્રાર્થના કરી અને આચાર્યે તે મંજૂર કરી. સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી તથા અપભ્રંશ એ સાતે ભાષાનું પૂર્ણ, સરલ અને સુંદર વ્યાકરણ એક હાથે **હેમચંદ્રાચાર્યે** બનાવ્યું. [1]આમાં સાત અધ્યાયમાં સંસ્કૃત વ્યાકરણ છે. આઠમા અધ્યાયમાં પ્રાકૃત વિગેરે ૭ ભાષાઓનું વ્યાકરણ [2]બનાવ્યું છે. ખાસ કરીને **અપભ્રંશ** ભાષાનું વ્યાકરણ અને તેની વૃત્તિમાં આપેલાં અપભ્રંશ ગદ્ય-પદ્ય સાહિત્યનાં ઉદાહરણો ગુજરાતી સાહિત્ય માટે બહુ જ ઉપયોગી-મહત્ત્વનાં છે. આમાં ગુજરાતી ભાષાનું પૂર્વરૂપ સ્પષ્ટ નજરે પડે છે. પ્રકૃતિ, પ્રત્યય અને સાધ્યમાન-સિદ્ધ શબ્દો એવા હજારો છે કે જે અપભ્રંશમાંથી ગુજરાતીમાં જેમ ને તેમ આવ્યા છે. તેનાં ઉદાહરણો આપવાથી અહીં લેખની કાયા વધવાનો ભય રહે છે તેથી મુલતવી રખાય છે. આ વ્યાકરણ અને પ્રાકૃત દ્વયાશ્રયનાં પદ્યો તથા દેશી નામમાળા, ગુજરાતી ઉપરાન્ત હિન્દી મારવાડી, મરાઠી અને બંગાળી ભાષાના વિકાસક્રમ માટે પણ ઘણાં ઉપયોગી છે. અત્યારે જો આ સાહિત્ય ક્રમભાગ્યે ન હોત તો ભાષા-વિજ્ઞાન માટે આપણે બહુ જ મુંઝાવું પડત. સંસ્કૃત વિગેરે સાતે

---

૧ જુઓ सिद्धहेमचन्द्रव्याकरण ( लघुवृत्ति )ની પ્રસ્તાવના. આ વ્યાકરણને આ લેખના લેખકે સંપાદિત કર્યું છે તથા તે ઉપર બાળોપયોગી ટૂંકું ટિપ્પણ લખ્યું છે. સદરહુ ગ્રંથ શેઠ **આણંદજી કલ્યાણજી**ની પેઢી-અમદાવાદ તરફથી બહાર પડયો છે.

૨ ડૉ. પિશ્ચલનું જર્મનમાં **પ્રાકૃત વ્યાકરણ**, લાહોર યુનિવર્સીટીના પ્રિંસીપલ Dr. A. C. Woolner ની પ્રાકૃતપ્રવેશિકા, બેચરદાસનાં વ્યાકરણો તથા અપભ્રંશ પાઠાવળી (ગુ. વ. સોસાઇટીની) વિગેરે ગ્રંથ લગભગ હૈમવ્યાકરણ ઉપરથી જ બન્યા છે.

ભાષાઓનાં વ્યાકરણ માટે સાધન પૂરૂં પાડનાર આપણો ગુજરાતનો મધ્યકાળ છે અને તેનો યશ સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાળ સોલંકીને છે. તેમના સમયમાં ભાટ-ચારણ તથા ગ્રામીણ લોકોનું જે સાહિત્ય હતું તેમાં પણ સારો વિકાસ થયો હતો. તેનો કેટલોક ભાગ પ્રબંધચિંતામણિ, પ્રભાવકચરિત્રાદિમાં મળે છે.

સિદ્ધરાજે દેશ-વિદેશના પ્રચંડ વિદ્વાનોને માનપૂર્વક બોલાવી પાટણમાં વસાવ્યા હતા. તેમ પાટણમાં પણ અનેક ધુરંધર વિદ્વાનો હતા. તેમના હથે અનેક વિષયોનું સાહિત્ય સર્જાયું છે, જેની ગ્રંથ-સંખ્યા હજારોની થાય. **વાગભટ, કપર્દી, શ્રીપાલ, હેમચંદ્રસૂરિ, કક્કલ, ઉત્સાહ** જેવા સાક્ષરો સિદ્ધરાજના મંત્રી-સહચારી કિંવા મિત્રો હતા. તેથી તેની સાહિત્ય-પ્રીતિમાં ઘણો વધારો થયો હતો. **દ્વયાશ્રય** કાવ્યમાં લખ્યું છે [1] કે-શકુન, જ્યોતિષ, ન્યાય, પુરાણ નિરૂક્ત, વ્યાકરણ, માતૃકલ્પ આદિ શાસ્ત્રોને સિદ્ધરાજ જાણતો હતો. તેમ શ્રુતિ, સૂત્ર સંસર્ગવિદ્યા, ત્રિવિદ્યા, ષડંગવેદ, ક્ષાત્રવિદ્યા, ધર્મવિદ્યા તથા નાસ્તિક દર્શનના જાણકાર એવા પંડિતો માટે સિદ્ધરાજે પાટણમાં મઠ (સંસ્થા) બંધાવ્યો હતો અને ત્યાં ઉપર કહેલ બધી વિદ્યાને જાણનાર બ્રાહ્મણ વિગેરે વિદ્વાનો વિવિધ વિદ્યાનો અભ્યાસ કરતા-કરાવતા [2] હતા. આ મઠ બહુ જ મોટો હશે. વર્તમાનની કૉલેજ સાથે તેની તુલના કરવામાં કાંઇ વાંધો નથી. લેખ લાંબો થવાની બીકથી સિદ્ધરાજના રાજ્યકાળમાં જે સાહિત્યક કાર્યો થયાં છે, તેની થોડીક નોંધ માત્ર અહીં આપી દઉં છું.:—

---

૧ સર્ગ ૧૫ માના શ્લોક ૧૧૭ થી ૧૨૨ સુધીમાં

૨ સંસ્કૃત દ્વયાશ્રયકાવ્ય સર્ગ ૧૫-૧૨૧.

૧ આચાર્ય હેમચંદ્રની દ્વાત્રિંશિકા, વ્યાકરણ વિગેરેના લાખો શ્લોકો બન્યા, સંસ્કૃતદ્વયાશ્રયનો કેટલોક ભાગ પણ બન્યો હશે.

૨ શ્રી મુનિચંદ્રસૂરિએ [૧]ન્યાયપ્રવેશક ટિપ્પણ, ધર્મબિંદુવૃત્તિ વિગેરે ગ્રંથો બનાવ્યા.

૩ **વાદિદેવસૂરિ** અને **કુમુદચંદ્રનો** પ્રસિદ્ધ શાસ્ત્રાર્થ રાજ્યસભા ( **પાટણ** ) માં [૨]થયો.

૪ તેમણે પ્રમાણનયતત્ત્વાલોક, [૩]સ્યાદ્વાદરત્નાકર, ગુરુવિરહવિલાપ, જીવાનુશાસન વિગેરે ગ્રંથો બનાવ્યા.

૫ **'વૈરોચન પરાજય'** તથા [૪] **સહસ્રલિંગ સરોવર** વિગેરેની પ્રશસ્તિ **શ્રીપાલ** કવિએ બનાવી.

## બીજા ગ્રંથો

**કર્ણસુંદરી** (બિલ્હણકૃત,) **ગણરત્નમહોદધિ** (શ્રીવર્ધમાનકૃત,) વાગ્ભટાલંકાર, **કાવ્યાનુશાસન** (વાગભટકૃત,) **સિદ્ધરાજવર્ણન** (વર્ધમાનકૃત)

---

૧ આ મૂળ બૌદ્ધનો ગ્રંથ છે તે ઉપર ટિપ્પણ એનું છે, ગાયકવાડ ઓ. સીરીઝમાં છપાયો છે.

૨ જુઓ આજ લેખકની લખેલી પ્રમાણનયતત્ત્વાલોક' પ્રસ્તાવના ૩ આ બધાય ગ્રંથ છપાઇ ગયા છે. સ્યાદ્વાદ્રત્નાકર ૮૪૦૦૦ શ્લોકનો દાર્શનિક મહાન્ ગ્રંથ છે. તેના ૨૦૦૦૦ શ્લોક મળ્યા અને છપાયા છે. પ્રમાણનયતત્ત્વાલોક ગ્રંથ નાની ટીકા સાથે ઉજ્જૈનની શ્રીવિજયધર્મસૂરિ ગ્રંથમાળામાં છપાયો છે.

૪ આ પ્રશસ્તિનો ખોદેલો કેટલોક ભાગ **પાટણમાં** મળી આવ્યો છે, તેથી કેટલોક સારો પ્રકાશ પડે છે. જુઓ **પ્રસ્થાન** પૃ. ૧૨ અંક ૫. **સહસ્રલિંગ સરોવર** વિષે પાટણના કનૈયાલાલ દવેએ સારી માહિતી બહાર પાડી છે. **'મહારાજાધિરાજ'** પુસ્તકમાં પૃ.૨૭૧થી ૩૨૮ સુધીમાં છપાણી છે. (વિ. સં. ૧૯૯૧ માં)

સાર્ધશતકવૃત્તિ, ધર્મરત્નકરંડક, મુનિપતિ ચરિત્ર (પ્રાકૃત,) મલ્લિનાથ ચરિત્ર, પંચાશક ચૂર્ણિ, સુરસુંદરી કથા વિગેરે હજારો ગ્રંથો બન્યા છે; વિશેષાવશ્યકભાષ્યવૃત્તિ વિગેરે મહાન્ ગ્રંથો મલધારી હેમચંદ્રે બનાવ્યા છે.

## રાજા કુમારપાળ

સિદ્ધરાજ પછી ગુજરાતના રાજ્યનો ઉત્તરાધિકારી કુમારપાળ થયો. તે બહુ બહાદુર અને વિચક્ષણ હતો. ગુજરાતની રાજ્યસત્તામાં તેણે વધારો કર્યો અને તેની કીર્તિને વધારે વ્યાપક બનાવી.

મારા મત પ્રમાણે તે કુમારપાળ રાજા સિદ્ધરાજ જેટલો વિદ્વાન્ તેમજ વિદ્યાપ્રેમી શરૂઆતથી ન હતો, પણ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ જેવા ગુરુની સોબતથી તેનામાં પણ પાછળ વિદ્વત્તા તથા વિદ્યાને વધારવાની ભાવના ઉત્પન્ન થઇ હતી. તેણે પ્રાર્થના કરી શ્રી હેમચંદ્રાચાર્ય પાસે પોતાને માટે [1]યોગશાસ્ત્ર, વીતરાગસ્તવ, ત્રિષષ્ટિ શલાકા-

---

૧ કુમારપાળ કહે છે કે:—

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो यांञ्चया
साङ्गं व्याकरणं सुवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा ।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय-
च्छन्दोऽलंकृतिनामसंग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥
लोकोपकारकरणे स्वयमेव यूयं, सज्जाः स्थ यद्यपि तथाऽप्यहमर्थयेऽदः ।
मादृगजनस्य परिबोधकृते शलाका–पुंसां प्रकाशयत वृत्तमपि त्रिषष्टेः ॥
तस्योपरोधादिति हेमचन्द्रा–चार्यः शलाकापुरुषेतिवृत्तम् ।
धर्मोपदेशैकफलप्रधानं, न्यवीविशच्चारुगिरां प्रपंचे ॥

त्रिषष्टिशलाकाचरित्र पर्व १०

निवसइ मुहावयंसा विहयाः गुरुणो अबीयगुणनिवहा ।
निवसन्ति अणेगबुहा जस्सिं पुठवीससलरिज्जे ॥ १–४

પુરૂષ ચરિત્ર વિગેરે ગ્રંથો બનાવરાવ્યા હતા અને તેની સેંકડો કોપીઓ કરાવી જુદા જુદા ભંડારોમાં રખાવી હતી. હેમચંદ્રાચાર્યનું ઘણુંખરૂં સાહિત્ય કુમારપાળના રાજ્યમાં ગુજરાતમાં જ બન્યું છે અને લખાયું છે. જે સાહિત્યને દરિયાપારના લોકો પણ ગંભીરતાપૂર્વક અધ્યયન કરવામાં સારો રસ લે છે. સિદ્ધરાજની જેમ કુમારપાળની પાસે પણ વિદ્વાનો સારી સંખ્યામાં હતા.

**પ્રાકૃત દ્વયાશ્રયના** પહેલા સર્ગમાં શ્રી હેમચન્દ્રાચાર્ય લખે છે કેઃ—કુમારપાળની રાજધાની ( **પાટણ** ) માં એક પંડિતસભા રાજ્ય તરફથી હતી, જેમાં અદ્વિતીય ગુણવાળા, બૃહસ્પતિ જેવા અનેક પંડિતો હતા, જેમનાથી **પાટણ** શોભતું હતું. વળી **પાટણ** ( ગુજરાત ) માં શૌર્ય વગેરે ગુણોની તથા **સંગીત સાહિત્યાદિ** વિદ્યાની બહુ ઉન્નતિ હતી. ( સર્ગ ૧–૩૩ ) આ જ ગ્રંથના પહેલા સર્ગમાં ૨૫ મા પદ્યમાં લખ્યું છે કે **પાટણ**ના પંડિતોને જોઇ **બૃહસ્પતિને** પણ પોતાની વિદ્વત્તા, મહાત્મ્ય તથા ગુણસમૃદ્ધિ માટે અભિમાન રહેતું ન હતું. મતલબ કે અહિં બહુ જ પ્રચંડ વિદ્વાનો વસતા હતા. કુમારપાળની પાસે રાતદિવસ સારા સારા વિદ્વાનો રહેતા. કપર્દી, **વાગ્ભટ**, શ્રી હેમચંદ્રસૂરિ, **રામચંદ્રસૂરિ**, **સિદ્ધપાલ**, **યશઃપાલ**, **શ્રીપાલ** જેવા વિદ્વાન્ કવિઓ તેના મંત્રી, ગુરૂ અને મિત્રો હતા; તેથી તેની સાહિત્યપ્રીતિ વધતી ગઇ હતી. તેને વિદ્વાનો '**વિચારમુખ**' '**કવિબાંધવ**' વિશેષણથી સંબોધતા હતા. **સોલંકી** નામના એક મહાન્ ગવૈયાને તેણે સારૂં ઇનામ આપ્યું હતું. તેના રાજ્યમાં અનેક ગ્રન્થકારોએ ગ્રંથો રચ્યાં છે. તેમાં નમૂના તરીકે થોડા અહીં લખું છું.;—

સવૃત્તિ **યોગશાસ્ત્ર**, **વીતરાગસ્તોત્ર**, **ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્ર** (૩૬૦૦૦ શ્લોકનું ), **હેમન્યાયવૃત્તિ**, **કાવ્યાનુશાસન**, સવૃત્તિ **છન્દોનુશાસન**, સંસ્કૃત

દ્વયાશ્રયનો પાછળનો ભાગ, પ્રાકૃત દ્વયાશ્રય ( કુમારપાળ ચરિત્ર ). ચાર કોષ વિગેરે સેંકડો ગ્રંથો હેમચંદ્રાચાર્યે બનાવ્યા.

સત્યહરિશ્ચન્દ્ર, નલવિલાસ નાટક, નાટ્યદર્પણ વિગેરે અનેક નાટકો વિગેરેને રામચંદ્રસૂરિએ બનાવ્યા.

[1] દુતાંગદ છાયા નાટક, આ કુમારપાલની યાત્રાની યાદદાસ્તી માટે તે વખતે બન્યું હતું. કુમારવિહારશતક.

સુપાર્શ્વનાથ ચરિત્ર, સનત્કુમાર ચરિત્ર, અનંતનાથ ચરિત્ર, નેમિનાથ ચરિત્ર વિગેરે પ્રાકૃત ગ્રંથો બન્યા છે. જિતકલ્પવૃત્તિ, હૈમવિભ્રમ પ્રદ્યુમ્નચરિત્ર, ઉત્પાદસિદ્ધિપ્રકરણ-વૃત્તિ, સ્યાદ્વાદકલિકા, પંચોપાંગવૃત્તિ વિગેરે.

કુમારપાળે જૈનધર્મ સ્વીકાર્યા બાદ ( ૧૨૧૬ માગશર શુદિ ૨ પછી ) જૈન ધર્મના ગ્રંથો બનાવરાવવામાં તથા તેમના પ્રચારમાં ઘણો સારો ફાળો આપ્યો છે. વળી કુમારપાળે પહેલાં અનેક મતોનાં ધાર્મિક પુસ્તકો તથા વિદ્વાનો જોયા હતા, તેથી તે યોગના વિષયમાં સારો નિષ્ણાત હતો, એમ ડૉ. જી. બુહ્લર ( G. Buhler ) નું માનવું છે.

## ઉપસંહાર

આ બે સોલંકી રાજાઓના સમયમાં હજારો ગ્રંથ બન્યા છે. સેંકડો ગ્રંથકારો, વિદ્વાનો અને કલાકારો થયા છે. જેમની બુદ્ધિમત્તા, પરિશ્રમશીલતા તથા પવિત્રતાથી ગુજરાત આજ લગી ઉજ્જવલ તથા ગૌરવશાળી છે. દુનિયાના ઇતિહાસમાં સ્થાન પ્રાપ્ત કરી શક્યું છે. ફરી

૧ નિર્ણયસાગરમાં આ છપાઈ ગયું છે.

આપણે એવા રાજવીઓ પ્રાપ્ત કરીએ, એવા બહુશ્રુત વિદ્વાનો અને મહર્ષિઓને મેળવી ભૂતકાળના જેવો વર્તમાન કે ભવિષ્યકાળ બનાવીએ તો આપણું ઇતિહાસ જ્ઞાન, ભૂતકાળનું ગૌરવ સફળ થાય. **શાસનદેવ** સહુને સદ્બુદ્ધિ તથા સારાં સાધનો આપો.



: ૫૨ :

# 'સ્યાદ્વાદમંજરીના ન્યાયો[૧]'

અહીં **ન્યાય** શબ્દનો અર્થ દર્શનશાસ્ત્ર તર્કવિદ્યા ઇન્સાફ અથવા ગૌતમ ઋષિનું ન્યાયદર્શન નથી, પણ 'ન્યાય' શબ્દથી 'કહેવત' અર્થાત્ 'ઉક્તિ' અર્થ સમજવાનો છે. જેમ 'ધોબીનો કુતરો ઘરનોયે નહિં અને ઘાટનોએ નહિં' તેમ.

આવા ન્યાયો નાનાં મોટાં વાક્યોમાં દરેક દેશ અને તમામ ભાષાઓમાં હોય છે. જુદા જુદા પ્રસંગો પર કહેવાથી કે લખવાથી આવાં વાક્યો સૂત્રોની જેમ પ્રસંગ ઉપર સચોટ અસર કરી શકે છે. આ ન્યાયોમાં શબ્દો થોડા અને અર્થ વધારે હોય છે. કેટલાક શબ્દો અધ્યાહારથી સમજવાના હોય છે. પણ તે કહ્યા સિવાય જ પ્રસંગને લઇને અર્થ સમજાય છે. એ પણ એક ખૂબી છે.

સાહિત્ય અને લોક દૃષ્ટિએ આવા ન્યાયોની કિંમત ઘણી હોય છે. સામાન્ય જનતાથી લઇ વિશેષજ્ઞ સુધી તમામ લોકો આવા ન્યાયોનો

---

૧ સાહિત્ય, વડોદરા પૃ. ૨૨, અંક ૮-૯.

જૂદાજૂદા પ્રસંગે પોતાના કથનની પુષ્ટિ માટે ઉપયોગ કરતા જોવાય છે. જેમાંથી આ ન્યાયો ઉતારીને લખાય છે, તે સંસ્કૃત ભાષાનો ગ્રંથ હોઇ ન્યાયો પણ સંસ્કૃત ભાષામાં જ હતા, પણ તેનો ઉપયોગ પોતપોતાની ભાષામાં દરેક કરી શકે છે. આવા ન્યાયોને કોઇ પણ દેશ કે ભાષાનો પ્રતિબંધ હોઇ શકતો નથી.

**સ્યાદ્વાદમંજરી** દર્શન વિષયનો સુંદર, ગંભીર અને ઉપયોગી જૈન ન્યાયનો એક ગ્રંથ છે. એના કર્તા **મલ્લિષેણસૂરિ** છે. **'અન્ય-યોગવ્યવચ્છેદિકા'ની** તે એક વૃત્તિ છે. આ ગ્રંથ ચૌદમી સદીમાં બનેલ છે. પોતાની અનેક વિશેષતાઓને લીધે અનેક યુનીવર્સીટી અને બીજી શિક્ષણ સંસ્થાઓમાં તે (સ્યા૦ મંજરી) દાખલ થયો છે. ગુજરાતના અઠંગ વિદ્વાન્ શ્રીમાન્ **આનંદશંકર બાપુભાઇ** ધ્રુવ જેવા સાક્ષરે આ ગ્રન્થને સંશોધિત કરી **ભાંડારકર ઇન્સ્ટીટ્યુટની સીરીઝ** તરફથી પ્રકાશિત કર્યો છે. બીજાં પણ આનાં અનેક સંસ્કરણો નિકળ્યાં છે. અહીં આ ગ્રંથની આલોચના કરવાનો પ્રસંગ નથી એટલે એ વિષે હું વધુ ન કહું એ જ ઉચિત છે.

ઘણા વર્ષો પહેલાંની વાત છે. જ્યારે હું આ **સ્યાદ્વાદમંજરીનું** અધ્યયન કરતો હતો, ત્યારે આની ભાષાએ આમાં આવતા વિષયોએ જેમ મને આકર્ષ્યો હતો, તેમ આમાં આવતા ન્યાયોએ પણ મ્હારા ચિત્તને ખુશ કર્યું હતું; તેથી તે ન્યાયોને મેં મારી **ડાયરીમાં** નોંધી લીધા હતા. તે તરફ દૃષ્ટિ જતાં આજે તે ન્યાયોને અર્થ અને વિવેચન સાથે સાહિત્ય પ્રેમીઓને પાઠવું છું. લૌકિક દૃષ્ટિએ અનુપયોગી કેટલાક ન્યાયોને મેં આ લેખમાં છોડી દીધા છે; તેમ 'અન્યયોગવ્યવચ્છેદિકા' મૂળકારિકા–માંથી પણ કેટલાક ઉપયોગી ન્યાયોને મેં આ લેખમાં સંઘર્યા છે.

## ન્યાયો

(૧)

**अदित्सोर्वणिजःप्रतिदिनं पत्रलिखितश्वस्वतनभणनन्यायः ।**

**'દેવાની અનિચ્છાવાળો વણિક્ રોજ કાગળ લખે કે આવતી કાલે (તમારા પૈસા) દઈશ-મોકલીશ. તેના જેવો ન્યાય'**

વિવેચન;—એક લેણદાર, વણિક પાસે પૈસા માગતો હતો. તેના ઉઘરાણીના રોજ કાગળો વણિક ઉપર આવ્યા કરતા, તેના ઉત્તરમાં રોજ પેલો વણિક [ વાણિયો ] લખતો કે આવતી કાલે તમારા પૈસા મોકલીશ. એમ કરતાં વર્ષો વીતી ગયા.

એક કામ ન કરવું હોય ને નકામા બાનાં કાઢી વખત વીતાવે તેને માટે આ ન્યાયનો ઉપયોગ થાય છે.

(૨)

**अनिषिद्धमनुमतम् ।**

**'ઇન્કાર ન કર્યો, તો તેનો સ્વીકાર થયો જ.'**

વિ૦ કોઈએ કાંઈક કોઈને પૂછ્યું. તેના ઉત્તરમાં તે કાંઈ ન બોલ્યો. મૌન રહ્યો તો તે વસ્તુ મૌન રહેનારને માન્ય છે એમ સમજી લેવાય છે. ' ના નહિ ' એટલે 'હા' સમજી લેવા જેવો આ ન્યાય છે.

(૩)

**अन्धगजन्यायः ।**

**'આંધળા અને હાથીનો ન્યાય.'**

વિ૦ જન્મથી અન્ધ દશ માણસો એકઠા થયા. એક હાથી ઉભો હતો તેનાં ચાર પગ, બે કાન, બે દાંત, શુંઢ અને પુછડું એમ કુલ

દશ અંગો પૈકી એક એક અંગને તે દશમાંથી એક એક આંધળો વળગી પડયો. જેણે જે અંગ ઝાલ્યું હતું, તેટલા અંગને જ તે તે સંપૂર્ણ હાથી માની બેઠા. લોકો જ્યારે તેમને હાથીનું સ્વરૂપ પૂછે ત્યારે ઉત્તરમાં કોઇ 'પગ (થાંભલા) જેવો' કોઇ કાન (સૂપડા) જેવો તો કોઇ પુછ (જાડી) દોરી જેવો હાથી બતાવે છે. અને બીજાએ કહેલ અધુરા કે પૂરા હાથીના સ્વરૂપનો નિષેધ કરે.

વસ્તુના અપૂર્ણ કે વિપરીત સ્વરૂપને જોઇ તેને જ, વસ્તુનું સંપૂર્ણ કે સાચું સ્વરૂપ સમજી લઇ બીજાની માન્યતાને ખોટી ઠરાવનાર માટે આ ન્યાય વપરાય છે. '**કૂપમંડૂક**' વિગેરે કહેવતો સાથે આની સમતા છે.

(૪)

## अर्धजरतिन्याय :।

## 'આધેડ સ્ત્રીનો ન્યાય'

વિ૦ જે સ્ત્રીની યુવાવસ્થા નષ્ટ થઇ છે પણ વૃદ્ધાવસ્થા આવી નથી તે આધેડ સ્ત્રી કહેવાય છે. તેની જેમ.

આવી સ્ત્રી યુવતીએ નહિ અને વૃદ્ધાએ નહી, એટલે તે તરુણીની જેમ 'ભોગ' ને ય યોગ્ય નહિ ને ડોસીમાની જેમ 'યોગ' ને ય યોગ્ય નહિં. તેની વચલી અવસ્થા દુઃખકર જ છે.

વચલા માર્ગમાં ત્રિશંકુની જેમ હેરાન થનાર માટે આ ન્યાયનો ઉપયોગ થાય છે. 'દુવિધામેં દોનોં ગયે, માયા મિલી, ન રામ' કહેવત લગભગ આના જેવી છે.

(૫)

## ' इतो व्याघ्र इतस्तटी '

## ' એક બાજુ વાઘ અને બીજી બાજુ નદી '

વિ૦ ' એક બાજુ ખાઇ અને એક બાજુ વાઘ 'ની કહેવત જેવો આ ન્યાય છે. બંને બાજુની મુસીબતોમાં ફસાએલા માટે આ ન્યાયનો ઉપયોગ કરી શકાય છે.

(૬)

## उत्सर्गापवादयोरपवादविधिर्बलीयान् ।

## ' ઉત્સર્ગ અને અપવાદમાં અપવાદ બલવાન્ છે '

વિ૦ 'ઉત્સર્ગ' એટલે રાજમાર્ગ–સામાન્ય નિયમ અને 'અપવાદ' કાદાત્મિક અને મુખ્યધ્યેયને સિધ્ધ કરનારો હોય છે. ઉત્સર્ગ સદાકાળ માટે મુખ્યધ્યેયનો સાધક હોય છે.

કોઇપણ આપત્તિ વિઘ્ન કે દૈવિક બનાવોને માટે સાધારણ નિયમને થોડા વખત માટે બંધ કરી તાત્કાલિક સમયને યોગ્ય હિતકર માર્ગ લેવો તેનું નામ અપવાદ છે. જેમ યુવાવસ્થામાં પ્રાપ્ત થએલ કન્યાને એ પરણાવવી એ ઉત્સર્ગ છે. પણ યવનોના આક્રમણથી કન્યાઓને બચાવવા માટે **अष्ट वर्षा भवेद् गौरी**નું વિધાન યવન કાળમાં કરાયું હતું. એ અપવાદ (આપદ્ ધર્મ) કહેવાય. આપત્તિ ટળ્યા પછી **अपवाद** ને હઠાવી ફરી **उत्सर्ग मार्ग** ઉપર ચાલવું જોઇએ. નહિં તો ભયંકર હાની થાય.

વ્યાકરણ વિગેરે શાસ્ત્રોમાં આ ન્યાયનો ઘણીવાર ઉપયોગ થાય છે. ' **सामान्यशास्त्रतो नूनं विशेषो बलवान् भवेत** ' આ ન્યાય આના જેવો છે.

આચાર્ય **હેમચન્દ્રના** **सिद्धहेमव्याकरण** માં (સાતમા અધ્યાયમાં) આ ન્યાય **'उत्सर्गादपवादः'** [૫૫] શબ્દોમાં છે.

(૭)

**उपचारस्तत्त्वचिन्तायामनुपयोगी।**

**'તાત્ત્વિક ચર્ચામાં ઉપચાર (કલ્પના) ઉપયોગી નથી'**

(૮)

**काकदन्तपरीक्षान्यायः।**

**'કાગડાને કેટલા દાંત છે, તે જાણવાનો ન્યાય'**

વિ૦ સાર અને મતલબ વગરની બાબતો માટે હાડમારી—નકામી માથાફોડ કરી સમય વીતવાનો હોય ત્યાં આ ન્યાય લાગુ પડે છે.

(૯)

**कोशपानप्रत्यायनीयः।**

**'સમખાઇને વિશ્વાસ કરાવવો'**

વિ૦ કોઇ અસંભવ કે દુઃસંભવ વાતને પણ બલાત્કારથી સમજાવવા ફોર્સ કરે ત્યાં આ ન્યાય વપરાય છે. અથવા બુદ્ધિથી જે વાત ન જ થતી હોય છતાં શ્રદ્ધાથી મનાવી લેવી તે સ્થળે વપરાય છે, 'પરાણે પ્રીત' કહેવત સાથે આ ન્યાયની તુલના કરી શકાય. **'મીયાંની ચાંદ ચાંદ'** ની સાથે પણ આની તુલના ઘટી શકે.

(૧૦)

**गजनिमीलिकान्यायः।**

**'હાથીનાં આંખ મીંચામણાં'**

વિ૦ હાથી મસ્ત હોય છે ત્યારે આંખ મીચીને ખાનપાન વિગેરેની ક્રિયાઓ કરે છે. તે વખતે પોતાની મસ્તીમાં તેને કોઇ પણ

પોતાની કે પરની ક્રિયાઓનું ધ્યાન ભાન નથી હોતાં. તે ઘણી જ બેપરવાહી (ઉપેક્ષા) દાખવે છે.

કોઈપણ વાદી અધિકારી કે સત્તાદિથી મસ્ત બનેલ વ્યક્તિ પોતાની ધૂનમાં પોતામાં આવતા દોષો, પોતાનું થતું નુકશાન, અને તેથી લોકોની થતી સાચી ખોટી ફરિયાદો નથી સાંભળતો, નથી ગણકારતો ત્યારે આ ન્યાય વપરાય છે.

**' આંખ મીંચામણાં '** કે **' જાણ્યું અજાણ્યું કરવું '** એ કહેવતો જેવો આ ન્યાય છે.

(૧૧)

**'गतानुगतिकतान्याय':**

**' દેખા દેખી કરવું '**

વિ૦ બુધ્ધિ વગરના અંધ અનુકરણ માટે આ ન્યાય વપરાય છે. **' ગાડરીયો પ્રવાહ '** જેવો આ ન્યાય છે.

(૧૨)

**घट्टकुट्यां प्रभातम् ।**

**" દાણમાં સવાર થયું. "**

વિ૦ જ્યાં દાણ લેવાય છે તે સ્થાન-કોટડીને **घट्टकुटी** કહે છે. એક ગાડાવાળો દાણ ચુકાવવાની અનિચ્છાથી પોતાના ગાડાને આડે (બીજે) રસ્તે લઈ ગયો. પણ સવારમાં તે ફરી ફરીને દાણ ચુકાવવાના સ્થાને દાણ પાસે અનિચ્છાએ આવી ચઢયો.

પોતાના લાભ માટે અમુક યુકિતક રસ્તો લેવાય છતાં તે લાભ ન થતાં સંભવિત નુકસાન જ ભોગવવું પડે, ત્યાં આ ન્યાય વપરાય છે. **' મુઆ નહિં ને પાછા થયા '** કહેવત જેવો આ ન્યાય છે.

(૧૩)

**घंटालोलन्यायः ।**

**' ઘંટા લોલક ન્યાય '**

વિ૦ ઘંટના વચ્ચેનું લોલક એક બાજુ નથી હોતું, વચ્ચે જ લટક્યા કરે છે. તેની જેવો ન્યાય; બન્ને બાજુથી ભ્રષ્ટ થઇ વચ્ચે લટકનારને માટે અને બન્નેમાં સંબંધ રાખનાર-વગ રાખનારને માટે ન્યાય વપરાય છે.

**' ઘડિયાળનું લોલક '** અને ' દહિં દુધમાં પગ રાખવો ' એ કહેવતો આ ન્યાય જેવી કહી શકાય.

(૧૪)

**डमरुकमणिन्याय**

**' ડમરુ લોલક ન્યાય '**

વિ૦ મદારીને વગાડવાનું વાદ્ય તે 'ડમરુ' અને તેના ગળામાં બાંધેલ લોલક જેવું હોયુ છે તે મણિ કહેવાય, આ ન્યાય ઉપરના જેવો છે.

(૧૫)

**तडाऽदर्शिशकुन्तपोतन्यासः ।**

**' કાંઠાને નહિ જોઇને પાછા ફરેલા પક્ષિનો ન્યાય '**

વિ૦ દરિયા વચ્ચે નાવના કૂવા ઉપરથી એક પક્ષી કિનારા ઉપર જવા નિકળ્યું, પણ સર્વત્ર પાણી હોવાથી કિનારો પ્રાપ્ત ન થયો. અંતે થાકીને પાછું તે નાવ ના કૂવા પાસે આવ્યું; તેના જેવો ન્યાય.

મના કરવા છતાં પોતાની ધુનથી એક માણસ દુઃખના માર્ગે પ્રયાણ કરી સફળતા નહિ મળતાં થાકીને પાછો મૂળ સ્થાનમાં આવે, તે માટે આ ન્યાયનો ઉપયોગ થાય છે.

'વાર્યો ન રહ્યો પણ હાર્યો રહ્યો' કહેવતની આની સાથે સમતા જણાય છે. (આ ન્યાય મૂળની ૧૦મી કારિકામાં છે.)

## (૧૬)

## त्रिशंकुन्यायः ।

## ત્રિશંકુન્યાય

વિ૦ કોઇના શાપથી ત્રિશંકુ નામનો એક પુરુષ ભૂમિથી આકાશ જતાં વચ્ચે અટકી પડયો. ન તો આકાશમાં કે ન તો પૃથ્વીમાં રહી શકયો. બન્ને તરફથી ભ્રષ્ટ થએલને માટે આ ન્યાયનો પ્રયોગ થાય છે. 'ત્રિકુંશ' પૌરાણિક વ્યકિત છે.

**' ધોબીનો કુતરો ઘરનો યે નહિ અને ઘાટનો યે નહિ. '** કહેવત સમો આ ન્યાય છે.

## (૧૭)

## तुल्यबलयोर्विरोधः ।

## ' સરખાઓનો વિરોધ '

વિ૦ સરખી શકિતવાળાઓમાં જ વિરોધ હોઇ શકે અને તે જ શોભે. હાથી અને કીડીમાં વિરોધ હોઇ શકતો નથી.

એક સરખી શકિતવાળા લડતા હોય કે વાદવિવાદ કરતા હોય ત્યાં આ ન્યાય બોલાય છે. શાસ્ત્રીય બાબતોમાં આ ન્યાય ઘણીવાર વપરાશમાં આવે છે.

(૧૮)

**नहि दृष्टेऽनुपपन्नं नाम ।**

**' પ્રત્યક્ષ વસ્તુમાં બીજી યુક્તિ ન જોઇએ '**

વિ૦ સાક્ષાત્ દેખાતી વસ્તુનો કોઇ નિષેધ કરી શકે નહિ. તેની સિધ્ધિ માટે બીજાં પ્રમાણો આપવાની જરૂર નથી હોતી. નજર સામે દેખાતી વસ્તુમાં કોઇ પ્રમાણ માંગે તેના ઉત્તરમાં આ કહેવાય છે.

(૧૯)

**पितुः पुत्रस्योत्पत्तिः पुनः पुत्रात् पित्रुत्पत्तिन्यायः ।**

**' પિતાથી પુત્રની અને પુત્રથી પિતાની ઉત્પત્તિ '**

વિ૦ જ્યાં અન્યોન્યથી કાર્યની સિધ્ધ કરાતી હોય ત્યાં આ ન્યાય (દોષ) વપરાય છે. 'અન્યોયન્યાશ્ર દોષ'નું આ નામાન્તર છે. **'તાલા કુંચી ન્યાય'** આના જેવો છે.

(૨૦)

**प्रत्यक्षप्रमाणे नानुमानप्रमाणता ।**

**'પ્રત્યક્ષ પ્રમાણથી જે વસ્તુ જણાતી હોય ત્યાં અનુમાનની જરૂર નથી'**

વિ૦ જે વસ્તુ સામે અનુભવમાં આવી રહી છે તે પ્રત્યક્ષ છે. તેની પુષ્ટિ માટે બીજા અનુમાન વિગેરે પ્રમાણોની આવશ્યકતા હોતી નથી. જેમ–'અગ્નિ પ્રત્યક્ષ ગરમ છે' તો પછી તેના ગરમ ગુણ માટે બીજાં પ્રમાણોની શી જરૂરત ?

(૨૧)

**रजकश्वन्यायः ।**

**' ધોબીના કુતરાનો ન્યાય '**

વિ૦ એક સ્થળે નિશ્ચિત આશ્રમ નહિ પામેલને માટે આ ન્યાય કહેવાય છે.

' ધોબીનો કૂતરો ઘરનો યે નહિ અને ઘાટનો યે નહિ ' એ આ ન્યાયનું રૂપાંતર કે વિસ્તૃત ભાષાન્તર માત્ર છે.

(૨૨)

**सापेक्षमसमर्थम् ।**

**' બીજાની અપેક્ષા રાખનાર અસમર્થ છે '**

વિ૦ પોતાના કોઇ પણ કાર્યમાં બીજી કોઇ પણ ચીજની મદદ લેવી કે ચાહવી એ પરાધીનતાનું લક્ષણ છે.

વ્યાકરણ અને ધર્મશાસ્ત્રોમાં આ ન્યાયનો ઉપયોગ ઘણીવાર કરવો પડે છે.

શ્રી **હેમહંસગણિએ 'ન્યાયસંગ્રહ'** નામના પરિભાષા વિષયના ગ્રંથમાં આ ન્યાય (પૃ. ૭૭માં) આજ શબ્દોમાં સંઘરેલો છે. વ્યાકરણની **પરિભાષા** ન્યાય કહેવાય છે.

(૨૩)

**सुन्दोपसुन्दन्यायः ।**

**' સુન્દ અને ઉપસુન્દનો ન્યાય '**

વિ. 'સુન્દ' અને 'ઉપસુન્દ' નામના બે રાક્ષસો થયા છે. તેમણે બ્રહ્માજી પાસે વર માંગ્યું કે 'અમારૂં બંનેનું મૃત્યુ પરસ્પર લડવાથી

અમારા એક બીજાથી થાઓ' બ્રહ્માજીએ વરદાન આપ્યું. વર મળ્યા પછી તેઓ લોકોને ઉદ્દંડતાપૂર્વક પીડવા લાગ્યા. દેવલોકથી એક તિલોત્તમા-દેવી આવી. તેને મેળવવા માટે તે બન્ને રાક્ષસો પરસ્પર જોસભેર યુદ્ધ કરવા મંડી પડયા. અંતે તે બન્ને એક બીજાના પ્રત્યાઘાતોથી મરી ગયા. એવી પૌરાણિક વાર્તા છે. તેના જેવો આ ન્યાય છે. જ્યાં આપસમાં બે જણ લડતા હોય અને ત્રીજાનું કામ સરતું હોય ત્યાં આ ન્યાય વપરાય છે.

'બેની લડાઇમાં ત્રીજાની પોબાર' કહેવત જેવો આ ન્યાય છે.

અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા'ની ૨૬મી મૂળકારિકામાં '**परस्पर ध्वंसिषु कंटकेषु।**' ન્યાય પણ ' સુન્દોપસુન્દ ' જેવો જ છે, ' બે બીલાડી અને વાંદરો 'ની કહેવત પણ આના જેવી છે.

( ૨૪ )

## सूपकाराणां धूम्रपानन्याय:।

## ' રસોઇઆના ભાગ્યમાં ધુમાડો '

પોતે ગમે તેટલી મહેનત કરી રસોઇઓ રસવતી બનાવે અને ખાઇ બીજાજ જાય. રસોઇઆના નસીબમાં તો ધૂમાડો સહન કરવાનો હોય.

પોતે ગમે તેટલું કામ કરે પણ તેનું ફળ તે મેળવી ન શકે, બીજા જ મેળવે, ત્યારે આ ન્યાય વપરાય છે.

' અન્ન એનું પુણ્ય અને રાંધનારને ધુમાડો ' કહેવત આ ન્યાયનું જ રૂપાન્તર સમજવું.

( ૨૫ )

## स्तेन भीतस्य स्तेनान्तरशरणस्वीकरणन्याय : ।

## ' એક ચોરથી ડરીને બીજા ચોરનું શરણ સ્વીકારવાનો ન્યાય '

વિ. એક ચોરે એક માણસને ઘેર્યો હોય ત્યારે તે ગભરાઈને બચવા માટે બીજા ચોરનો આશ્રય લે તો ત્યાં પણ લુંટાવવાનોજ. તેના જેવો આ ન્યાય છે.

એક દોષ કે આપત્તિથી બચવા માટે બીજા દોષ કે બીજી આપત્તિને સ્વીકારનાર માણસ માટે આ ન્યાય લાગુ પડે છે.

( ૨૬ )

## स्थालीपुलाकन्याय : ।

## ' તપેલીમાં એક દાણો પાકવાથી બધા પાકી ગયાનો ન્યાય '

વિ. ચુલા ઉપર રાંધવા માટે મૂકેલ ચાવલ વિગેરે અનાજનો એક દાણો પાકયો હોય તો રાંધનાર અનુમાન કરે છે કે : આ પાત્રમાં રહેલ બધા દાણા પાકી ગયા છે.

એક દેશના (અંશના) જોવાથી બાકીના તેના દેશ–અંશો પણ પારખેલા એક અંશ જેવા જ હોવાની સંભાવના કરાય, ત્યાં આ ન્યાય કામમાં લેવાય છે. દાખલા તરીકે પુસ્તકનું એક પ્રકરણ સારૂં આકર્ષક કે મહત્ત્વ ભર્યું હોય તો તેનાથી લેખકની યોગ્યતાનું માપ કાઢી

બીજાં પ્રકરણો પણ તેવાંજ હશે, એમ ધારી કેટલાક લોકો મત આપી દે છે. એનું નામ **સ્થાલીપુલાકન્યાય.**

( ૨૭ )

## संमील्यविलोचनन्याय :।

## 'આંખો બંધ કરી–શાંતિથી વિચારવાનો ન્યાય'

વિ. કોઇપણ કઠિન પદાર્થ સંક્ષુબ્ધવૃત્તિથી સમજાતો નથી, તે માટે ચિત્તસ્થૈર્યની ખાસ જરૂર પડે છે. ત્યારે ચિત્તને બાહ્યવૃત્તિઓથી મુક્ત કરવા આંખો મીંચી અન્તર્મુખ ( અન્તર દૃષ્ટિ ) થઇને વિચારીએ ત્યારે તે વસ્તુ સમજમાં સહેલાઇથી આવી જાય છે, તે સ્થળે આ ન્યાય વપરાય છે. ભાષામાં પણ કહેવત છે કે જરા આંખ બંધ કરીને આત્મામાં પેસીને વિચાર.

આ ન્યાય અન્યયોગવ્યવચ્છેદિકાની ત્રીજી મૂળકારિકામાં છે અને સ્યાદ્વાદમંજરીકારે આનીજ ટીકામાં '**कटुकौषधिपान न्याय**' પણ આપ્યો છે.

( ૨૮ )

## स्वपुत्रघातात् नृपतित्वलिपसा न्याय :।

## 'પોતાના પુત્રને મારી રાજા થવાની લાલસા'

વિ. પારકાનું અહિત કરી પોતાની જરીક વાસનાને પૂરી કરાતી હોય ત્યાં આ ન્યાય કામમાં લેવાય છે.

આ લેખ નહીં પણ સામાન્ય લખાણમાં ૨૮ સંસ્કૃત ભાષાના ન્યાયો તેના ગુજરાતી અર્થો અને તે પર વિવેચનમાં ન્યાયોના સ્થાનોનો નિર્દેશ કર્યો છે. સંસ્કૃત ન્યાયોની સરખામણીમાં ગુજરાતી ભાષાની કઇ કઇ કહેવતો છે, તેનો પણ તે તે સ્થાને થોડોક નિર્દેશ કર્યો છે. જેથી તેના ઉપયોગની દિશા સૂઝી શકે. ભાષાની કહેવતો સાથે તુલના ઉપલક દૃષ્ટિથી કરી છે એટલે કોઇકોઇ અંશમાં બંનેમાં સમતા કદાચ ન જણાય તો વિચારકો સુધારી લઇ મને માફી આપશે.

તેર ચૌદ સોળ અને એકવીસમા ન્યાયમાં લગભગ ઘણી સમાનતા છે. બાર અને પંદર સરખા જેવાંજ છે તથા અઢારમા અને વીસમા ન્યાયમાં પણ ખાસ તફાવત જણાતો નથી.

એ કહેવાની જરૂર નથી કે આવા ન્યાયોનું સાહિત્યમાં મોટું સ્થાન છે. પ્રસંગ ઉપર ન્યાયો ( કહેવતો ) નો ઉપયોગ કરવાથી ઓરજ ચમત્કાર અને રસ ઉત્પન્ન થાય છે. મને ખબર નથી કે આવી કહેવતોનો સંગ્રહ ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયો છે કે નહિં. જો નહિ થયો હોય તો ગુજરાતી ભાષામાં બધી કહેવતોનો સંગ્રહ ગ્રન્થરૂપે પ્રકાશિત કરવાની સાક્ષરી દૃષ્ટિએ ઘણી જરૂર છે. એમાં હું ધારું છું કે કોઇનો યે મતભેદ નહિ હોય.

ગુજરાતી ભાષા ફેલાતી જાય છે તો તેના બધાં સાધનો ઉપસ્થિત કરતાં એ આપણું આદ્ય કર્તવ્ય છે.



:૫૩:

# પ્રાચીન ગ્રંથપરિચય

## ( સારસ્વત ટીકાનો પરિચય )

ભાદ્રપદના જૈન જ્યોતિના અંકમાં **લઘુત્રિષષ્ટિ** સંબંધી આલોચનાત્મક લેખ છપાવ્યો છે. તે લેખમાં લખ્યા મુજબ બીજા કેટલાક અમુદ્રિત ગ્રંથોનો પરિચય લખવા મારો વિચાર છે. જે ક્રમે ક્રમે વાચક સમક્ષ રજુ થશે.

### સારસ્વત વ્યાકરણ

સારસ્વત વ્યાકરણ જુનું છે. તેના કર્તા **અનુભૂતિ સ્વરૂપાચાર્ય** છે. સરસ્વતીએ આના સૂત્રો બનાવ્યા છે. અથવા તેમાં તેણીએ સહાયતા

---

૧ શ્રી જિનચંદ્રસૂરિએ સારસ્વતસૂત્રો ઉપર સિદ્ધાન્તરત્નિકા નામની વૃત્તિ લખી છે તેના મંગલ શ્લોકમાં લખ્યું છે કે સરસ્વત્યુક્તસૂત્રાણાં कुर्वे सिद्धान्तरत्निकाम् ॥

આપી છે એમ મનાય છે. તેમાં લૌકિક પ્રયોગોની આવશ્યક ક્રિયાસિદ્ધિ ઠીક છે. સાધારણ સ્થૂલ બુદ્ધિવાળાઓ માટે તે વધુ ઉપયોગી છે. **હેમચંદ્રીય** અને પાણિનીય વ્યાકરણની દષ્ટિએ આ ઘણું સંક્ષિપ્ત છે. સેંકડો વર્ષોથી આનું પઠન પાઠન બહોળા પ્રમાણમાં થાય છે. ગુજરાત અને સરયુપારી પ્રદેશમાં તેનો વધુ આદર જણાય છે. તેના ઉપર આવશ્યકતાનુસાર જુદી જુદી દષ્ટિએ અનેક ટીકાઓ બની છે. વર્તમાનમાં સર્વત્ર પ્રસિધ્ધ **ચન્દ્રકીર્ત્તિ** સૂરિ જૈનાચાર્ય હતા. આ સારસ્વત ઉપર બીજી ૭ ટીકા જૈન વૈયાકરણોએ બનાવી છે. જૈન કૉન્ફરન્સની **જૈન ગ્રંથાવલી** પ્રમાણે તેમના નામો **સહજકીર્તિ, નયસુંદર, ભાનુચંદ્ર**, દયારત્ન, **મેઘરત્ન** અને **યતીશ** છે. આ છએ ટીકા મ્હારા ધારવા પ્રમાણે હજી ક્યાંએ છપાણી નથી.

## सारस्वत दीपिका

હું અહિં જે ટીકાનો પરિચય લખું છું તે **મેઘરત્નની સારસ્વત દીપિકા** છે. તેના પ્રારંભમાં આ પ્રમાણે લખ્યું છે.

(१)

**राढावंतै (विद्भिः ?) फणिपतिफणैः**
**सेव्यमानं प्रमोदाद्**
**गीर्वाणेशैर्दनुजमहितं [1]वंघपादारविंदम् ।**

---

૧ પ્રતિઓના પાઠોમાં ઘણે ભાગે પૂર્વમાં સવર્ણ પાંચમા અક્ષરને બદલે અનુસ્વાર લખેલો દેખાય છે, તે વ્યાકરણ દષ્ટિએ ઠીક ન હોવા છતાં પ્રતિલેખકો જગાની સંકુચિતતા અથવા લખવાની અનુકૂલતાને લીધે તેમ લખતા હશે, આ પ્રતિમાં પણ તેમજ છે. અહીં મૂલપાઠને મેં જેમનો તેમજ લખ્યો છે. सिद्धान्तचन्द्रिका પણ સારસ્વતનું રૂપાંતર છે. લગભગ સારસ્વતના મૂલ સૂત્રો બધાએ સિદ્ધાન્ત ચન્દ્રિકામાં છે.

नत्वा पार्श्वं त्रिभुवनगुरू मेघरत्नाभिधोऽहं
टीकां कुर्वे प्रमुदितमना भारतीप्रक्रियायाम् ॥

(२)

कुमतिकमठदैत्यक्रोधदावाग्निमेघो
जनवनजविकाशांहमणिरस्यमूर्तिः ।
भवतु मयि विनीते विश्वविश्वप्रकाशी ।
सजलजलददीप्तिः पार्श्वनाथः प्रसन्नः ॥

( ३ )

यस्याः दुरापं किल मन्दबुद्धिः
प्राप्य प्रसादं वचसां निधिः स्यात् ।
भूयाद् महामोहहरा शिशूनां
सा भारती वाचि मम प्रसन्ना ॥

( ४ )

वंदाक(वन्दारु?)क्षितिपोत्तमाङ्गमणिभिः
संघृष्टपादाम्बुजाः
शाब्दाम्भोधिविवर्धनैकविधवो
वैदग्ध्यवागीश्वराः ।
यावच्छासनमेव जैनमतुलं
स्याद्वादविद्यान्वितं
तावद्विश्वजने जयन्तु विनया-
द्याः सुन्दरा वाचकाः ॥

(५)

भारतीप्रक्रिया क्वासौ क्वाहं मंदो जडाशयः ।
तथाविध...१ माधाय यथाप्रज्ञं प्रतन्यते ॥

ટીકાકાર મંગલાચરણ કર્યા પછી મૂલ ગ્રંથ ઉપર વૃત્તિનો પ્રારંભ આ રીતે કરે છેઃ—

**प्रणम्येति चिकीर्षित शब्दशास्त्राविघ्नेनपरिसमोप्त्यर्थमिष्टदेवतोपरमात्मलक्षणमंगलाचरणं पूर्वकं....**

સમાસ પ્રકરણ પૂરૂં થયા પછી આ પ્રમાણે લખ્યું છેઃ—

**इति श्रीवृहद्‌गच्छे वा. श्री श्री विनयसुंदरशिष्य मेघरत्नविरचितायां सारस्वत दीपिका।**

**अथ तद्धितः (तद्धिताः!) निरूप्यंते। समासश्चान्वये नाम्नाम् इति तद्धितस्यापि सूचितत्वात् समासं परिसमाप्य अथानन्तरं तद्धितसंज्ञकाः प्रत्ययाः निरूप्यन्त।**

( ટીકા અને ગ્રંથકાર )

આ ટીકાનું નામ સારસ્વત દીપિકા છે. સારસ્વત સૂત્રોના અર્થને પ્રકાશનારી હોવાથી તે ખરેખર દીપિકા છે. આના કર્તા શ્રી વિનયસુંદર મુનિના શિષ્ય **મેઘરત્ન મુનિ** છે. ગ્રંથકાર **મેઘરત્ને** પ્રારંભમાં શ્રી **પાર્શ્વ**નાથની સ્તુતિ કર્યા પછી ભારતી (સરસ્વતી) અને પોતાના વિનયસુંદર ગુરૂની સુંદર રીતે સ્તુતિ કરી છે. પછી ટીકા બનાવવામાં પોતાની અયોગ્યતા બતાવવાનો શિષ્ટાચાર કરી ગ્રંથનો પ્રારંભ કર્યો છે.

કહેવાની જરૂર નથી કે જૈનાચાર્યોએ ૧૨ મી શતાબ્દી પછી વ્યાકરણના તમામ ક્ષેત્રોમાં ઘણી કુશલતા અને મર્મજ્ઞતા બતાવી છે. આ **મેઘરત્ને** પણ **સારસ્વતની** ટીકા ઘણી સુંદર રીતે લખી વ્યાકરણ ભણનારાઓ ઉપર ઉપકાર કર્યો છે. ગ્રંથકારની કલમ સારી જણાય છે. આ ગ્રંથને કોઇ છપાવે તો જૈન અજૈન વિદ્યાર્થીઓમાં આનો બહોલો પ્રચાર થઇ શકે અને જૈન સાધુઓનું અજૈનોમાં માન વધે.

જૈન વિદ્વાનોએ સાહિત્યમાં જરા પણ પક્ષપાત કર્યો નથી. પોતાની નિર્મળ દૃષ્ટિથી જૈન સાહિત્યની જેમ અજૈન સાહિત્યનો પણ ઉંડો અભ્યાસ કરી તે ઉપર વૃત્તિ, ટીકા ટિપ્પણી અને ભાષ્યો લખી પોતાની ચમત્કારી કલમનો પરિચય કરાવ્યો છે. તેવા સેંકડો ગ્રંથોના દાખલા આપવાની સામગ્રી મ્હારી પાસે છે જે વખત મળવાથી બહાર મૂકવામાં આવશે.

આપણા વર્તમાન સાધુઓ પોતાના ધર્મના પણ ન્યાય વ્યાકરણ કાવ્યસિદ્ધાન્તાદિના ગ્રંથો ભણવા પ્રયત્ન કરતા નથી. પોતે સમર્થ નથી તો પછી બીજાના સાહિત્યને ભણીને તે ઉપર અઠંગ ગ્રંથો બનાવવાની આશા તો કેમજ રાખી શકાય? તેઓનો જ્ઞાનવ્યવસાય મટી ઉપકરણ-વ્યવસાય વધી રહ્યો છે. અધ્યાત્મવાદ સુકાઇ જઇ પૌદ્‌ગલિકવાદ પલ્લવિત થતો જાય છે. અને આપણા શ્રાવકોની સ્થિતિ પણ લગભગ તેવીજ જડપ્રાય છે. નાહિમ્મત અને કંગાલવૃત્તિમાં તેઓ આગળ વધતા જણાય છે.

આ સારસ્વત દીપિકાની પ્રતિ ઉજ્જૈનમાં યતિ શ્રી પ્રેમવિજયજીના ભંડારમાં છે. તે પોથી નં ૨૧ માં છે. પ્રતિ જોવા દેવા માટે યતિશ્રીને ધન્યવાદ આપું છું.



: ५४ :

# સકલાર્હત્‌ની મહત્તા અને આલોચના[1]

વિશિષ્ટ વિદ્વાન્-કવિઓની ન્હાની ન્હાની કૃતિઓમાં પણ એવું ગાંભીર્ય-મહત્ત્વ અને ચમત્કાર હોય છે કે તે જગત્‌ને માટે બોધપ્રદ -હિતકર અને આદર્શ-માર્ગદર્શક થઇ જાય છે. આ નિયમથીજ **श्रीसमन्त भद्र** નું [2] **देवागमस्तोत्र** કે જે તેઓએ રચેલ કોઇ પ્રૌઢગ્રન્થનું મંગલાચરણ કહેવાય છે, પણ આજે તે દર્શન (ન્યાય) વિષયનો મૌલિક-સ્વતંત્ર અને ગંભીર ગ્રન્થ તરીકે મનાય છે. તેવીજ રીતે **श्रीसिद्धसेन हरिभद्र** આદિની **द्वात्रिंशिका** તથા **अष्टको** જ પ્રમાણમાં ન્હાના તથા જિનસ્તુતિરૂપ હોવા છતાં આજે તે આકારગ્રન્થો કરતાં પણ ગહન અને મહત્ત્વના સિદ્ધ થયા છે, અનેક શાસ્ત્રોના નિર્માતા સર્વજ્ઞકલ્પ આચાર્ય **श्री हेमचन्द्रसूरि** પણ તેવા વિશિષ્ટ કવિ-વિદ્વાનોમાં એક તેજસ્વી, પ્રચંડ અને વિલક્ષણ આચાર્ય

---

૧ જૈન, ભાવનગર. ૮ નવેમ્બર, ૩૧ નો અંક.

૨ આનું બીજું નામ आप्तमीमांस પણ પાડયું છે. આની ઉપર પ્રચણ્ડ તાર્કિક શ્રી विद्यानन्दस्वामी, वसुनन्दि અને अकलंकादि दिगम्बर વિદ્વાનોએ अष्टसहस्री આદિ અનેક પ્રૌઢ ગ્રન્થો લખ્યાં છે.

થયા છે કે જેના સાહિત્ય સર્જનની યશોમય ગાથા (વૃત્તાન્ત) સાંભળી–જાણીને ભલભલા તીક્ષ્ણ બુદ્ધિવાળા પૌર્વાત્ય કે પાશ્ચાત્ય જૈન કે અજૈન વિદ્વાનો આશ્ચર્યથી પોતાનું મસ્તક ધુણાવે તથા નમાવે છે, તેજ વિશિષ્ટ આચાર્ય **श्री हेमचन्द्राचार्य**ની **सकलार्हत्** તરીકે પ્રસિદ્ધ પામેલી આ કૃતિને **पाक्षिक, चातुर्मासिक** અને **सांवत्सरिक,** પ્રતિક્રમણમાં **ચૈત્યવન્દનના સ્થાને** દાખલ કરી ખરેખર જૈન સમાજે એક યોગ્ય વિદ્વાનની યોગ્ય કૃતિની કદર કરી છે તથા પોતાની બુદ્ધિમત્તા બતાવી છે. પણ મ્હારે દિલગિરી સાથે કહેવું જોઇએ કે **खरतरगच्छ पार्श्वचंद्रगच्छ** (પાયચંદગચ્છ) **विधिपक्षगच्छ** તથા **लोंकागच्छ** આદિ ગચ્છવાલાઓએ શ્રી હેમચન્દ્રની આ કૃતિને પ્રતિક્રમણાદિ કોઇ[1] પણ આવશ્યક ક્રિયામાં હજી દાખલ કરી નથી, તેથી તે ગચ્છના લોકોને મારી નમ્ર સૂચના છે કે તપાગચ્છની જેમ તેઓ પણ પોતાની આવશ્યક ક્રિયામાં આને (સકલાર્હત્‌ને) જરૂર સ્થાન આપે, તપાગચ્છની આવશ્યક ક્રિયામાં આ (સકલાર્હત્) ક્યારે દાખલ થયું. તેનો હજી મને તપાસ કરતાં પણ નિશ્ચિત પત્તો લાગ્યો નથી, હવે મારી સ્વલ્પ બુદ્ધિથી સકલાર્હત્ ઉપર ભિન્ન ભિન્ન દૃષ્ટિએ હું વિચાર કરીશ.

---

૧ ખરતરગચ્છવાલા **પાક્ષિકાદિ** પ્રતિક્રમણમાં ચૈત્યવન્દનના સ્થાને શ્રીजयतिहुअण સ્તોત્ર બોલે છે જેના બનાવનાર નવાંગીવૃત્તિકાર **પ્રચંડ તાર્કિક** શ્રી अभयदेवसूरि છે. આ સ્તોત્રમાં પ્રાકૃત ભાષાથી શ્રી स्तंभनपार्श्वनाथની સુન્દર રીતે સ્તુતિ કરી છે. આ વાત એજ સ્તોત્રના નીચે લખેલ છેલ્લા શ્લોકથી જણાય છે

एम पसिय सुपासनाह थंभणपुर ट्ठिअ।
इअ मुणिवरसिरिअभयदेव विरारावइ अणंदिअ ॥

જુઓ જયતિહુઅણની ૩૦ મી ગાથા. પંચપ્રતિક્રમણના પૃષ્ટ ૭૪માં.

## સકલાર્હત્‌નું મૂલ.

આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિએ આ ( સકલાર્હત્‌ની ) સ્વતંત્ર સ્તોત્ર કે ગ્રન્થ તરીકે રચના કરી હશે, એમ ઘણા લોકોનું માનવું છે; પરંતુ તે તદ્દન જુઠું–નિર્મૂલ છે. કેમકે તેઓએ સ્વતંત્ર ગ્રન્થ કે સ્તોત્ર તરીકે આવી રચના કરી જ નથી. પરન્તુ સમસ્ત જૈન ઇતિહાસને એકત્ર સંગીન કરવાની બુદ્ધિથી તેઓએ **श्रीत्रिषष्टिशलाका-पुरुषचरित्र** નામનો આકર–મ્હોટો ગ્રન્થ બનાવ્યો છે, તે ગ્રન્થના પ્રારંભમાં મંગલાચરણ તરીકે **सकलार्हत् प्रतिष्ठानमधिष्ठानं शिवश्रियः** આદિ ૨૬ શ્લોકો બનાવ્યા છે ( જુઓ પર્વ પહેલું ( મૂલ ) પૃષ્ઠ ૧ ) કેમકે આસ્તિક ગ્રન્થકારોનો સિદ્ધાન્ત છે કે કોઇ પણ ગ્રન્થનો પ્રારંભ કરતાં વિઘ્નના નાશ માટે ગ્રન્થના પ્રારંભમાં પોતાના ઇષ્ટદેવતા આદિની સ્તુતિ કરવી (મંગલાચરણ કરવું ) આવશ્યક છે. [1]પ્રાચીન નૈયાયિકો મંગલનું ફલ 'નિર્વિઘ્ન ગ્રંથની પૂર્તિ' માને છે જ્યારે નવ્ય નૈયાયિકો–તાર્તિકો વિઘ્નનો નાશ થવો એટલું જ મંગલનું ફલ છે. ગ્રન્થની પૂર્તિ તો ગ્રન્થકારની પ્રતિભાદિ શક્તિની અપેક્ષા રાખે છે. મંગલની આપેક્ષા નથી રાખતી, એમ પ્રતિપાદન કરે છે. તેજ મંગલના ૨૬ શ્લોકો અને પરિશિષ્ટ પર્વ આદિના કેટલાક શ્લોકો મળી **સકલાર્હત્‌** થયું છે.

## સકલાર્હત્‌નું શ્લોક પ્રમાણ.

**ત્રિષષ્ટીશલાકા ગ્રન્થ** મોટો ( લગભગ ૩૬૦૦૦ શ્લોક પ્રમિત ) હોવાથી તેની પૂર્તિ થવામાં વિઘ્ન બાહુલ્યની પણ સંભાવના રહે એટલે

૧ જુઓ–વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્ય વિરચિત સિદ્ધાન્ત મુક્તાવલી ( પ્રથમ કારિકાની વ્યાખ્યામાં

વિઘ્ન બાહુલ્યને નાશ કરવા માટે મંગલ પણ તેટલું જ કરવું જોઇએ. તેથી જ ગ્રન્થકાર શ્રી હેમાચાર્યે મહામંગલ સ્વરૂપ સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ ૨૪ તીર્થંકરોની સ્તુતિ આ ગ્રન્થના પ્રારંભમાં કરી છે. આ ત્રિષષ્ટિ શ, પુ. ચ. માં ચોવીશ તીર્થંકરોનાં ચરિત્રો આવવાના છે. એટલા માટે પ્રારંભમાં ૨૪ તીર્થંકરોની સ્તુતિ કરી છે. એમ કોઇએ ન સમજવું, કેમકે પ્રત્યેક તીર્થંકરના ચરિત્રના પ્રારંભમાં તે તે સ્થળે તે તે તીર્થંકરની સ્તુતિ તો ગ્રન્થકારે ભિન્ન ભિન્ન જ કરી છે. માટે પ્રારંભમાં કરેલ **सकलार्हत् प्रतिष्ठान** થી લઇને **श्रीमते वीरनाथाय** ૨૬ શ્લોક સુધીની સ્તુતિ ગ્રંથકારે મંગલને માટે જ કરી છે એ નિશ્ચય છે. ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્રના પહેલા પર્વમાં મંગલાચરણ તરીકે છે. પહેલા શ્લોકમાં અર્હત્‌ના સમૂહ અથવા અરિહંત્ પદની સ્તુતિ કરી છે. બીજા શ્લોકમાં સાધારણ તીર્થંકરની પ્રકારાન્તરથી સ્તુતિ કરી. પછી અનુક્રમે ૨૪ તીર્થંકરોની સ્તુતિ સુંદર કાવ્યોમાં કરી છે. **कमठे धरणेन्द्रे च स्वोचितं कर्म कुर्वति** આ ૨૫ મા શ્લોક પછી [૧]**कृतापराधेऽपि जने** શ્લોક આવે છે. તે પછી ગ્રન્થનો સમન્વય કરવા માટે શલાકા (ઉત્તમ) પુરૂષના (આ અવસર્પિણીના ૬૩ ઉત્તમ પુરૂષના) નામો નીચેના શ્લોકમાં આપ્યા છે.

**एषां तीर्थकृतां तीर्थेष्वासन् द्वादशचक्रिणः ।**
**नवार्धचक्रिणो रामास्तथा प्रत्यर्धचक्रिणः ॥**
**एते शलाका पुरुषा भूतभाविशिवश्रियः ।**
**त्रिषष्टिरवसर्पिण्यां भरतक्षेत्रसंभवाः ॥**

---

૧ શ્રી હેમચન્દ્રસૂરિ યોગશાસ્ત્રમાં પણ આ શ્લોક મંગલાચરણના ૩ શ્લોકમાં આવે છે જ, જૈ. ધ. પ્રસારક સભાવાળા યોગશાસ્ત્રના પૃ. ૬ માં. ઈ. સ. ૧૯૨૬ ની આવૃત્તિ.

(જુઓ જૈનધર્મ પ્રસારક સભાવાળું ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર મૂલનું પૃ. ૧, વી. સં. ૨૪૩૫ની આવૃત્તિ

**પ્રચલિત સકલાર્હત્‌ના બધા શ્લોકોના કર્તા સંબન્ધી વિચાર**

વર્તમાન પંચ પ્રતિક્રમણનાં પુસ્તકોમાં છપાએલા સંકલાર્હત્ (ચૈત્યવંદન) માં બધા શ્લોકો ૩૩—

**ख्यातोऽष्टापदपर्वतो गजपदः सम्मेतशैलाभिधः**
**श्रीमान् रैवतकः प्रसिद्धमहिमा शत्रुञ्जयो मण्डपः ।**
**वैभारः कनकाऽचलोर्बुदगिरिः श्रीचित्रकूटादय,**
**स्तत्र श्रीऋषभादयो जिनवराः कुर्वन्तु वो मंगलम् ॥३३॥**

( **पंचप्रतिक्रमण** આત્માનંદ સભાવાલું ) સુધી છે. વળી કેટલાક લોકો તો પાક્ષિકાદિ પ્રતિક્રમણ વખતે **कृतापराधेऽपि जने कृपामन्थरतारयोः** । આ શ્લોક પછી—

**कल्याणपादपाऽऽरामं श्रुतगंगाहिमाचलम् ।**
**विश्वाम्भोजरविं देवं वन्दे श्रीज्ञातनन्दनम् ॥**
**पान्तु वः श्रीमहावीरस्वामिनो देशना गिरः ।**
**भव्यानामन्तरमलप्रक्षालनजलोपमाः ।**

આ બે શ્લોકો પણ બોલે છે. એટલે વર્તમાનમાં **સકલાર્હત્ ચૈત્યવંદનનું** પ્રમાણ ૩૫ શ્લોકનું થયું છે. જ્યારે પહેલા પર્વના મંગલાચરણના તો આ સકલાર્હત્‌માં ૨૬ શ્લોક જ છે. તથા **श्रीमते वीरनाथाय** શ્લોક પણ પહેલા પર્વમાં નથી, તો પછી બાકીના શ્લોકો ક્યાંથી લેવાયા ? તથા તે શ્લોકોના કર્તા કોણ છે ? એ વિચારવું જરૂરનું છે.

તપાસ કરતાં જણાયું કે ત્રિષષ્ટીશલાકા પુ. ચ ગ્રન્થના જ કર્તા આચાર્ય શ્રી હેમસૂરિ **परिशिष्ट पर्वना** મંગળાચરણમાં **श्रीमते वीरनाथाय ॥ सर्वेषां वेधसामाद्य ॥ कल्याणपादपारामं ॥** તથા **पान्तु वः श्री महावीरः** છે. એથી **આ ચાર શ્લોકો તથા પૂર્વના ૨૬ શ્લોકોના કર્તા તો હેમાચાર્ય** છે, એ નક્કી થયું છે.

## પ્રક્ષિપ્ત શ્લોકો

હવે **१ जयति विजिताऽन्यतेजाः, २ वीरः सर्व-सुराऽसुरेन्द्रमहितो ३ अवनितलगतानां, ४ देवोनेकभवार्जितोर्जितमहापापप्रदीपानलो,** તથા **५ ख्यातोऽष्टापदपर्वतः,** પ્રચલિત સકલાર્હતના આંકડા પ્રમાણે આ–૨૮, ૨૯, ૩૦, ૩૨ તથા ૩૩ મા શ્લોકો સમ્બન્ધી એટલે કે હમણાં બતાવેલ પાંચ શ્લોકોના કર્તા તથા આધાર સમ્બન્ધી વિચાર કરવાનો રહ્યો. હેમાચાર્ય કૃત ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રના દશ પર્વો **परिशिष्टपर्व** તથા **योगशास्त्र** ના મંગલ શ્લોકો મેં બરાબર તપાસ્યા છે. ઉપર કહેલ ત્રણ કૃતિઓમાં **जयतिविजिताऽन्यतेजाः** આદિ શ્લોકો પૈકી એક શ્લોક મને જડયો નથી. તેમ કેટલાક સાહિત્યસેવી ઇતિહાસજ્ઞ વિદ્વાનોને પૂછવાથી તથા શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાન મંદિર આગ્રાની ત્રિષષ્ટિની હસ્ત લિખિત પ્રતિ સકલાર્હત્‌ની જુદી પ્રતિઓ તપાસવાથી પણ મને પત્તો લાગ્યો નથી, એટલે અત્યારે તો મારો એવો મત છે કે આ પાંચ શ્લોકો આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિના બનાવેલા નથી, કિન્તુ પાછળથી કોઇએ પોતાના અથવા બીજાના શ્લોકો સકલાર્હત્‌થી સાથે જોડી દીધા છે. આમ લખવાથી મારો આશય એવો નથી કે આ પાંચ શ્લોકો નિરૂપયોગી છે.

## પાંચ શ્લોકોમાં શું છે ?

આ પાંચ શ્લોકો પૈકી પ્રારંભના બે શ્લોકોમાં અનુક્રમે **आर्या** અને **शार्दूलविक्रीडित** છન્દ છે અને મહાવીર ભગવાનની સ્તુતિ છે. **अवनितलगतानां** તથા છેલા બે શ્લોકોમાં શાશ્વતિક અને અશાશ્વતિક ત્રણે લોકમાં રહેલ જિનબિંબ (સ્થાપના જિન)ની સ્તુતિ છે. શ્રી હેમચન્દ્રની કૃતિથી **वीरः सर्वसुरासुरेन्द्र०** સિવાય આ ચાર શ્લોકો સુન્દરતા અને પ્રસાદ ગુણમાં અલગ પડી જાય છે. છેલા બે શ્લોકો (**देवोऽनेकभवा०** તથા **ख्यातोष्टापदपर्वतो:०**, ) માં તો કંઈ આકર્ષક કવિત્વ પણ નથી દેખાતું. તેમ **देवोऽनेकभवार्जितोर्जित महापापप्रदीपानलो**—શ્લોકમાં કવિનો આશય શું છે ? તે પણ સ્પષ્ટ થતો નથી. શ્રી હેમાચાર્યના શ્લોકોમાં, આ શ્લોકો મણિની માલામાં કાચના મણકા જેવા નિસ્તેજ જણાય છે.

## એ શ્લોકો બીજા ગ્રંથોમાં મલ્યા.

સર્વત્ર પ્રસિદ્ધ સારસ્વત વ્યાકરણની ત્રણે વૃત્તિ ઉપર **श्रीचन्द्रकीर्तिसूरि** એ (નાગપુરીય શાખા તપાગચ્છના આચાર્યે **सुबोधिनी** નામની ટીકા બનાવી છે. તે ટીકાના **स्वरान्तपुंलिङ्ग** ના પ્રકરણમાં **आभिमुख्याऽभिव्यक्तये हे शब्दस्य प्राक्प्रयोग:** સંબોધન સંબન્ધી સૂત્રની ટીકામાં ઉદાહરણ માટે **वीरः सर्वसुरासुरेन्द्रमहितो वीरं बुधा संश्रिता:**, એ આખો શ્લોક[૧] આપ્યો છે. પરન્તુ તે શામાંથી આપ્યો છે. (તે ગ્રન્થ કે કર્તાનું નામ ત્યાં લખ્યું નથી.) **श्रीचन्द्रकीर्ति**નો સમય લગભગ સત્તરમી શતાબ્દી મનાય છે

૧ જુઓ ચન્દ્રકીર્તિ ટીકા સહિત सारस्वत व्याकरणम् નિર્ણયસાગરની ચોથી આવૃત્તિનું પૃ. ૪૫.

એટલે **वीरः सर्वसुरासुरेन्द्रमहितो,** આ શ્લોક તે કરતાં તો પહેલાંનો છે, એ તો નિશ્ચિત છે. આ શ્લોકમાં સાત વિભક્તિ તથા સંબોધનની ગોઠવણ છે. તે ચમત્કાર વાલી છે. **वीर.** (પાક્ષિક પત્ર) વર્ષ ૬ અંક ૧૧-૧૨ના વીરજયંતી અંકમાં પણ આ શ્લોક છપાયો હતો, તેમાં કર્તાનું નામ શ્રી **ગૌતમઋષિ** લખ્યું હતું. તેના સંપાદકને પૂછવાથી જણાયું કે ગૌતમઋષિ નામ નિર્મૂલ છે.

બીજો શ્લોક **ख्यातोऽष्टापदपर्वत:** થોડા પાઠ ભેદથી [1]વિધિગચ્છના શ્રાવક પંચપ્રતિક્રમણ સૂત્રની ચોપડીમાં **पच्चखाण** વિધિના પ્રારંભમાં બીજા શ્લોકો સાથે આપેલો છે.[2] તેથી એ નક્કી છે કે શ્રી હેમચન્દ્રની સકલાર્હત્ કૃતિમાં ઉપર બતાવેલ પાંચ શ્લોકો અન્ય કર્તૃક પ્રાક્ષિપ્ત છે.

## સકલાર્હત્‌માં દોષ?

આચાર્યશ્રી હેમચન્દ્ર કેવલ કાવ્યને બનાવનાર જ કવિ નથી પરન્તુ કાવ્ય સિદ્ધાન્તને પણ વ્યવસ્થાપૂર્વક વિચારથી બનાવનાર એક મહાન્ આચાર્ય છે, આ વાત અલંકારાદિ વિષયક તેમના **काव्यानुशासन** અને તે ઉપર સ્વોપજ્ઞ પોતાની ( **अलंकारचूडामणि** ) ટીકાને જોવાથી કોઇપણ વિદ્વાનને જણાઇ આવશે એટલે તેમની

---

૧ જુઓ વિધિગચ્છીય શ્રાવક પ્રતિક્રમણનું પૃષ્ટ ૩૬૭

૨ શ્રીધર્મસૂરિ (પ્રાચીન) કૃત મંગલસ્તોત્રમાં આઠમા શ્લોક તરીકે આ શ્લોક છપાએલ છે તથા પહેલાથી આઠ શ્લોક સુધી દરેક શ્લોકના અન્તે તલ શ્રી ऋषभाद्यो जिनवरा: कुर्वन्तु वो मंगलम्' આવું ચોથું ચરણ આવે છે. જુઓ શ્રીમાન્ ચતુરવિજયજી મ. સંપાદિત જૈનસ્તોત્રસમુચ્ચય નું પૃ. ૧ તથા ૨ નિર્ણયસાગરની આવૃત્તિ.

કોઇ પણ કૃતિમાં સાધારણ મનુષ્યવેદ્ય ભૂલની સંભાવના ઓછી રહે છે. છતાં કેટલાક લોકોનું કહેવું છે કે સકલાર્હત્‌ના ચોથા **अम्लान-केवलाऽऽदर्शसंक्रान्त जगतं स्तुवे** શ્લોકમાં પોતાના માટે હેમાચાર્યે **स्तुवे** લખી એકવચન મૂક્યું છે, તે ઠીક નથી. કેમકે બધા શ્લોકોમાં (**प्रणिदध्महे, समुपास्महे, स्तुमः अभिष्टुमः** આદિ પ્રયોગમાં) બહુ વચન મુકેલું હોવાથી વચલા ચોથા શ્લોકમાં પણ બહુવચન મુકવું જોઇતું હતું, નહિ તો **क्रमभंग** નામનો કાવ્યદોષ થાય.

તે લોકોનું ઉપર બતાવેલ કથન નિર્મૂલ અને અયોગ્ય છે. ચોથા શ્લોકમાં **स्तुवे** પ્રયોગ મુકવો કાવ્યદૃષ્ટિએ જરા પણ દોષાવહ ન કહેવાય; કેમકે બધા વ્યાકરણોનું વિધાન છે કે અસ્મદ્ પ્રયોગમાં (પોતાને માટે) જો વિશેષણ ન હોય તો એક વચન કે બહુવચન (ઇચ્છા પ્રમાણે) મુકી શકાય છે. જુઓ **सिद्धहेमनु अविशेषण द्वौ चास्मदः ॥ २ । २ । १२२** સૂત્ર, તેમ કરવામાં કાવ્યનો **क्रमभंगदोष** કે કર્તાનું અભિમાન અથવા વ્યાકરણનો જરાપણ દોષ ન કહેવાય. એક જ શ્લોકમાં એકવચન અને બહુવચન હોય તો પણ દોષ નથી મનાતો, જેમ—

**अद्य मे सफलं जन्म. अद्य मे सफला क्रिया।**
**शुभो दिनोदयोऽस्माकं, जिनेन्द्र! तव दर्शनात् ॥**

પ્રાચીન શ્લોક.

તો પછી ભિન્ન શ્લોકમાં હોય તેની તો વાત જ શી કરવી? માટે **स्तुवे** પ્રયોગમાં એકવચન હોવાથી આમાં ક્રમભંગ દોષ છે; એમ કોઇએ માનવા કે કહેવા ભૂલ કરવી નહીં,[1] મારા આ કથનમાં કોઇને

૧ ગ્રન્થકારે (શ્રી હેમાચાર્યે) છન્દની મુશ્કેલીથી स्तुवे એકવચન મુકેલું હશે? એમ પણ કોઇએ કુતર્ક ન કરવો, કેમકે આ સ્થળે તે મને स्तुवे એક

દોષ લાગતો હોય તો મને લેખ અથવા પત્રદ્વારા સૂચિત કરે તે ઉપર હું અવશ્ય વિચાર કરીને તેનું પ્રતિ વિધાન કે સ્પષ્ટીકરણ કરવા કરીશ.

## સકલાર્હત્‌માં પાઠાન્તર

જુના ગ્રંથોની અંદર પાઠાન્તર થવો એ સ્વાભાવિક વાત છે. કેમકે તે ગ્રન્થો ભિન્ન ભિન્ન બુદ્ધિ અને શક્તિ (યોગ્યતા) વાળાના હાથે લખાવાય અને લખાય છે. કોઇ વખતે લહિઆની નવીન ઉમેરવાની ફેરફાર કરવાની બુદ્ધિ કે પદ્ધતિથી પાઠાન્તર થાય છે, તો કોઇવાર તેની અલ્પજ્ઞતાથી પાઠાન્તર કિંવા અશુદ્ધ પેસે છે. **સકલાર્હત્** ૮૦૦ વર્ષની જુની કૃતિ હોવાથી તેમાં પાઠાન્તરો થવાં અનિવાર્ય છે.

**સકલાર્હત્**માં મને નીચે પ્રમાણે પાઠાન્તરો મલ્યાં છે, જેના આધાર અનેક ગ્રન્થો છે.

| શ્લોક સંખ્યા, | પ્રચલિત સં૦ નો પાઠ, | પાઠાન્તર, | પ્રતિ કે પુસ્તકનું નામ |
|---|---|---|---|
| ૫ | जयन्ति ताः । | जयन्तु ताः | क, સકલાર્હત્‌ની પ્રતિ (સ્વકીય) |
| ૮ | पुष्णंतु वः श्रियम् । | पुष्णन्तु वः शिवम् । | ,, |
| ૨૪ | योऽरिघ्नाशनः । | अरिघ्नोरिघ्नाशनः । | ,, |

વચનના બદલે स्तुमः બહુવચન કરવામાં જરા પણ છન્દભંગ નહોતો. स्तुमः લખવામાં કોઈ પણ જાતનો દોષ કે બાધ છે, એમ પણ મારૂં કહેવું નથી. મારૂં કહેવું એટલું જ છે કે स्तुवे મૂકવામાં ભંગ કે બીજો કોઈ દોષ ન કહેવાય. સંભવ છે કે શ્રી હેમાચાર્યે स्तुमः લખ્યું હોય પરન્તુ પ્રતિની નકલ કરનાર કોઈ લહિઆની ભૂલથી स्तुवे થઇ ગયું હોય.

| | | |
|---|---|---|
| २९ | वीरस्य घोरं तपः। | वीरस्य तीव्रं तपः। ,, |
| ,, | श्री वीर ! भद्रं दिश। | हे वीर ! भद्रं दिश। ,, |
| ,, | ,, | हे वीर भद्रं त्वयि। |

વીર નો વર્ષ ૬-૧૧ મો અંક

| | | |
|---|---|---|
| ,, | वीराय नित्यं नमः। | वीराय भक्त्या नमः |

વીર નો વર્ષ ૬-૧૧ મો અંક
(વીરજયંતિ અંક)

| | | |
|---|---|---|
| १७ | चतुर्धा धर्मदेष्टारम्। | चतुर्धाधर्म देष्टारम्। |

મિસ જોન્સનનો ત્રિષષ્ઠી શલાકા
પુરૂષ ચરિત્ર ભાગ
૧ પૃષ્ટ ૪૮૮

## સકલાર્હત્‌નું નામ.

આચાર્ય શ્રી હેમચન્દ્ર કૃત ત્રિષષ્ટિ શ. પુ. ચ. ના મંગલ શ્લોકોમાં પહેલો શ્લોક **सकलार्हत्प्रतिष्ठान**० હોવાથી આદિ શબ્દની અપેક્ષાએ આનું **सकलार्हत्** નામ પ્રસિદ્ધ થયું છે. જેમ **भक्तामर, कल्याण-मंदिर, उवसग्गहरं** તથા **कल्याणकंदं** આદિની પ્રસિદ્ધિ તેઓના આદિ પદ કે વાક્યથી થઈ છે.

## સકલાર્હત્‌માં કાવ્યાલંકારરસ ગુણ આદિ

સકલાર્હત્ મંગલાચરણ રૂપ હોવા છતાં તેમાં વર્ણન, રસ, અલંકાર, ગુણાદિ વસ્તુ સારી રીતે રહેલી છે. અત્યારે તો તે એક સ્વતંત્ર કૃતિ–ચૈત્યવંદન કે સ્તોત્રની જેમ પ્રસિદ્ધ અને ગ્રાહ્ય થયું છે. આમાં ગ્રન્થકારની ભગવદ્ વિષયક સ્તુતિ છે. પ્રસાદ ગુણ પ્રાયઃ સર્વત્ર જણાય છે. તથા ૨૬ શ્લોકમાં ત્રીસ કરતાં વધારે સ્થલે રૂપક

અનુપ્રાસના ભેદો, ઉત્પ્રેક્ષા, ઉપમાશ્લેષ, અને યમકાદિ શબ્દ તથા અર્થના અલંકારો છે. વર્ણનમાં ચમત્કાર છે. કૃતિમાં સુકુમારતા છે. તથા ૧૪, ૧૯, ૨૦, ૨૧, ૨૬ મા શ્લોકમાં શબ્દાલંકારની છટા મનોહર છે.

## પાઠાન્તરોની ચર્ચા.

મારી પાસેની સકલાર્હત્‌ની પ્રતિ શિરપુર (ખાનદેશ) માં વિક્રમ સંવત્‌ ૧૯૦૮માં લખાએલી છે, તેમાં **अवनितलगतानां** શ્લોક સુધીજ ૨૭ શ્લોકો છે. તથા **कृतापराधेऽपि जने** શ્લોક ૨૬ માં પછી **कल्याणपादपारामं श्रुतगंगाहिमाचलम्‌** શ્લોક છે. **શ્રી વિજય-ધર્મ લક્ષ્મી જ્ઞાનમંદિર આગરાની** સકલાર્હત્‌ ( મૂલ ) ની પ્રતિમાં **श्रीमते वीरनाथाय** સુધી ૨૬ શ્લોકોજ છે. વચમાં **कृतापराधेऽपि जने** શ્લોક નથી. અમેરિકન વિદુષી મિસ્‌ જોન્સન (Helen M Johnson Ph. D.) ના ઇંગ્રેજી[1] ત્રિપષ્ટિ અનુવાદમાં કોઇ પ્રતિ ઉપરથી તેણીએ પાઠાન્તરો આપ્યાં છે. તેમાં શ્લોક ૧૭ માટે **चतुर्धा** નો **देष्टारम्‌**, સાથે સમાસ કર્યો છે. એટલે કે **चतुर्धाधर्मदेष्टारम्‌** ભેગું સમાસવાલું પદ આપ્યું છે. જે યોગ્યજ છે. કેમકે **चतुर्धा** નો સંબન્ધ **धर्म** સાથે છે. નહિ કે ભગવાન્‌ સાથે. માટે અવ્યય હોવા છતાં **चतुर्धा** ને ભેગુંજ આપવું જોઇએ. મારી પ્રતિમા ૨૪ મા શ્લોક માટે પાઠાન્તરો છે. તે પણ સંગતજ છે. ને ચમત્કાર વાલોં પણ છે. કેમકે **अरिष्टोऽरिष्टनाशनः** એટલે અરિષ્ટ ( શુભ ) હોવા છતાં રિષ્ટ (અશુભ) ને નાશ કરનાર ભગવાન છે. આમાં અલંકાર છે.

---

1 Trisastisalaka Purusa Charitra, Gaekwads Oriental Series Vol. 51

આદીના પાઠાન્તરોમાં ખાસ મહત્ત્વ નથી. ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્રના અને મારી પ્રતિના આધારે શ્લોક આઠમામાં **पुष्णन्तु वः श्रियम् पुष्णन्तु वः शिवम्** પાઠ રાખવો સારો છે. **હવે પછી પંચ પ્રતિક્રમણ સૂત્રના પુસ્તકો છપાવનારે આ પાઠાન્તર અને મારા આ લેખ ( ચર્ચા ) તરફ ધ્યાન આપી સકલાર્હત્ છાપવું સારૂં છે.**

## સકલાર્હત્‌ને તેનો પ્રચાર

તપાગચ્છની **વિમલ, વિજય, સાગરાદિ** બધી શાખાવાલા સાધુ અને શ્રાવકોએ પ્રતિક્રમણમાં **સકલાર્હત્‌ને** દાખલ કરવાથી આનો પ્રચાર સારી રીતે થયો છે. **હીરસૌભાગ્યાદિ** મહાકાવ્યની ટીકાઓમાં **સકલાર્હત્**ના કેટલાક શ્લોકો ને ઉદાહરણો પ્રમાણ તરીકે ટાંકવામાં આવેલાં છે. પૂજ્યપાદ ઇતિહાસતત્વ મહોદધિ જૈનાચાર્ય **શ્રી વિજયેન્દ્ર સૂરિ મહારાજ** ના કથનથી જણાય છે કે ઘણું કરીને સકલાર્હત્ ઉપર સંસ્કૃત–ટીકા પણ બની છે. તેમ ઘણા ભંડારોમાં સકલાર્હત્‌ની જુદી ( સ્વતંત્ર ) પ્રતિઓ પણ લખેલી મળે છે. એનાથી અનુમાન કરાય છે કે પ્રતિક્રમણ સિવાય મંગલ અથવા સુંદર સ્તોત્રની દૃષ્ટિએ પણ સકલાર્હત્ લોકોમાં પ્રિય અને વિખ્યાત થયું હશે, **મિસ જોન્સને**[1] P. H. D. તથા શ્રીયુત **બનારસીદાસ** જૈન M. A. P. H. D. **श्रीमते वीरनाथाय,** સુધીના ૨૬ શ્લોકોનો ઇંગલીશ અનુવાદ પણ કર્યો છે.

૧ ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રના ઇંગ્લીશ અનુવાદમાં. ૨ Jain Gatukes નામના ઇંગ્લીશ ગ્રંથમાં, આ ગ્રંથને લાહોરવાલા શ્રીયુત મોતીલાલ બનારસીદાસે બહાર પાડયો છે.

## સકલાર્હત્‌નો ભાવ

આમાં પહેલાના બે શ્લોકોથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનના નામ સ્થાપના અને દ્રવ્ય તીર્થંકરોની સ્તુતિ કરેલી છે, પહેલા શ્લોકમાં અનુક્રમે શ્રી**ઋષભદેવ** ભગવાન્ આદિ ૨૪ તીર્થંકરોની એક એક શ્લોકમાં સુંદર છટાપૂર્વક સ્તુતિ કરેલી છે, **कृतापराधेऽपि । सर्वेषां वेधसामाद्य** શ્લોકોમાં પણ **મહાવીર ભગવાન્‌ની** સ્તુતિ છે. શેષ શ્લોકો કે જે મારા મત પ્રમાણે હેમચન્દ્રસૂરિના સિદ્ધ થયા નથી. તેમાં **वीरः सर्वसुरासुरेन्द्रमहितो** માં ભગવાન **મહાવીરની अवनितलगतानां** માં **જિનબિંબોની, देवोऽनेकभवार्जितो,** માં સાધારણ વીતરાગ દેવની, તથા છેલ્લા (૩૩) શ્લોકમાં **અષ્ટાપદ, ગજપદ, સમેતશિખર, ગિરનાર, સિદ્ધાચલ, વૈભારગિરિ, સુવર્ણગિરિ, આબુ** અને **ચિત્રકુટાદિ** સ્થાવર તીર્થોની સ્તુતિ છે. હવે આગળ આમાં બીજા શ્લોકો ન મેળવાય તો સારૂં (?)

અન્તમાં જૈન પ્રજા સારા વિદ્વાનોની સારી કૃતિઓને પ્રેમપૂર્વક તથા પરીક્ષાપૂર્વક અપનાવતાં શિખે તથા સારી કૃતિઓની ગંભીર વિદ્વત્તાથી આલોચના કરવાનો અને વાંચવા સાંભળવાનો શોખ વધારે એમ ઇચ્છી આ લેખને પૂર્ણ કરૂં છું.



: ૫૫ :

# શિલ્પના બે જૈન ગ્રંથો[1]

ભારતદેશ અનેક વિદ્યાનો ખજાનો છે. અહિં પૂર્વકાલમાં અનેક વિશિષ્ટ પુરૂષો દ્વારા અનેકવિધ વિદ્યાનો પ્રાદુર્ભાવ થયો છે. તે પ્રાદુર્ભાવનો કાળ ઘણો જુનો છે. આજે ઇતિહાસકારો તે કાળને નિશ્ચિત કરવા મથી રહ્યા છે. થોડા વર્ષો પહેલાં ભારતીય સભ્યતા અને વિદ્યા-કળાનો કાળ વધારેમાં વધારે આજથી ૩૦૦૦ વર્ષ પૂર્વે મનાતો, પરન્તુ **મોહન્ જો ડારો, હરપ્પા** અને **તક્ષશિલાની** નવી શોધોથી તે માન્યતા આજે સાવ ખોટી પડી જણાય છે. હવે આજથી પાંચ કે છ હજાર વર્ષ પૂર્વે આપણે ત્યાં વિદ્યા અને શિલ્પાદિ કળા પૂર્ણ વિકસિત હતી, એમ માનવામાં અનેક પ્રમાણો સાક્ષી પૂરે છે. **મોહન જો ડારોના** વ્યવસ્થિત અને સુંદર મકાનો, મહેલો, તલવારોની રચના, નગરનિર્માણ વ્યવસ્થા, સિક્કા, મૂર્ત્તિ અને માટી વિગેરેના પાત્રો જોવાથી તે વાત સ્વીકારવામાં કશી શંકા રહેતી નથી.

આપણે ત્યાં બીજી કળાઓની જેમ શિલ્પકળા પણ લાંબા કાળથી વિકસિત થએલી હતી. આજે **અમેરિકા** જેવા સુધરેલ દેશમાં નગર અને ગૃહ નિર્માણ કળા જે વિકાસને પહોંચી છે, તેટલી વિકસિત દશા

---

૧ બુદ્ધિ પ્રકાશ, અમદાવાદ, એપ્રીલ ૧૯૩૪ નો અંક

આપણા ભારતમાં પાંચ હજાર વર્ષ પૂર્વે હતી. આ વિષયના અનેક ગ્રંથો આપણે ત્યાં હતા, તેના અનેક દાખલા મળતા જાય છે. સાંપ્રદાયિક દ્વેષ કે અજ્ઞાનતાને લીધે આપણો સાહિત્યવારસો ઘણો ખરો નષ્ટ પ્રાય થઇ ગયો છે, અને થઇ રહ્યો છે. તેમાં **શિલ્પવિષયક** સાહિત્યની તરફ તો વધુ ઉપેક્ષા વૃત્તિ અને અજ્ઞાનતા હોવાથી તે સાહિત્યના **પ્રાસાદમંડન, રૂપમંડન, રાજવલ્લભ, શિલ્પદીપક, સમરાંગણ** અને **મયમત** જેવા થોડા જ ગ્રંથો બચ્યા છે. તેમાં જૈનોના તો તે કરતાં યે થોડા ગ્રંથો ઉપલબ્ધ છે.

જૈનોનો સાહિત્યના તમામ ક્ષેત્રોમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો ફાળો છે. અનેક કારણોથી ઘણું સાહિત્ય નષ્ટ થયા પછી પણ હજુએ **જૈનભંડારો** વિવિધ પ્રકારના સાહિત્યથી છલકી રહ્યા છે. અત્યારે જૈન સાધુ કે ગૃહસ્થોમાં શિલ્પવિષયક જ્ઞાન નહિ જેવું છે. શ્રીમાન્ **જય-સૂરિજી આચાર્ય** આ વિષયનું સારૂં જ્ઞાન ધરાવે છે એમ સંભળાય છે; તેઓ અને પં. **ભગવાનદાસજી** (જયપુરવાળા) સિવાય કોઇ જૈને આ વિષયમાં વર્તમાનમાં ઉલ્લેખનીય ખ્યાતિ મેળવી હોય તેવું જણાતું નથી.

હજુ સુધી કોઇ પણ જૈન વિદ્વાનનો બનાવેલ ખાસ પ્રાચીન શિલ્પગ્રંથ પ્રકાશિત થયો નથી. મને જણાવતા હર્ષ થાય છે કે હમણાં **શિલ્પના બે જૈન ગ્રંથો** ભંડારોમાંથી મળ્યા છે. તે બન્ને મહ-ત્ત્વના અને છસોથી વધારે વર્ષો પહેલાના છે. આ ગ્રંથો શિલ્પજ્ઞો માટે સહાયક નિવડે તેવા છે. હજુ સુધી તે ક્યાંય છપાયા નથી. આ બે ગ્રંથોનો ટૂંક પરિચય હું પાઠકોને કરાવવા માગું છું. આ બેમાં એકનું નામ **વત્થુસારપયરણ** અને બીજાનું નામ **પ્રતિષ્ઠાસાર** છે.

# सिरिवत्थुसारपयरणं

मंगलाचरणम्—

[1]सयलसुरासुरविंदं
दंसणवण्णाणुगं पणमिऊणं ।
गेहाइवत्थुसारं
संखेवेण भणिस्सामि ॥ १ ॥

... ... ... ... ... ... ...

द्वारगाथा—

इगवन्नसयं च गिहे
बिंवपरिक्खस्स गाह तेवन्ना
तह सत्तरि पासाए
दुग्गसय चउहुत्तरा सव्वे ॥

... .... ... .... .... .... ....

भूमिपरीक्षा—

चउवीसंगुलभूमी
खणेवि पूरिज्ज पुणवि सा गत्ता ।
तेणेव मट्टियाए
हीणाहियसमफला नेया ॥

ભૂમીપરીક્ષાની ગાથા પછી વર્ણસદ્દશભૂમી, દિક્‌સાધન, ભૂમીસાધન, અષ્ટમાંશ સ્થાપના, ભૂમીલક્ષણફળ વિગેરે ઘણા વિષયો છે.

---

૧ આ પ્રાકૃત ગાથાઓનો અનુવાદ આગળ આપવામાં આવશે. આદર્શમાં મૂળ ગાથાઓ જેવી જોઇ છે તેવી જ અહિં લખી છે. કંઈ પણ ફેરફાર-સુધારો કર્યો નથી.

મૂર્તિ નિર્માણ વિષે:—

पडिमा रउद्द जा सा
करावयं हंति सिप्पिअहियंगा ।
दुब्बल दव्वविणासा
किसोअरा दुब्भिक्खं ॥ ५० ॥
उड्ढमुखी धणनासा
अप्पूया तिरिअदिट्ठिअ [ दिट्ठी ? ] विन्नेया।
अइघट्टा दिट्ठि असुहा
हवइ अहोदिट्ठि विग्घकरा ॥ ५१ ॥
... ... ... ... ... .... ...
.... ... ... ... ... ... ...

દેવદેવીની મૂર્તિ અને ચિત્રોના શસ્ત્રો વિષે:—

चउभवसुराण आयुह
हवंति केसंतउप्परे जइ ता ।
करणकरावणथप्पण—
हराण पाणदेसहजा [ हरा ? ] ॥ ५२ ॥

બિંબપરીક્ષા પ્રકરણની છેલ્લી બે ગાથા:—

चउवीसजिण, नव ग्गह,
जोइणि चउसट्ठि. वीर बावन्ना ।
चउवीस जक्खजक्खिणि,
दह दिहवइ, सोलस विज्जुसुरी ॥ ५३ ॥
नव नाह, सिद्ध चुलसी,
हरिहरवंभिदहाणवाईणं ।
वण्णकं नाम आयुह
वित्थर गंथाउ नाणिज्जा ॥ ५४ ॥

इति परमजैनश्रीचंद्रांगजठक्कुरफेरुविरचिते वास्तुसारे बिंबपरीक्षाप्रकरणं द्वितीयम् ॥

## ત્રીજું પ્રકરણ

પ્રાસાદ નિર્માણ વિધિ:—

भणिय गिहलक्खणाइं
बिंबपरिक्खाइसयलगुणदोसं ।
संपइ पासायविही
संखेवेणं णिसामेह ॥ १ ॥

તે પછી પ્રાસાદપીઠ માન, પીઠસ્વરૂપ વિગેરે વિષયો છે. **પ્રાસાદ (મંદિર)ના ૨૫ પ્રકાર બતાવવામાં આવ્યા છે.** તે નામો આ પ્રમાણે આ ગ્રંથમાં ક્રમશઃ આપ્યા છે:—

૧ કેશરી, ૨ સર્વતોભદ્ર, ૩ સુનંદન, ૪ નંદિશાલ, ૫ નંદીશ, ૬ મંદિર, ૭ શ્રીવત્સ, ૮ અમૃતોદ્‌ભવ, ૯ હેમવંત, ૧૦ હિમકૂટ, ૧૧ કૈલાશ, ૧૨ પૃથ્વીજય, ૧૩ ઇન્દ્રનીલ ૧૪ મહાનીલ, ૧૫ ભૂધર, ૧૬ રત્નકૂટ, ૧૭ વૈડુર્ય, ૧૮ પદ્મરાગ, ૧૯ વજ્રાંક, ૨૦ મુકુટોજ્જ્વલ ૨૧ ઐરાવત, ૨૨ રાયહંસ, ૨૩ ગરુડ, ૨૪ વૃષભ, ૨૫ મેરૂ.

**प्रशस्ति:—**

सिरिधंधकलसकुलसंभवेण
चन्द्रासुएण फेरेण ।
कन्नाणपुरठिएण य
निरिक्खिउं पुव्वसत्थाइं ॥ ६९ ॥

सपरोपगारहेउ
नयणमुणिरामचंदवरिसम्मि ।
विजयदसमीइ रइअं
गिहवडिमालक्खणाइ णं ॥ ७० ॥

इति परमजैनश्रीचन्द्रांगजठक्कुरफेरुविरचिते वास्तुसारे प्रासादविधि—प्रकरणं तृतीयम् ॥

## શ્રીવાસ્તુસાર પ્રકરણનો ભાવાર્થ.

**મંગલાચરણઃ—** (૧)

સમ્યગ્દર્શનાદિને અનુસરનાર સકલસુર (દેવ) અને અસુરો (દાનવો)ના સમૂહને નમન કરી, મકાન (ઘર) આદિને બનાવવાની તાત્વિક વિધિ સંક્ષેપમાં કહીશ.

**દ્વારગાથાઃ—** (૨)

આ ગ્રંથમાં ગૃહ નિર્માણ વિધિની ૧૫૧, બિંબ (મૂર્તિ) પરીક્ષા પ્રકરણની ૫૩, અને મંદિર બનાવવાની કળાની ૭૦ મળી કુલ ૨૭૪ ગાથા છે.

**ભૂમીપરીક્ષાઃ—** (૩)

ચોવીસ આંગલ ભૂમિને ખોદી ફરી તે જ માટીથી પૂરવી (તે ખાડાને ભરવો). ખાડો ભરતાં જો તે અધૂરો રહે તો હીન ફલ થાય, માટી વધે તો અધિક (સારૂં) ફલ થાય, અને બરાબર થાય તો મધ્યમ ફલ થાય.

**મૂર્ત્તિનિર્માણ વિષેઃ—** (૪)

મૂર્તિ રૌદ્ર—ભયંકર આકારની હોય તો મૂર્તિ કરાવનારનો નાશ કરે, અધિક (શાસ્ત્રોક્ત અંગ પ્રમાણ કરતાં વધુ) અંગવાળી હોય

તો શિલ્પીનો નાશ કરે, દુર્બલ હોય તો દ્રવ્યનો નાશ કરે; અને પાતળી પેટવાળી હોય તો દુષ્કાળ કરે. ૫૦

(૫)

મૂર્તિનું મુખ ઉંચું હોય તો ધનનો નાશ કરે, આડી દૃષ્ટિ હોય તો ભવિષ્યમાં અપૂજ્ય રહે, અતિ ગાઢ દૃષ્ટિ હોય તો અશુભ થાય, અને નીચી દૃષ્ટિ હોય તો વિઘ્નકારી નિવડે, ૫૧

**મૂર્ત્તિ-ચિત્રના શસ્ત્ર વિનિવેશ વિષે:—(૬)**

ચારે જાતિ (વ્યંતર જ્યોતિષ્ક, વૈમાનિક અને ભવનતિ)ના દેવોના શસ્ત્રો મૂર્તિ કે ચિત્રમાં જો માથાના કેશ કરતાં ઉપર-ઉંચા હોય તો તે મૂર્તિ કે ચિત્રને કરનાર કરાવનાર અને સ્થાપન કરનાર આ ત્રણેના પ્રાણનો નાશ કરે અને દેશને હાનિ પહોંચાડે. ૫૨

(૭-૮)

ચોવીશ તીર્થંકર, નવ ગ્રહ, ૬૪ યોગિની, ૫૨ વીર, ૨૪ યક્ષ અને ૨૫ યક્ષિણી, ૧૦ દિક્પાલ, ૧૬ વિદ્યાદેવી, ૯ નાથ, ૮૪ સિદ્ધ, હરિ હર બ્રહ્મા ઇન્દ્ર દાનવ વિગેરેના વર્ણ (શરીરનો રંગ) ચિહ્ન; નામ, શસ્ત્રોના સંબંધીમાં આકર-મ્હોટા ગ્રંથોથી જાણી લેવું. ૫૩-૫૪

**પ્રાસાદ નિર્માણ વિધિ:— (૯)**

ગૃહ (ઘર) ના લક્ષણો કહીને, બિંબ પરીક્ષા વિષે સમસ્ત ગુણ દોષોનું નિરૂપણ કરીને હવે પ્રાસાદ એટલે મંદિર બનાવવાની વિધિને સંક્ષેપથી કહું છું તે સાંભળો.

**પ્રશસ્તિ:—** (૧૦-૧૧)

શ્રી **ધંધકલશ** કુળમાં ઉત્પન્ન થએલ, **કન્નાસપુર** ગામના નિવાસી **ચંદાના પુત્ર ફેરૂ** નામના માણસે પૂર્વના શાસ્ત્રો જોઇને-વાંચીને પોતાના અને પરના ઉપકારને માટે ૧૩૭૨ વર્ષ **વિજયાદશમી**ના દિવસે ઘર, મૂર્તિ વગેરેના લક્ષણોનો આ ગ્રંથ બનાવ્યો છે ૬૯-૭૦

આ પ્રમાણે **પરમ જૈન શ્રીચંદાના પુત્ર ઠક્કર ફેરૂએ** બનાવેલ **વાસ્તુસાર ગ્રંથમાં** પ્રાસાદ વિધિ ત્રિજું પ્રકરણ પૂરૂં થયું.[1]

## ૨ વસુનંદિકૃતપ્રતિષ્ઠાસાર.

આ વિષયનો બીજો ગ્રંથ **પ્રતિષ્ઠાસાર** છે. આ ગ્રંથ સંસ્કૃતમાં છે, તીર્થંકર, યક્ષ યક્ષિણી આદિ દેવોની મૂર્તિઓ અને મંદિરો બનાવવા વિષે સંક્ષેપમાં આ ગ્રંથ સારો પ્રકાશ પાડે છે. મુહૂર્ત્તના વિષયમાં પણ ચોથા અને પાંચમા પરિચ્છેદમાં દિગ્દર્શન કરાવ્યું છે. એના થોડા શ્લોકો ટાંકીશું:—

**પ્રારંભનો ભાગ—**

(१)

सिद्धं सिद्धात्मसद्भावं विशुद्धज्ञानदर्शनम् ।
सिद्धश्रुतप्रमाणैस्तु निरस्तपरदर्शनम् ॥

(२)

विश्वकर्मार्थिलोकस्य विश्वकर्मोपदेशकम् ।
विश्वकर्मक्षयार्थिभ्यो विश्वकर्मक्षयप्रदम् ॥

---

૧ આ ગ્રન્થની આલોચના આગળ કરવામાં આવશે.

(૩)

आदिदेव जिनं नत्वा विश्वकर्मजयप्रभुम् ।
शेषाँश्च वर्धमानान्तान् जिनान् प्रवचनं गुरूम् ॥

(૪)

विद्यानुवाद् सत्सूत्राद् वाग्देवीकल्पतस्तथा ।
[1]चन्द्रपज्ञप्तिसंज्ञाच्च सूर्यप्रज्ञप्तिग्रन्थतः ॥

(૫)

तथा महापुराणार्थात् श्रावकाध्ययनश्रुतात् ।
सारं संगृह्य वक्षेऽहं प्रतिष्ठासारसंग्रहम् ॥

પરિચ્છેદ ૧

ચોથા પરિચ્છેદનો અંતિમ ભાગ:—

(૨૫૧)

ज्ञात्वैवं कारयेज्जैनीं प्रतिमां दोषवर्जिताम् ।
सामान्येनेदमाख्यातं प्रतिमालक्षणं मया ॥

(૨૫૨)

विशेषतः पुनर्ज्ञेयं श्रावकाध्ययनात् स्फुटम् ।
एवं समासतः प्रोक्तं प्रतिमालक्षणं मया ॥

इति श्रीवसुनंदिविरचिते प्रतिष्ठासारसंग्रहे चतुर्थः परिच्छेदः॥

**પાંચમા પરિચ્છેદનો અંતિમ ભાગ:—**

**इति श्रीसैद्धान्तिकवसुनन्दिविरचिते प्रतिष्ठासारसंग्रहे**

**पञ्चमः परिच्छेदः ॥**

## આલોચના

**વત્થુસારપયરણ—**

પહેલો ગ્રંથ **વત્થુસાર પયરણ** (વાસ્તુસાર પ્રકરણ) છે. આ ગ્રંથમાં સહુ પહેલાં મંગલાચરણ કરી દ્વારગાથા લખી છે. આમાં **ત્રણ પ્રકરણો** પાડવામાં આવ્યા છે. પહેલું **ગૃહ પ્રકરણ** છે, આમાં ઘર કેમ બનાવવું? તે વિષે ટૂંકમાં મહત્ત્વની ચર્ચા કરી છે, જે વર્તમાનમાં પણ શિલ્પશાસ્ત્રીઓને કદાચ ઉપયોગી નીવડે તેમ છે, બીજા પ્રકરણમાં **બિંબપરીક્ષા** છે. મૂર્તિ કેવી બનાવવી? તેના અંગ પ્રત્યંગોનું માપ કેવડું રાખવું? શસ્ત્રાદિ કેવી રીતે એને કેવા રાખવા? તે વિષે ઉલ્લેખ કર્યો છે. ત્રીજું **પ્રાસાદ પ્રકરણ** છે. આ પ્રકરણમાં મંદિરો બનાવવા વિષે શિલ્પશાસ્ત્રની પરિપાટી બતાવી છે. પહેલામાં **૧૫૧** મૂલ ગાથા છે, બીજામાં **૫૩** અને છેલા પ્રકરણમાં **૭૦** ગાથા છે. સંપૂર્ણ ગ્રંથની કુલ **૨૭૪** ગાથા છે. ભાષા પ્રાકૃત છે. જે કેટલેક સ્થળે ઉપલબ્ધ પ્રાકૃત વ્યાકરણના સંધી–વિભક્તિ વિગેરે નિયમોથી વેગળી પડે છે. આમાં શિલ્પના અનેક વિષયો સંબંધી ઉલ્લેખ છે.

મૂર્તિ અને ચિત્ર બનાવવામાં સૂચના ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે કે **કોઇ પણ મૂર્તિ કે ચિત્રમાં શસ્ત્ર માથાના વાળથી ઉંચું થવું ન જોઇએ,** કેમકે તે અશુભ છે, અને ભદ્દું પણ દેખાય છે.

ત્રિજા પ્રકરણમાં પ્રાસાદના ૨૪ પ્રકારો બતાવ્યા છે. જે પહેલા ગુજરાતીમાં જ આપી ચૂક્યો છું.

આ ગ્રંથના કર્તા શ્રી **ધંધકલશકુલમાં** થએલ **ઠક્કર ફેરૂ** છે. તે પોતાનો પરિચય સંક્ષેપમાં આપતાં પ્રશસ્તિમાં લખે છે કેઃ—તેની માતા **ચન્દ્રા** હતી. તે **કન્નાણપુરમાં** રહેતો હતો. આ ગ્રંથમાં લખવા પૂર્વે શિલ્પ વિષયના ઘણા ગ્રંથો ગ્રન્થકારે જોયા છે, અને ઘણાં અનુભવ પછી પરોપકાર માટે આ ગ્રંથ લખ્યો છે, એવું ગ્રંથકાર જણાવે છે.

પ્રસ્તુત ગ્રંથની રચના ૧૩૭૨માં **વિજયાદશમી**ના દિવસે પૂરી થઇ છે. આ સંવત્ વિક્રમ કે શાકે છે? તેનો ઉલ્લેખ આ ગ્રંથમાં નથી, પરન્તુ છસોથી વધારે વર્ષો પહેલાંનો આ ગ્રંથ છે એમાં તો શક નથી.

ગ્રંથકાર **જૈન ધર્મ પાલનાર હતો.** તેણે મંગલાચરણમાં સમ્યક્ત્વનું અનુસરણ કરનાર દેવોને વંદન કર્યું છે. અને અનેક ઠેકાણે **પરમ જૈન ઠક્કુર ફેરૂ** તરીકે પોતાનો ઉલ્લેખ કરે છે. જૈનોમાં આ વિષયના ગ્રન્થો ઓછા મળે છે, તેમાં આ ગ્રન્થ આશીર્વાદાત્મક ગણાશે.

વર્તમાનમાં સૂરતથી નિકળેલ **શોભનસ્તુતિ** સટીક વિગેરેમાં કેટલાંક જૈન દેવી દેવતાઓના **ચિત્રો છપાયાં** છે. પણ **તે જૈન ચિત્રકળાની દૃષ્ટિએ જોઇએ તેવા નિર્દોષ અને સંપૂર્ણ લક્ષણોપેત નથી.** જો આ વિષયના પ્રાચીન ગ્રંથો લોકોના હાથમાં આવે તો શિલ્પકળા વિષે ઘણું જાણવાનું મળે અને **જૈન શિલ્પકળાની સાથે ભારતીય શિલ્પકળામાં** પણ ઘણું અજવાળું પડે.

જૈન ગ્રંથાવળીમાં **વાસ્તુશાસ્ત્ર** નામનો શિલ્પગ્રંથ **ભોજદેવ** પરચિત ટાંક્યો છે, જે પાટણના નં. ૪ ભંડારમાં છે, એમ સૂચવ્યું છે. તે જૈનનો છે કે બીજાનો, તે જોયા પહેલા કહી શકાય નહિ, મુર્ત્તિ ગ્રંથોમાં **નિર્વાણ કલિકા** ગ્રંથ જુનો અને આ વિષયને થોડો ઉપયોગી છે. **પ્રવચનસારોદ્ધારમાં** પણ થોડું પ્રાસંગિક વર્ણન છે પણ તે **નિર્વાણ કલિકાના** આધારે લખાયું હોય એવું અનુમાન થાય છે.

## પ્ર તિ ઓ

આ ગ્રંથની એક નકલ **જયપુરવાળા** પંડિત **ભગવાનદાસજી જૈન જ્યોતિષી** પાસે છે. તેના આધારે જ મેં આ લેખની ગાથાઓ લખી છે. તેમાં કેટલોક ભાગ અશુદ્ધ કિંવા સંદિગ્ધ જણાય છે. કોઇ કોઇ સ્થળે છન્દોભંગ પણ દેખાય છે. આ ખામીને દૂર કરવા બીજી પ્રતિઓની જરૂરત છે. તપાસ કરતાં આ ગ્રંથની જુદે જુદે સ્થળે સાત હસ્તલિખિત પ્રતો છે. પ્રતિવાળા વ્યકિતઓમાંથી **શ્રી**નેમિસૂરિજી, **ક**લ્યાણવિજયજી, **જ**સવિજયજી, **ભ**કિતવિજયજી મહારાજ છે અને સાતમી પ્રતિ **જ**યપુરમાં છે.

## સંપાદન

શિલ્પ વિષયનો આ નાનો પણ ઉપયોગી ગ્રંથ છે. એટલે આનું સુંદર રીત્યા સંપાદન અને પ્રકાશન થાય તો ઘણા વિદ્વાનો આનો લાભ લઇ શકે. જેટલી મળી શકે તેટલી જુની અને વધુ આદર્શ પ્રતિઓ મેળવી આ મૂલ ગ્રંથનો અશુદ્ધ અને સંદિગ્ધ પાઠ શુદ્ધ અને નિશ્ચિત કરી લેવો અગત્યનો છે. પછી પાઠાન્તરો પણ તમામ આપવા જોઇએ. જો કે આ ગ્રંથની સંસ્કૃત છાયા કરવી ઘણી અઘરી છે, કારણ કે શિલ્પની પરિભાષા, રૂઢિ અને સંજ્ઞાઓ જાણ્યા વગર

તે થઈ શકે નહિ, છતાં બની શકે તો પરિશ્રમ કરીને પણ છાયા આપવી શ્રેયસ્કર છે. ઉપયોગી નોટો પ્રસ્તાવના વિગેરેથી વિલંબે પણ સુંદર રીતે આ ગ્રંથનું સંપાદન થાય તો એક નવો પ્રકાશ પાડી શકે.

પંડિત **ભગવાનદાસજી** જૈન એક પ્રતિ ઉપરથી આની નકલ કરીને તેનો હિન્દી અનુવાદ કરે છે, કેટલાક ઉપયોગી પરિશિષ્ટો પણ આપવા તેઓ વિચાર કરે છે. પંડિતજીનું આ કાર્ય અનુમોદન કરવા લાયક છે. છતાં પહેલાં જો આ મૂલગ્રંથ સુંદર અને આદર્શ રીતે સંપાદિત થાય તો વધુ સારૂં, એવી મારી માન્યતા છે.

## પ્રતિષ્ઠાસારની આલોચના

આ ગ્રંથના કર્તા **સૂરિવસુનંદિ** નામના જૈન સાધુ છે. તે શ્રી **હેમચંદ્ર કરતાં પણ પહેલાના હોય એમ લાગે છે.** પ્રસ્તુત ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે. આ ગ્રંથ પાંચ પરિચ્છેદોમાં પૂરો થયો છે. તીર્થંકર, યક્ષ યક્ષિણી આદિ દેવીદેવતાઓની મૂર્તિનાં લક્ષણો પ્રકારો અને મંદિર નિર્માણ સંબંધી આમાં સંક્ષેપમાં સાધારણ રીતે વર્ણન કીક કર્યું છે.

મંગલાચરણમાં પહેલા સિદ્ધ (મુક્ત) અને પછી **આદિદેવ** (ઋષભદેવ–જૈનોના પહેલા તીર્થંકર) ને વંદન કરી બાકીના **મહાવીર ભગવાન્** સુધી ૨૩ તીર્થંકર પછી શાસ્ત્ર અને ગુરૂને નમસ્કાર કર્યો છે.

આ ગ્રંથ પૂર્વના ગ્રંથના આધારે લખ્યો છે. પોતાની નિર્મૂલ કલ્પનાથી લખ્યો નથી તે બતાવવા માટે ગ્રંથકારે આ વિષયના ગ્રંથોના કેટલાક નામો લખે છે તે આ છેઃ—

**વિદ્યાનુવાદસૂત્ર, વાગ્દેવીકલ્પ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, મહાપુરાણ, શ્રાવકાધ્યયનશ્રુત.**

ચોથા પરિચ્છેદના અંતમાં **विशेषतः पुनर्ज्ञेयं** [1]**श्रावकाध्ययनात् स्फुटम्,** લખી ગ્રંથકાર કહે છે કે આના સંબંધમાં વિશેષ (વધુ) જાણવું હોય તો **શ્રાવકાધ્યયનથી** સ્પષ્ટ જાણવું.

આ ઉલ્લેખથી જણાય છે કે **શ્રાવકાધ્યયન** નામનો ગ્રંથ આ વિષયમાં ઘણો સારો પ્રકાશ પાડનારો હશે. પ્રતિમા–મૂર્તિના લક્ષણો વિગેરે વિષયોનો તે આકર અને સૈદ્ધાન્તિક ગ્રંથ હોવો જોઇએ. આ ગ્રંથ ઉપલબ્ધ છે કે નહિં, તેની મને ખબર નથી. જો આ ગ્રંથ ઉપલબ્ધ હોય કિંવા થાય અને જગત્ આગળ મૂકાય તો ઘણું ખરૂં જાણવાનું મળે.

આ ગ્રંથની નકલ પં. **ભગવાનદાસ** પાસે છે. તેની વધુ પ્રતિઓ મેળવી આનું પણ સુંદર રીતે સંપાદન થાય એ તરફ હું વિદ્વાનોનું ધ્યાન ખેંચું છૂં.

---

૧ અહીં શ્રાવક શબ્દનો અર્થ श्रृणोतीति श्रावकः વ્યુત્પત્તિથી શિષ્ય અર્થ હશે.

: ૫૬ :

# જેસલમેરના ભંડારોના જુના ગ્રન્થોના ફોટા.[1]

સાહિત્યના સર્જન, વર્ધન અને રક્ષણ માટે મધ્યકાલમાં **મારવાડે** ફાળો આપી ઘણી જ સારી નામના મેળવી છે. તેમાં પણ **જેસલમેરનું** નામ આ કાર્યમાં મોખરે ચડ્યું છે. તેથી અનેક વિષયના **સંસ્કૃત, પ્રાકૃત, માગધી, અપભ્રંશ, શૌરસેની, પાલી, ગુજરાતી, મારવાડી** અને **હિન્દી** ભાષાના જુના ગ્રન્થો તાડપત્ર, કાગળ વસ્ત્રાદિ ઉપર સુન્દર યતનાપૂર્વક લખેલા આજ સુધી પણ **જેસલમેરના** પુનિત ભંડારોમાં ઉપલબ્ધ છે. **અજૈન ગ્રન્થો** કે જે અન્ય સ્થળે નથી મળતા, તેવા ગ્રન્થો પણ અહિંના ભંડારમાં અસ્તિત્વ ધરાવે છે. પહેલાં તો દરેકની જેમ **જેસલમેરના** ભંડારાધિકારીઓ અત્યન્ત સંકુચિત ચિત્તવાલા હોવાથી તે પવિત્ર ગ્રન્થોનાં દર્શન કરવા પણ સાહિત્યસેવીઓને દુર્લભ હતા. પરન્તુ જમાનાની હવાથી તે સંકુચિતતા ઓછી થતી જાય છે. તેથી હજારો માઇલ દૂરથી **યૂરોપીયનો અને ભારતી વિદ્વાનો** મારવાડ જેવા શુષ્ક પ્રદેશમાં મુસાફરીની વિડંબના વેઠીને

---

૧ જૈન ભાવનગર, ૨૬ એપ્રીલ ૧૯૩૧

પણ **જેસલમેર,** ઉત્કંઠા અને નમ્રતાભર્યા હૃદયે આવીને ગ્રન્થોના દર્શનો, પ્રશસ્તિ, સાહિત્ય ગ્રન્થ,–ગ્રન્થકર્તાના નામો વિગેરે લખીને લઇ જાય છે ને તેના ઉપર સાહિત્યના સુન્દર લેખો લખે છે. સાહિત્યસેવી **ગાયકવાડ ઓરીયન્ટલ સીરીઝને** પણ આવું કાર્ય અત્યાવશ્યક લાગ્યું, તેથી તે સંસ્થા તરફથી સાહિત્યના મહાન્ વિદ્વાન્ શ્રીયુત શ્રાવક **ચીમનલાલ દલાલ** M. A. ને **જેસલમેર** મોકલી કેટલાક ગ્રન્થોની સુન્દર **નોંધો** કરાવી હતી. તે પછી તેમના અકાલ મૃત્યુથી સેન્ટ્રલ લાયબ્રેરીના **જૈન** પંડિતવર્ય શ્રાવક **લાલચંદ ભ**ગવાનદાસ ગાંધીએ આ નોંધોને વ્યવસ્થિત કરી તે ઉપર પોતાનું સંસ્કૃત ભાષામાં ઇતિહાસોપયોગી ટિપ્પણ સહિત સૂચીપત્ર તૈયાર કર્યું અને બીજી કેટલીક મંદિરની પ્રશસ્તિઓનો પણ સંગ્રહ કર્યો. તેને **जेसलमीर-भाण्डागारीयग्रन्थानां सूची,** નામથી ઉપર્યુક્ત સિરીઝે ૨૧ મા ગ્રન્થ તરીકે સન ૧૯૨૩ માં બહાર પાડયું છે, **જેસલમેરના તાડપત્ર ઉપર લખાએલા ગ્રન્થો પૈકી ૧૧ ગ્રંથો** ( તે અત્યન્ત જીર્ણ થઇ ગયા છે. ) **ના કેમેરા દ્વારા ફોટાઓ ઉતરાયા છે. ફોટોગ્રાફર ભાઇ મગનલાલ હરજીવનદાસ** ભાવનગરી છે. આ બધા ( ૧૧ ) **ગ્રન્થોના ફોટાઓ**ના દર્શન મને **મુંબઇના ચતુર્માસ** દરમ્યાન ( ઇ. સન ૧૯૨૭ માં ) **શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરીમાં** થયા. બધી થઇને **ફોટાની પ્લેટો ૨૫૪** છે. કીંમત રૂા. ૩૦૦ ) ની છે, અક્ષરો સાફ દેખાય છે. આમાં નીચે લખેલા ૧૧ ગ્રન્થો છે.

## ૧. द्रव्यालंकारवृत्ति.

**શ્રી હેમચન્દ્રાચાર્યના** શિષ્ય અને **નાટયદર્પણ, નલવિલાસ, સત્ય** હરિશ્ચન્દ્રાદિશત પ્રબંધકાર મહાકવિ **રામચન્દ** અને **ગુણચન્દની** પ્રસ્તુત

(દ્રવ્યાલંકાર) કૃતિ ન્યાય અને સિદ્ધાન્ત વિષયની છે. આ કૃતિને તાર્કિકોએ તથા સૈદ્ધાન્તિકોએ પ્રામાણિક ગણી છે. તેનો ઉલ્લેખ પોતાના ગ્રન્થોમાં કર્યો છે. **સ્યાદ્વાદ મંજરી** આદિ ગ્રન્થોમાં '**तथा च द्रव्यालंकारकारौ...**'[1] ઇત્યાદિ વાક્યોથી આ ગ્રન્થકારોનો તથા ગ્રન્થનો ઉલ્લેખ આપ્યો છે. પ્રમેયના વિષયમાં આ ગ્રન્થ સારો પ્રકાશ પાડે છે. પરન્તુ દુઃખની વાત છે કે આ ગ્રન્થના **ત્રણ પ્રકાશો પૈકી પહેલો પ્રકાશ જેસલમેરના ભંડારમાં પણ નથી.** છેલ્લા બે પ્રકાશો ત્યાં છે. સાહિત્યસેવીઓને મારી તો નમ્ર પ્રાર્થના છે કે તેઓ આ કીંમતી ગ્રન્થના ઉપલબ્ધભાગને પણ છપાવી મહાપુણ્ય હાસીલ કરે. આ ગ્રન્થનો છેલ્લો ભાગ મેં નોંધ્યો છે. **બીજા પ્રકાશના** છેડે આ પ્રમાણે છે—

रूपं च सत्व (त्त्व)मथवादिविटैर्विलुप्त-
मित्थं [2]यदा स्थितिमनीयतपुद्गलानाम्
तन्मा कदाचिदपि [3]पुद्गलतार्थमामै (?)
संदीदशन्यदि भवन्तितमाम् (मां) कृतज्ञाः ॥

इति श्री रामचन्द्रगुणचन्द्रविरचितायां स्वोपज्ञद्रव्यालंकारटीकायां द्वितीयपुद्गलप्रकाशः समाप्तः।

**ત્રીજા પ્રકાશના** અન્તે નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

नोत्प्रेक्षाबहुमानतो न च परस्पर्द्धासमुल्लासतो
नाऽपीन्दुद्युतिनिर्मलाय यशसे नो वा कृते संपदः

---

૧ નવમા શ્લોકની સ્યાદ્વાદ મંજરી ટીકામાં પૃ. ૬૩

૨ જેસલમેર ભાંડાગારીય ગ્રન્થાનાં સૂચીમાં "यथा" પાઠ ઉતાર્યો છે.

૩ "पुद्गलतामभीनो" પાઠ જે ભા. સૂચીમાં લખ્યો છે.

आवाभ्यामयमाहृतः किमु बुधा! द्रव्यप्रपंचश्रम:
सद्ग्रंतरनिर्मितावनवमप्रज्ञाप्रकर्षश्रिये ॥

इति श्री रामचन्द्रगुणचन्द्रविरचितायां स्वोपज्ञद्रव्यालंकारटीकायां तृतीयोऽकंपप्रकाश इति संवत् १२०२ सहजिगेन(ना)लिखि ।

## प्रमाण मीमांसा.

સર્વવિદ્યાવિશારદ શબ્દાનુશાસનાદિના રચયિતા આચાર્ય **શ્રી હેમચન્દ્રસૂરિજી** રચિત આ ગ્રન્થ ગૌતમકૃત **ન્યાયસૂત્ર (ગૌતમસૂત્ર)** ની પદ્ધતિનો છે. પાંચ અધ્યાયમાં આ ગ્રન્થ છે. એમ પ્રમાણ મીમાંસાના પ્રારંભના સ્વયં ગ્રન્થકારના ઉલ્લેખથી જણાય છે. આ ગ્રન્થ મૂલ તો સૂત્રબદ્ધ છે, તે ઉપર **શ્રી હેમચન્દ્રાચાર્યજી સ્વોપજ્ઞવૃત્તિ** બનાવી[1] છે. પ્રસ્તુત ગ્રન્થ આખો હજી ઉપલબ્ધ થયો નથી. જેસલમેરની આ પ્રતિની અંતમાં '**समाप्तपरीक्षानाम प्रकरणम्**' એવો પાઠ છે. જ્યારે **आर्हत्मत प्रभाकर मंडल–पूना** માં ૧ાા અધ્યાય '**न विप्रतिपत्त्यप्रतिपत्तिमात्रम्**' (**अ. २, आह्निक १, सूत्र ३४**) સૂત્ર સુધી મૂલ અને '**न चाऽविज्ञातस्वरूपं परपत्रं भेत्तुं शक्यमित्याहुः**' (**प्रमाण मीमांसा, पृष्ठ १०८ आर्हत् म. प्र. मं. नी आवृत्ति**) ટીકા સુધીનો ભાગ છપાણો છે. અર્થાત્ ઉપર્યુક્ત મંડલ તથા શેઠ મનસુખભાઈ તરફથી પ્રકાશિત ભાગ કરતાં જેસલમેરની પ્રતિ કંઈક વધુ અવશ્ય છે. સંપૂર્ણ ગ્રન્થ (પાંચ અધ્યાય) ને ખોળ કરવાથી

---

१ आह्निकसमूहात्मकैः पञ्चभिरध्यायैः शास्त्रमेतदरचयदाचार्यः (स्वयं श्री हेमचन्द्रसूरिः) —प्रमाणमीमांसा पृ. २

સદ્‌ભાગ્યે કોઈ પણ ભંડારમાં સાંપડી જાય તો વિદ્વાનોને ન્યાયના સમ્બન્ધમાં ઘણું જાણવાનું મલે. એમ ગ્રન્થના ઉપલબ્ધ ભાગની પ્રૌઢતાથી સ્પષ્ટ ભાસે છે. સંપૂર્ણ ગ્રન્થ લગભગ ૫૦૦૦ શ્લોકનો હોવો જોઈએ, જેમાં પ્રમાણ અને જીવાદિ પ્રમેય પદાર્થોનું વર્ણન વિસ્તારથી કર્યું હશે ![1]

સાહિત્ય સેવીઓને મ્હારી નમ્ર પ્રાર્થના છે કે **समन्तभद्राश्रम** ની માફક આવા ગ્રન્થોની શોધ માટે સારી વ્યવસ્થિત ઇનામી યોજના બહાર પાડી અથવા બીજા કોઈ ઉપાયદ્વારા આ અવશિષ્ટ ગ્રન્થનો પત્તો લગાડવો અતિ અગત્યનો છે.

---

૧, જો કે જે ઉપલબ્ધ-પ્રકાશિત ત્રણ આહ્નિકો છે તેમાં પ્રમેયનું વર્ણન નથી આપ્યું, પરંતુ ગ્રન્થના પ્રારંભમાં સ્વયં ગ્રન્થકારે કહ્યું છે કે 'तेन न प्रमाणमात्रस्यैव विचारोऽत्राधिकृतः। किन्तु तदेकदेशभूतानां दुर्नयनिराकरणद्वारेण परिशोधितमार्गाणां नयानामपि। "प्रमाणनयैरधिगमः" इति वाचकमुख्यः, सकलपुरुषार्थेषु मूर्द्धाभिषिक्तस्य सोपायस्य सप्रतिपक्षस्य च। एवं हि पूजितो विचारो भवति, प्रमाणमात्रविचारस्तु प्रतिपक्षनिराकरण-पर्यवसायी वाक्कलह मात्रं स्यात् (प्रमाण मीमांसा सूत्र १, पृष्ठ ४ आर्हतमत प्रभाकरनी आवृत्ति)

આનાથી સ્પષ્ટ જણાય છે કે આ ગ્રંથમાં નય, દુર્નય, આશ્રવ, સંવર નિર્જરા, મોક્ષાદિ પદાર્થોનું વર્ણન પણ પ્રૌઢતાપૂર્વક તત્વાર્થસૂત્રની જેમ વિસ્તારથી હશે. કેમકે પ્રથમાધ્યયનના પ્રથમાહ્નિકમાં સાધારણ તથા પૃથ્વી વિગેરેમાં જીવ સિદ્ધિ કરી છે છતાં ત્યાં ગ્રંથકાર લખે છે કે—पृथ्व्यादीनां च प्रत्येकं जीव सिद्धिरग्रेवक्ष्यते (१-१-२२) प्रमाणस्य विषयो द्रव्यपर्यायात्मकं वस्तु (१-१-३१) સૂત્રથી તો સામાન્ય પ્રમેયનુંજ લક્ષણ થયું છે.

દેશોદેશ લોકકલ્યાણાર્થે વિચરતા પૂજ્ય મુનિરાજોને પણ હું વિનતિ કરીશ કે જ્યાં જાય ત્યાંના પ્રાચીન ભંડારો અથવા તેના સુચી પત્રો જોઇને આ ગ્રન્થની શોધ કરવામાં ચીવટ રાખે.

છેવટે કદાચિત્ આ મીમાંસાનો **જેસલમેરના** ભંડાર કરતાં વધારે ભાગ કોઇ ભંડારમાં ન મળે તો પછી **જેસલમેરના** ઉપલબ્ધ ભાગને જ અનેક પ્રતિઓ ભેગી કરી સારા વિદ્વાનોના સમાગમથી શુદ્ધ રીતે છપાવવો જરૂરનો છે. **आर्हतमत प्रभाकरमं०** ની આવૃત્તિમાં કેટલોક ભાગ અશુદ્ધ છપાયો છે. કલકત્તા યુનીવર્સીટીની **न्यायतीर्थ** અને ઘણી જૈન સંસ્થાઓમાં પાઠ્યક્રમ તરીકે આ ગ્રંથ છે.

## ३ कुवलयमाला

મુખ્યતયા પ્રાકૃત અને અપભ્રંશાદિ ભાષામાં આ કથા રચાયેલી છે. ભાષા સાહિત્યના ઇતિહાસમાં આ કથા સારો પ્રકાશ પાડશે. આની પ્રતિઓ પણ થોડાજ ભંડારોમાં છે.

**યુરોપીઅન સ્કોલરો** આની બહુજ પ્રતીક્ષા કરી રહ્યા હતા. **પુરાતત્ત્વ મંદિર** આને પ્રકાશિત કરવા વિચાર કરે છે. **રચનાકાળ ૧૨૦૦ વર્ષ જુનો છે.** અપભ્રંશ ભાષા માટે કથાના આવા જુના ગ્રંથો મારા ધારવા પ્રમાણે હજી બહુજ ઓછા મળ્યા છે. તે પૈકી આ ગ્રંથ તે ભાષાના ઇતિહાસ માટે ઘણી સહાય આપી શકે.

**४ सावगधम्म ( श्रावक धर्म ) ( प्राकृत )**

**५ कर्म प्रकृतिचूर्णि टिप्पण ( संस्कृतमां )**

**६ हरिवंश**

**७ विलासवती कहा ( विलासवती कथा**

પ્રસિદ્ધ આચાર્યરત્ન શ્રી **હરિભદ્રસૂરિ** વિરચિત પ્રસિદ્ધ ગ્રંથ **समराइच्चं कहा ( समरादित्य कथा )** ના ભાવને લઈને ૧૧ સંધિ (વિભાગો)માં **અપભ્રંશ ભાષાની** આ કથા હજી સુધી ક્યાંય પણ છપાણી નથી. ગ્રંથકર્તાએ પોતાનું નામ '**साधारण**' લખ્યું છે, મને તો લાગે છે કે તેમનું ઉપનામ '**સાધારણ**' હશે. જેમ '**सन्मित्र' वीरपुत्र' 'भिक्षु' 'वंसि**' વિગેરે તેમનું મુળનામ તો **सिद्धसेनसूरि** હશે. તેઓ **કોટિક ગણ વજ્રશાખાના બપ્પભટ્ટ સૂરિની** પરંપરામાં થયા છે. એવો ઉલ્લેખ કરે છે, તેનો છેલ્લો ભાગ આ પ્રમાણે છે:

**कह विलासवइ एह समाणिय नियबुद्धिहिं मं जारिस जाणिय । एह कह निसुणेविणु सारु मुणेविणु सयलपमायइं परहरहु ॥ अनुदइं मणु खवहु जिणयरु अंचहु साहारणु विरमणु वरहु । इहा ( अ ) विलासवइकहाए एगारसमा संधी समत्ता । समता विलासवइकहा ॥**

## ८. धर्मोत्तरटिप्पण

બૌદ્ધાચાર્ય **ધર્મપાલના** શિષ્ય ઇસ્વી સાતમી શતાબ્દિના પૂર્વાર્ધમાં થએલ બૌદ્ધ **ધર્મકીર્તિ** રચિત **ન્યાયબિંદુ** ઉપર **બૌદ્ધ ધર્મોત્તરાચાર્યે** [1]ટીકા રચી, તે ટીકા ઉપર **શ્રીમલ્લવાદી જૈનાચાર્યનું** રચેલ આ ટિપ્પણ છે. ધર્મોત્તરનો સમય આજકાલના કેટલાક શોધકો ઇસાની આઠમી શતાબ્દીનું પૂર્વાર્દ્ધ અને કેટલાક ઇસ્વી નવમીનું પૂર્વાર્દ્ધ માને

---

૧ પ્રસ્તુત ટીકા સહિત ન્યાયબિન્દુ **હરિદાસ** ગુપ્ત બનારસને ત્યાં છપાઈ ગયું છે.

છે, તો પછી પ્રસ્તુત ટિપ્પનના કર્તા **મલ્લવાદીનો** સમય કમમાં કમ ઇસ્વીની આઠમી વા નવમી શતાબ્દી હોવો જોઇએ. નય વિષયના પ્રચંડ ગ્રંથ '**નય ચક્રવાલ**'ના કર્તા પ્રચણ્ડ તાર્કિક **શ્રી મલ્લવાદિથી આના ટિપ્પણકાર (ધર્મોતર ટિપ્પણકાર) મલ્લવાદિ ભિન્ન હોવા જોઇએ,** કેમકે જૈન પરંપરા પ્રમાણે **નયચક્રવાલના** કર્તાનો સમય ઇસ્વી ચોથી શતાબ્દીનો છે. આ ટિપ્પણને **ગાયકવાડ ઓરીયંટલ** સિરીઝ છપાવે, એવી મારી પ્રેરણા છે.

## ९ सर्व सिद्धान्त प्रवेश.

**શ્રી હરિભદ્રસૂરિના ષટ્દર્શન** સમુચ્ચય તથા **સાયણમાધવાચાર્ય કૃત સર્વદર્શન સંગ્રહની** પદ્ધતિનો આ ગ્રન્થ જૈનાચાર્ય રચિત હોવો જોઇએ. કેમકે આના મંગલાચરણમાં શ્રી જિનેશ્વરને નમસ્કાર કર્યા છે.[1] આમાં નૈયાયિકાદિ સાત દર્શનોનું પ્રમાણ અને પ્રમેયવિષયક મુખ્યતયા વર્ણન કર્યું છે તેનો છેલ્લો ભાગ નીચે પ્રમાણે છે.

**लोकायतिकानां संक्षेपतः प्रमेयस्वरूपम्, इति लोकायतराद्धान्तः समाप्तः। सर्वसिद्धांतप्रवेशकः समाप्तः। नैयायिक वैशे—सांख्य—बौद्ध-मीमांसक—लोकायतिकमतानि संक्षेपतः समाख्यातानि।**

---

१ सर्वभावप्रणेतारं प्रणिपत्य जिनेश्वरं ।
वक्ष्ये सर्वविगमेषु यदिष्ट तत्वलक्षणं ॥ १॥

## १० संयमाख्यानकम् ।

## ११ प्रकीर्ण ।

ઉપર્યુક્ત ૧૧ ગ્રન્થો પૈકી દ્રવ્યાલંકાર વૃત્તિ, કુવલયમાલા, વિલાસવઇકહા, ધર્મોત્તરટિપ્પણ અને સર્વસિદ્ધાંત પ્રવેશ આ પાંચ ગ્રંથો તો સત્વર પ્રકાશમાં લાવવા આપણી જૈન સાહિત્ય પ્રચારક સંસ્થાઓ અને વિદ્વાનો યથાશક્ય પ્રયત્ન કરશે, એવી હું આશા રાખી વિરમું છું. શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરીની હસ્તલિખિત ઉપયોગી પ્રતિઓની પણ મેં નોંધ કરી છે, તે સંબંધી સમય મળે વિવેચન સહિત લખીશ.



: ૫૭ :

# જૈની સપ્ત પદાર્થી

## ( સોળમી શતાબ્દિના એક જૈનન્યાય ગ્રન્થની વિસ્તૃત આલોચના )

બીજા પ્રાણીઓ કરતાં માનવમાં વિચારશકિતનો ઝાઝો વિકાસ થએલો છે. એ વિચારોને કેળવવાનાં કુદરતી સાધનો ભારતવર્ષને અનાયાસ સાંપડયાં છે. ( અત્યારે તો તે સાધનો ઉલટાં પડયાં છે ) ભારતવર્ષે જૂનામાં જૂના કાળથી મહાન્ તેજસ્વી વિચારક મનુષ્યોની જગત્‌ને અનોખી ભેટ આપવા માંડી છે. તેના ફળ સ્વરૂપ આપણા ભારતમાં ઉન્નત વિચારો, નવીન કલ્પનાઓ અને ગંભીર દાર્શનિક સિધ્ધાન્તો વધારે પ્રમાણમાં હસ્તિમાં આવી ફૂલ્યા ફળ્યા છે. કહેવાની જરૂર નથી કે તેવા વિશિષ્ટ પુરૂષોની વિચાર ગંગાએ જગતમાં વહીને જગત્‌ની સભ્ય સંસ્કૃતિ ઘડવામાં અજબ ચમત્કાર દેખાડયો છે. ને એ માન ભારતવર્ષને મળ્યું છે.

એવા વિચારકોના વિચારથી ભરેલા સેંકડો નહિ પણ લાખો ગ્રંથો બન્યા છે, એ વિચારકો અને તેમના વિચારોનો ઇતિહાસ ઘણો

અહોળો અઘરો પણ રમુજ ઉત્પન્ન કરનારો છે. પ્રસ્તુત ગ્રંથ દાર્શનિક જૈન દર્શનનો છે. પણ તે પ્રમાણમાં ન્હાનો તેમજ પ્રક્રિયા ગ્રંથ હોઇ કરી તેની ટૂંકી પ્રસ્તાવનામાં તે વિચારકો અને વિચારોના ઇતિહાસ આલેખી શકાય નહિ. અહિં તો ફક્ત પ્રસ્તુત ગ્રંથ વિષેજ બે બોલ કહી મ્હારે સંતોષ ધારણ કરવો જોઇએ.

આ વક્તવ્યમાં પ્રસ્તુત ગ્રંથનું સ્વરૂપ, નામ, તેની શૈલી ને ગ્રન્થકાર વિષે હું દિગ્દર્શન કરાવવા માગું છું.

## ગ્રંથનું સ્વરૂપ

ગ્રન્થના સ્વરૂપ વિષે કહેતાં ગ્રન્થગત વિષય–વસ્તુના સંબંધમાં ખાસ કહેવું જોઇએ.

આ ગ્રન્થનો પ્રતિપાદ્ય વિષય **ન્યાય**ની પદ્ધતિએ જૈન સિદ્ધાન્ત છે. એટલે કે આમાં જૈન પ્રમેય ( પદાર્થ ) અને જૈન પ્રમાણોનો ટૂંક પરિચય બહુ સરલતાથી ન્યાયની પ્રદ્ધતિ પ્રમાણે કરાવ્યો છે. જૈન ન્યાય સિદ્ધાન્તના મોટા ગ્રંથો વાંચવામાં પ્રવેશક ગ્રંથ તરીકે આ ગ્રંથ બહુ સહાયક નિવડી શકે તેમ છે.

તત્ત્વજ્ઞાન મેળવવા અને બૌદ્ધિક વિકાસ સાધવા માટે ન્યાય એક સુંદરમાં સુંદર વિષય છે. ઘણા લોકો ‘ આ વિષય ઘણો અઘરો છે. ’ એમ માની ન્યાયથી ભડકી એના અધ્યયનથી વંચિત રહે છે. પણ તેમનો ભય ખોટો છે. ન્યાય તો એક રસિક અને જરૂરનો વિષય છે તેમ બુદ્ધિશાળી માટે જગત્માં કોઇ પણ વસ્તુ કઠિન છે જ નહિં. યુક્તિ અને પ્રમાણોદ્વારા જેનાથી પદાર્થોનું ભાન ( જ્ઞાન ) થાય તેનું નામ **ન્યાય** છે.

જૈન સપ્તપદાર્થી નામના આ ગ્રન્થમાં જૈનોના જીવ, અજીવ વિગેરે સાતે પદાર્થોનો ટૂંકમાં બહુ સહેલાઇથી પરિચય કરાવી પછી પ્રમાણ, નય, તેના ભેદો સપ્તભંગી વિગેરે પ્રમાણ વિષયનું દિગ્દર્શન કરાવ્યું છે. બીજા પણ ન્યાયોપયોગી કેટલાક વિષયોનો સંક્ષેપમાં વિચાર કર્યો છે. જે આપેલી વિષયાનુક્રમણિકામાંથી પાઠકો જોઇ શકશે, પ્રમાણોનું અને પ્રમેયનું વર્ણન તેના લક્ષણ ભેદો વિગેરેમાં શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી સુધી જે માન્યતા હતી તે માન્યતા આમાં છે. અર્થ તરીકે કંઇ નવીન નથી.

કાળ વિષે તેના અસંખ્યાત પ્રદેશનો ઉલ્લેખ છે; તે શ્વેતામ્બરોની પ્રચલિત માન્યતા કરતાં કાંઇ જૂદો જણાય છે; પણ શ્રી સિદ્ધસેનગણિ (શ્વે૦) ની ટીકા વિગેરે જોવાથી જણાય છે કે કાળને પણ પર્યાયનયની દૃષ્ટિએ સ્વતંત્ર દ્રવ્ય માની તેના પ્રદેશો પર્યાયો માનવામાં બાધ નથી. અથવા દિગંબરો પણ આ ગ્રન્થનો લાભ લઇ શકે; એટલે કાળ વિષે પહેલા શ્વે. મત આપી પછી દિગંબર માન્યતા આપી છે. એથી ગ્રંથકારની ઉદારતા જણાય છે. એમાં જીવ વિગેરે પદાર્થ પ્રમેયનું વર્ણન નવતત્ત્વ કર્મગ્રન્થ દંડક અને તત્ત્વાર્થ સૂત્રને આધારે કર્યું હોય, તેમ આ ગ્રંથમાં આવતાં વાક્યો, શબ્દો અને ઉતારાઓ ઉપરથી જણાય છે. અને એના પ્રમાણ વિષયક લખાણમાં મુખ્યતયા **પ્રમાણ નયતત્ત્વાલોક**નો આધાર લેવામાં આવ્યો હોય છે, એ વાત આ

---

૧ જૈની સપ્તપદાર્થીમાં આટલા વિષયો ચર્ચ્યા છેઃ—દ્રવ્ય, ગુણ, પર્યાય, ભાવ, જીવ, સિદ્ધત્વ, પુદ્ગલ, ધર્માસ્તિકાય. અધર્માસ્તિકાય, આકાશ, કાળ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ, પ્રત્યક્ષ, પરોક્ષ, અનુમાન, આગમાદિપ્રમાણ, સપ્તભંગી, પ્રમેય, પ્રમાણ ફલ, આભાસ, નયનયાભાસ વિગેરે.

ગ્રંથમાં આવતા પ્ર૦ ન. ત. ના અનેક સૂત્રોથી પ્રમાણિત થાય છે. પ્રમાણ વિષયમાં કોઇ કોઇ સ્થળે તત્ત્વાર્થ સૂત્ર અને તર્કસંગ્રહની પણ અસર જણાય છે. જીવવિચારના નવતત્ત્વના વિષયોને પણ આ ગ્રંન્થમાં ન્યાયની ભાષામાં લક્ષણો બાંધી રસિક બનાવ્યા છે, જેથી જુની પદ્ધતિથી જાણવામાં કંટાળેલાને પણ આ ગ્રન્થ જાણવાનો ઉત્સાહ થાય. પ્રત્યક્ષ અનુમાનાદિ પ્રમાણ, સપ્તભંગી જેવા કઠિન વિષયોને જરા સહેલાં અને ટૂંકા કરી આમાં સમજાવ્યા છે મતલબ કે પ્રમાણ અને પ્રમેયનું એકજ પુસ્તકમાં દિશાજ્ઞાન કરાવવા આ ગ્રંથમાં જુની અને નવી અથવા આગામિક અને તાર્કિક એ બન્ને પદ્ધતિનો વચલો માર્ગ લઇ આ ગ્રન્થને સર્વોપયોગી બનાવ્યો છે.

આ ગ્રન્થ સહેલો અને ન્હાનો છે, વાકયો સુંદર છે, લક્ષણો સારાં છે, જૈન પ્રમાણની સાથે જૈન પ્રમેયની પણ પ્રક્રિયા આમાં છે. એ જોતાં ન્યાયના પ્રાથમિક અભ્યાસ માટે આ ગ્રન્થ પ્રાથમિક નિશાળની ગરજ સારે તેવો છે. **જેમ નૈયાયિક વૈશેષિક દર્શન માટે પ્રાથમિક ગ્રન્થ તરીકે તર્કસંગ્રહ છે. તેમ જૈનદર્શન માટે આ સપ્ત પદાર્થી છે. તર્કસંગ્રહ** સૂત્રબદ્ધ છે, જ્યારે આ વાકય બદ્ધ–ગદ્ય બદ્ધ છે. આના કર્તાએ, તર્કસંગ્રહને ઠેકાણે સહેલો જૈન ગ્રંથ નહિં હશે એટલે તેના અનુકરણમાં આ ગ્રન્થ રચ્યો, તથા **મુક્તાવળીને** ઠેકાણે **સ્યાદ્વાદ મુક્તાવાળી** બનાવી છે. ગ્રન્થકાર બંન્ને ગ્રંથોની રચનામાં સંપૂર્ણ સફળ થયા હોય, તેમ જણાતું નથી છતાં તેમની સરલતા અને પદાર્થોને ગોઠવવાની કળા સ્પષ્ટ રીતે તરી આવે છે. છાત્રોપયોગી ગ્રન્થ બનાવવા માટે ગ્રંથકારને ઓછું અભિનંદન નથી.

**પ્રમાણ નયતત્ત્વાલોકથી** લઇ ઠેઠ **સંમાતતર્ક** સુધીના ગ્રંથો બધાએ પ્રમાણ વિષયની અને તે પણ વાદ વિવાદની પદ્ધતિથી ચર્ચા કરે છે.

પણ જેને જૈન પ્રક્રિયાનું આછું પણ જ્ઞાન ન હોય તેને તે ગ્રન્થો બહુજ અઘરા શુષ્ક લાગે છે. જે બારાખડી ભણ્યો ન હોય તેને પહેલીથી લઇ સાતમી સુધી બધી ચોપડીઓ અને સાહિત્યિક લેખો અઘરા લાગે તેમ અહીં પણ સમજવું. વર્તમાનમાં અત્યાર સુધી તર્ક સંગ્રહ જેવો જૈન ન્યાયનો ગ્રંથ પ્રસિદ્ધ ન હતો, એટલે આપણા સાધુઓ અને જૈન ગૃહસ્થોને પણ **તર્કસંગ્રહ** જાણવો પડતો કે જેમાં જૈનતત્ત્વનું વર્ણન નથી, પણ નૈયાયિક કે વૈશેષિકનું છે. હવે દરેક જૈન સાધુ તથા ગૃહસ્થો આ ગ્રંથથી પોતાની જિજ્ઞાસા પૂરી કરી શકશે, એ ભાવનાથીજ આ ન્હાના સરલ પણ ઉપયોગી ગ્રંથને સંપાદન કરવાનું કામ મ્હેં હાથે ધર્યું છે. હું **આ**શા રાખું છું કે જૈન મુનિઓ તથા ગૃહસ્થો આ ગ્રંથને ભણી ગ્રંથકાર અને ગ્રંથ સપાદનની ભાવનાને ફળવતી બનાવશે.

## ગ્રન્થનું નામ

આનુ નામ જૈની સપ્તપદાર્થી છે. પ્રાણિ માત્રમાં બીજાનું અનુકરણ કરવાની ટેવ જરૂર હોય છે. બ્યાજબી કે ગેરબ્યાજબી થોડા ઘણા અંશે દરેક જીવો પોતાને યોગ્ય અનુકરણ કરે છે, એ આપણે મનુષ્ય પશુ અને પક્ષીઓના બ્યવહારમાં નજરે જોઇએ છીએ.

બ્યવહારની જેમ સાહિત્યકળા અને ધર્માનુષ્ઠાનમાં પણ તેનો આકાર પ્રકાર નામ વિગેરે અનુભવાય છે. અમુક ગ્રંથકારે અમુક ગ્રન્થનું એક નામ પાડ્યું એટલે તે સારૂં લાગતાં વર્ત્તમાન અને ભવિષ્યના ગ્રન્થકારો પોતાનાં પુસ્તકોના નામ પાડવામાં તે ગ્રન્થના નામનું સંપૂર્ણ કે અંશતઃ અનુકરણ કરે છે. દાખલા તરીકે કાલિદાસના **મે**ઘદૂત કાવ્યના પ્રકાર પદ્ધતિ સિવાય તેના નામનું અનુકરણ અનેક દેશ ધર્મ અને સમાજના ગ્રન્થકારોએ કર્યું. તેના ફળ સ્વરૂપ બે ડઝનથી વધારે

**દૂત** કાવ્યો બન્યાં, તેવીજ રીતે શ્રી **ભગવદ્** ગીતાનું નામ લોકપ્રિય થતાં કે સારૂં લાગતાં ગણેશ ગીતા, બુદ્ધ ગીતા, રાષ્ટ્રગીતા વિગેરે અનેક **ગીતાઓ** બની. શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે પોતાના સુંદરતમ ગ્રન્થનું નામ **ગીતાંજલિ** રાખ્યું. તેનાં પણ અનુકરણો ધર્મગીતાંજલિ વિગેરેમાં થયાં. આવાં અનુકરણોના સેંકડો દાખલા છે. તેમાં પણ બુદ્ધિનો ઉપયોગ કરી અનુકરણ કરીએ તો કલંકને બદલે શોભારૂપ થાય છે.

પ્રસ્તુત ગ્રન્થના નામમાં પણ તેના પૂર્વવર્તી નામની અસર પાડી છે એટલે કે આ ગ્રન્થની પહેલાં **सप्तपदार्थी** નામનો ગ્રંથ હતો.[२] તે સિવાય **सप्तभंगीतरंगिणी, सप्तसंधान** વિગેરે **सप्त** શબ્દથી શરૂ થતા નામવાળા પણ ગ્રંથો હતા. તેનું અનુકરણ આના નામ પાડવામાંથી થયું છે. તેથીજ જૈન દર્શન વિષયનો આ ગ્રંથ હોઇ કોઇ **જૈની** શબ્દ આગળ લગાડી આનું પૂરૂં નામ **जैनी सप्त पदार्थी** રાખ્યું છે. એ સમજી રાખવું જોઇએ કે પ્રસ્તુત ગ્રંથમાં જૈન સપ્તપદાર્થો સિવાય પ્રમાણ નય સપ્તભંગીનું દિગ્દર્શન છે.

---

૧ ઉદાહરણ તરીકે જૈન મેઘદૂત, રાષ્ટ્રમેઘદૂત, ચેતોદૂત, મનોદૂત, પવનદૂત, ચન્દ્રદૂત, શીલદૂત વિગેરે.

૨ જૈન ગ્રંથાવળીમાં આના કર્ત્તા જિનવર્ધન લખ્યા છે. જૈન સા. સં. ઇતિહાસમાં કર્તા शिवादित्य લખી જિનવર્ધનને ટીકાકાર લખ્યા છે.

૩ આગરાની અગીયાર પેજની એક તિની પંક્તિઓમાં પ્રસ્તુત ગ્રંથ (જૈન સપ્તપદાર્થી)નું નામ सप्तपदार्थी લખ્યું છે.

કેટલાક લોકો જૈન સપ્તપદાર્થી પણ આને કહે છે. અર્થની દૃષ્ટિએ તેમ કહેવામાં ફરક કે વાંધો નથી, પણ ગ્રંથકારે તો જૈની સ. પ. નામ રાખ્યું છે. જુઓ પ્રશસ્તિ.

## ગ્રંથની શૈલી

શૈલીના સંબંધની ઘણીખરી બાબતો સ્વરૂપમાં આવી ગઇ છે. જૈન સિદ્ધાન્તના ગ્રંથો બે પદ્ધતિના છે. જેમાં એક તો આગમ પદ્ધતિ અને બીજી ન્યાયપદ્ધતિ. અર્થાત્ તર્ક પદ્ધતિ. પહેલી પદ્ધતિના ગ્રંથોમાં **ભ**ગવતી વિગેરે આગમો વિષે આવશ્યક ભાષ્ય **નં**દિસૂત્ર **જી**વવિચાર **ન**વતત્વ **ક**ર્મ ગ્રંથ વિગેરે પ્રકરણાદિનો સમાવેશ કરી શકાય છે. બીજી પદ્ધતિના ગ્રંથોમાં **ન્યા**યાવતાર, **સ્યા**દ્વાદમંજરી, **પ્ર**માણમીમાંસા **અ**નેકાન્તજયપતાકા, **સ્યા**દ્વાદ રત્નાકર, **સ**ન્મતિ તર્ક વિગેરેનો અન્તર્ભાવ થઇ શકે છે. બીજી પદ્ધતિ એટલે કે ન્યાય પદ્ધતિના ગ્રંથોમાં મોટે ભાગે પ્રમાણ નય વિષયના તથા વાદવિવાદના વાદક ગ્રંથો જૈનોમાં બન્યા છે અને દેખાય છે. નવા અને ન્હાના જિજ્ઞાસુઓને ટુંકમાં ન્યાયમાં પ્રવેશ થાય, તેઓ તેનો આસ્વાદ થોડી મહેનતે લઇ શકે, તેવા **ત**ર્કસંગ્રહ, **સાં**ખ્યસંગ્રહ, **વે**દાન્તસાર વિગેરે જેવા જૈન તત્વોના પ્રક્રિયાગ્રંથો ઘણા જ ઓછા બન્યા છે. અને પ્રસિદ્ધિમાં તેથીએ ઓછા આવ્યા છે. તેથીજ તો જ્યારે હું ઇન્દોર કાવ્યતીર્થની પરીક્ષા આપવા ગયો ત્યારે ત્યાંના પ્રિન્સિપાલ ન્યાયમીમાંસાદિતીર્થ શ્રીયુત **શ્રીપાદ શાસ્ત્રીજી**એ તર્કસંગ્રહ જેવો જૈન ગ્રન્થ જુનો હોય, તો તેને અને ન હોય તો નવો બનાવી પ્રકાશિત કરવાની સૂચના કરી હતી. આ **જૈની સપ્તપદાર્થી** **જૈની** પ્રક્રિયા ગ્રંથ છે; આમાં જૈન પ્રમાણ અને પ્રમેય બન્નેનું નિરૂપણ છે. આની ભાષા સરલ સંસ્કૃત છે. **ત**ર્કસંગ્રહ સૂત્રબદ્ધ છે. **સાં**ખ્યકારિકા પદ્યબદ્ધ છે, જ્યારે આ ગ્રંથ **ન્યાય** દીપિકાની જેમ ગદ્યબદ્ધ છે. જેથી વધુ સહેલો પડે. **ન્યા**યદીપિકા (શ્રી ધર્મભૂષણની) સારી છે, પણ તે ફક્ત પ્રમાણ વિષયનું જ નિરૂપણ કરે છે.

બીજી વિશેષતા આમાં એ છે કે ગ્રન્થકાર શ્વેતામ્બર સાધુ હોવા છતાં શ્વેતાંબર દિગંબર અને સ્થાનકવાસી દરેકને સંમત તત્વોનુંજ આમાં નિરૂપણ કર્યું છે. કોઇને સાંપ્રદાયિક વાંધો આવે તેવી બાબત આમાં નાંખી નથી. તેમ અજૈનદર્શન કે કોઇ પણ તેમના સિદ્ધાન્તનું ખંડન આમાં કર્યું નથી, એ દૃષ્ટિએ આવા જમાનામાં આવો ગ્રન્થ એક આશીર્વાદ રૂપ ગણી શકાય, કે જેને સહેલાઇથી કોઇ પણ જૈન કે અજૈન, બાલ કે વૃદ્ધ, સ્ત્રી કે પુરૂષ થોડા ટાઇમમાં ભણી શકે.

## દોષ દર્શન

જ્યાં સુધી માણસ અપૂર્ણ છે, ત્યાં સુધી દોષ અનિવાર્ય છે. તેમાં કોઇએ આશ્ચર્ય કે ખોટું માનવાની જરૂર નથી. એના ગુણ દર્શને વિષે કહ્યા પછી દોષદર્શન વિષે ન કહેવાય તો આલોચના અધુરી રહે તે માટે તે તરફ પણ દૃષ્ટિપાત કરીએ.

શરૂઆતમાં ગ્રન્થકારે પ્રયોજન બતાવ્યા પછી અનુક્રમે જીવ, અજીવ, આશ્રય, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ ( પૃષ્ઠ ૪ માં ) આ સાતે પદાર્થોનો **તત્ત્વસૂત્ર** ( ત૦ ૧–૪ ) ના ક્રમથી ઉદ્દેશ (નામ નિર્દેશ ) કર્યો છે. જ્યારે લક્ષણો વિગેરે કરતાં કરતાં અનુક્રમે જીવ પુદ્ગલ (અજીવ), આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષનું નિરૂપણ **નવતત્ત્વ** ( **ગાથા** ૧ ) ના ક્રમથી કર્યું છે. એટલે કે ઉદ્દેશ કરતાં પહેલા **બંધ**ને સંવર પહેલાં ચોથે નંબરે મૂક્યો છે અને વિવેચન કરતાં બંધને છઠે નંબર–નિર્જરા પછી મૂક્યો છે. કાયદો તો એવો છે કે જે ક્રમથી ઉદ્દેશ કર્યો, હોય તેજ ક્રમથી તેનાં લક્ષણાદિ કરવાં. અહિં ક્રમ ભંગનો દોષ શા માટે કર્યો હશે, તે સમજાતું નથી.

આ ગ્રંથમાં કેટલાંક વાકયો જૈનદષ્ટિએ અપૂર્ણ જેવાં જણાય છે. તે સંબંધી મેં કોઇ કોઇ માટે નોટોમાં આલોચના કરી છે. પ્રમાણ પ્રકરણમાં ગ્રંથકારે બહુજ ટૂંકાણમાં વિચાર કર્યો છે, તેમ **यथा** વિગેરે શબ્દો લખવામાં સંકોચ કર્યો છે. જેથી નવા છાત્રોને સમજવામાં કઠીન લાગે.

આ ગ્રંથમાં જ્યાં જ્યાં પ્રમાણનયતત્વાલોક વિગેરે બીજા ગ્રંથના સૂત્રો વાકયો કે શ્લોકો લીધા છે, ત્યાં નથી તે ગ્રંથનું નામ કે નથી તેના કર્તાનું નામ. **यदुक्तं** કે **तथा चोक्तं** વિગેરે કોટેશન–અવતરણ સૂચક શબ્દો પણ મૂકયા નથી. આમાં આવતા ઘણાખરા સૂત્રો, વાકયો અને પદ્યોનો પત્તો લગાડી મેં ગ્રંથમાં અને પરિશિષ્ટમાં તે તે ગ્રંથોનાં નામો આપી દીધાં છે. આમાં કેટલાક દોષો તો ગ્રંથને સરલ અને અતિ ન્હાનો બનાવવાના ઉદ્દેશથી ગ્રન્થકારે જાણીને કર્યા હશે અને અમુક દોષ હોય તો પણ તે અનેક ગુણો અને ઘણી યોગ્યતાની **“एको हि दोषो गुणसन्निपाते निमज्जतीन्दो किरणेष्विवाङ्कः”** સૂક્તિથી ઢંકાઇ જાય છે. એનાથી કંઇ ગ્રંથ અને ગ્રંથકારનું મૂલ્ય ઓછું થવાનું નથી.

## ગ્રંથની રચના

જૈની સપ્તપદાર્થી ગ્રંથની રચના વિક્રમ સંવત્ ૧૭૫૮ માં **સમુદયપુર**માં જયસિંહ રાજાના રાજ્યકાળમાં પૂરી થઇ,[૧] એ વાત શ્રી **વિજયધર્મ**લક્ષ્મીજ્ઞાન મંદિરની ૧૧ પેજની એક પ્રતિ ઉપરથી જણાય છે. આ ગ્રન્થ હજુ સુધી કયાંય છપાયો નથી. મ્હારી પાસે આની ત્રણ હસ્ત લિખિત પ્રતો છે.

---

૧ એનો મૂળ સંસ્કૃત પાઠ આ છે:—“ इति श्री तपगच्छीये पंडित श्रीयशःसागरगणि शिष्य पं यशस्वत्सागरविशिषितेयं सप्तपदार्थीप्रस्फुर्तिभावमबोभजत्। संवत् १७५८ वर्षे समुदय पुरवरे श्री जयसिंहराज्ये

: ૫૮ :

# શ્રી યશસ્વત્ સાગરગણિ[1]

## જૈની સપ્તપદાર્થીના કર્તા

જૈની સપ્તપદાર્થી ગ્રન્થના બનાવનાર શ્રીમાન્ યશસ્વતસાગરગણિ છે. ઘણાખરા નિઃસ્પૃહી જૈન સાધુઓની જેમ તેમણે પોતાનાં જન્મ, દેશ, તે સમય, માતા પિતાનાં નામ, અવસ્થા વિગેરે સંબંધી લખવામાં ઉપેક્ષા કરી છે. ત્યાગની દૃષ્ટિએ એ પદ્ધતિ વખાણવા જેવી છે. પણ ઇતિહાસકારોને માટે એ પદ્ધતિ દુઃખકર જેવી લાગે છે. આ ગ્રંથની પ્રશસ્તિના છેલ્લા શ્લોકથી જણાય છે કે તેઓ **શ્રીયશઃ સાગરગણિ**ના શિષ્ય હતા, **તપાગચ્છ**ની વિજય, વિમળ **ચન્દ્ર**, રત્ન **સુન્દર** વિગેરે અનેક શાખાઓ પૈકીની એક **સાગર** શાખાના તેઓ જૈન સાધુ હતા. તેમના વખતમાં જુદી જુદી શાખાના જૈન સાધુઓમાં પરસ્પર એટલો બધો સંપ હતો કે એક બીજાની શાખાના યોગ્ય

---

૧ જૈન જ્યોતિ, અમદાવાદ ૨૮-૭-૩૪

સાધુ પાસે સાધુઓ શિષ્યની જેમ આજ્ઞામાં રહેતા ને ભણતા. શ્રી **યશસ્વત્** સાગર **સ્યાદ્વાદ મુક્તાવલીની** પ્રશસ્તિમાં લખે છે કે તેમના ગુરૂના ગુરૂ **શ્રીકલ્યાણસાગર શ્રી વિજયપ્રભસૂરિ**ની આજ્ઞામાં હતા,

શ્રી **યશસ્વત્** સાગર પોતાની **સ્યા**દ્વાદમુક્તાવળીના દરેક સ્તબકના (ચારેના) અંતમાં શ્રી **ચારિત્રસાગર**નો બહુ માનપૂર્વક ઉલ્લેખ કરે છે. કોઇ સ્થળે તેમને ગુરૂ કહે છે. કોઇ સ્થળે મહાન્ વિદ્વાન્ જણાવે છે. કોઇ સ્થળે રત્નત્રિતય–જ્ઞાન દર્શન ચારિત્રના દેનાર આલેખે છે. એનાથી એમ તર્ક થાય છે કે કાં તો તેઓ આપણા ગ્રન્થકારના વિદ્યાગુરૂ હશે, કાં દાદા ગુરૂ અથવા સહુ પહેલા ધર્મમાં જોડનાર હશે. એ પણ નક્કી છે કે ગ્રંથકારના વખતમાં **ચારિત્રસાગર**જી હયાત હતા અને તેમના દીક્ષાગુરૂ **યશસાગર** ઉપર તેમનો સ્નેહ હતો, તે કરતાં ઘણો વધારે સ્નેહ **ચારિત્રસાગર** ઉપર શ્રી **યશસ્વત્** સાગર રાખતા હતા. સ્યા. મુ. ના ચોથા સ્તબકના ૪૨ મા શ્લોકથી જણાય છે કે **ચારિત્ર**-સાગર જબ્બર વિદ્વાન્ હતા. આપણા ચરિત્ર નાયકનો ઘણોખરો અભ્યાસ એમની પાસે થયો હશે, એમ લાગે છે.

શ્રી **યશસ્વત્** સાગરને ભણવાની ઘણી ધગશ હતી. ન્યાય દર્શન શાસ્ત્ર ઉપર તેમનો પ્રેમ અધિક હતો. તેમણે દર્શનના અનેક ગ્રંથો વાંચ્યા હશે. જેના જેના દોહનરૂપે તેઓએ અનેક ગ્રંથો લખ્યા છે. જેમ જુના ગ્રંથો છે તેવા મ્હોટા અને કઠીન ગ્રંથો લખવાનો એમણે મોહ ન રાખ્યો, પણ જેની જરૂર–ન્યુનતા છે, જે ઉપયોગમાં બધાને આવી શકે તેવા સરલ નાના અને સર્વ ઉપયોગી ગ્રંથો જ તેઓએ બનાવ્યા છે. જૈનોમાં **મુક્તાવળી** અને તર્કસંગ્રહની ખોટ જણાતી હતી એટલે સ્યાદ્વાદ મુક્તાવળી, જૈની સપ્તપદાર્થી અને જૈન તર્ક ભાષા

૧ જુઓ સ્યાદ્વાદ મુક્તાવલી ૧–૮૯ શ્લોક.

જેવા ગ્રંથો તેમણે બનાવ્યા. તેઓએ ન્યાયના ગ્રંથો બનાવવામાં શ્રી **વાદિદેવસૂરિના પ્રમાણનયતત્વાલોક** અને તેની ટીકાઓનો ઘણો આધાર લીધો છે એ વાતનો તેઓએ પોતે પણ અનેક સ્થળે ઉલ્લેખ કર્યો છે. ન્યાય સિવાય કાવ્ય અને જ્યોતિષના પણ વેત્તા હતા. ન્યાય જેવા વિષયને જૂદા જૂદા છન્દોના શ્લોકોમાં બનાવવા એ કાવ્ય બનાવવાના અભ્યાસ વગર કેમ બને? તેમની સ્યાદ્વાદ મુક્તાવળી આખીયે શ્લોક બદ્ધ છે.

તેઓ મધ્યમ કોટીના વિદ્વાન્ હતા, પણ તેમણે દરેક વિષયનો પરિચય મેળવ્યો હતો. તેમના વિચારો ઉદાર હતા, એ વાત તેમના અન્યાન્ય ગ્રંથોથી જણાય છે. તેઓ અર્વાચીન હોવા છતાં તેમના જીવન પર ઝીણવટથી અત્યાર સુધી પ્રકાશ નથી પડયો તે માટે મને દુઃખ છે. તેમનો જીવનકાળ અઢારમી સદી છે કે જે સદીમાં મહાન્ જ્યોતિર્ધર શ્રી **યશોવિજયજી**ની પ્રતિભા જ્યોતિનો પ્રકાશ ફેલાયો હતો. એ ખુશી થવા જેવું છે કે ગ્રંથકારના ૧૪ જેટલા ગ્રંથો ઉપલબ્ધ થયા છે.

## તેમના ગ્રન્થો

ગ્રંથનું નામ.

× ૧ વિચારષટ્ત્રિંશિકા

× ૨ ભાવસપ્તતિકા

* ૩ જૈની સપ્તપદાર્થી

* ૪ શબ્દાર્થ સંબંધ

* ૫ પ્રમાણ વાદાર્થ

* ૬ જૈન તર્કભાષા
* ૭ વાદ સંખ્યા
× ૮ સ્યાદ્વાદ મુકતાવળી
* ૯ માનમંજરી
* ૧૦ સમાસ શોભા
* ૧૧ ગૃહલાઘવ વાર્તિક
× ૧૨ યશોરાજિ પદ્ધતિ
+ ૧૩ વાદાર્થ નિરૂપણ
× ૧૪ સ્તવન રત્ન

× આ નિશાનવાળા ગ્રંથો ઉદયપુરમાં છે.

* આ નિશાનના ગ્રંથો શ્રી વિજયધર્મ લક્ષ્મી જ્ઞાનમંદિરમાં છે.

+ સ્યા. મુકતાવળીને ભજન સાહિત્યના મહાન્ લેખક ઉદાર આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મ. સંપાદિત કરી છે. પણ સાહિત્ય અને કળાની દૃષ્ટિએ તેમાં અનેક સ્ખલના, અશુદ્ધિઓ રહેવા પામી છે. તેનું ફરી સુંદર સંપાદન થવું જોઇએ. તેની છપાએલી એક કાપી મુનિરાજશ્રી હેમન્દ્રસાગરજીએ પૂરી પાડી છે, તે માટે તેમનો આભાર માનું છું



: ૫૯ :

# શ્રી જિનસહસ્ર નામ.

પંડિત મનુષ્યનો સ્વભાવ છે કે આવશ્યકતાનુસાર નવીન અને ઉપયોગી લખવું. પ્રાકૃત ભાષાથી જ્યારે લોકોની સંસ્કૃત ભાષા તરફ રૂચિ વધવા લાગી ત્યારે વાચક ઉમાસ્વાતિ, શ્રી સિદ્ધસેન દિવાકર આદિ મહાપુરૂષોએ સંસ્કૃત ભાષામાં દર્શન, ધર્મ, કાવ્ય, નાટક, ચરિત્ર, જ્યોતિષ, વૈદક આદિ વિષયોના ભિન્ન ભિન્ન પદ્ધતિના ગ્રન્થો બનાવવાની કમર કસી. છુટથી લખતા સાહિત્યમાં અનેક શબ્દોનો પ્રયોગ કરવો પડે છે. આથી જ જિન (તીર્થંકર) કે ઇશ્વર આદિને માટે અનેક શબ્દોના પ્રયોગો કરવા પડયા. આ કારણથી કોષકારોએ ભવિષ્યના લોકોના હિતને માટે તે તે શબ્દોનો સંગ્રહ કરી અને યથાયોગ વ્યુત્પત્તિથી નવા શબ્દો પણ બનાવી, એકાર્થક **શ્રી जिन सहस्रनाम** આદિ અનેક કોષો બનાવ્યા છે.

---

૧ અભિધાન ચિંતામણિ, અમરકોષાદિ કોષો પણ એકાર્થક પર્યાય શબ્દોના છે. આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજીએ પોતાના અભિધાન ચિંતામણિ કોષમાં જિનના अर्हन्, जिन, पारगत, त्रिकालविद्, क्षीणाष्टकर्मा, परमेष्ठी,

## જિનસહસ્ત્ર નામના કર્તા.

જિનસહસ્ત્ર નામના અનેક ગ્રંથો સંભળાય છે તથા જોવામાં આવે છે. તેના કર્તાના નામો પણ ભિન્ન ભિન્ન મળે છે, પણ તેના ખરા કર્તા કોણ છે ને તે બધાઓમાં પ્રથમ કોણ છે, તે સંબન્ધી હજી કંઇ પણ નિર્ણય થયો નથી. અત્યારે મારી પાસે બે **जिनसहस्त्र**ની હસ્તલિખિત પ્રતિઓ છે, તેમાં એક તો ઉજ્જૈનની પ્રતિ છે. તેમાં કુલ ૪૧ શ્લોકો છે. તેટલા શ્લોકોમાં ગ્રન્થ પુરો થયો છે. છેવટે **इति जिनेन्द्रसहस्त्रनाम** લખ્યું છે, પરંતુ નામ ગણતા આ ગ્રંથમાં ૨૫૦ થી વધારે જિન નામ નથી. મને લાગે છે કે જિનના પર્યાયવાચક નામવાલા કોઇ અન્ય જિનસહસ્ત્રનામ કોષના અનુકરણથી રૂઢ નામ આમાં લખી દીધું હશે. તપાસ કરતાં **रत्नसागर** નામના મુદ્રિત ગ્રંથમાં પણ આ ગ્રન્થ છપાયો છે. આનું હેડિંગ **अथ लघु-जिनसहस्त्रनाम** રાખ્યું છે. એનાથી એ કલ્પના થાય છે કે પ્રસ્તુત ગ્રંથ **लघुजिनसहस्त्रनाम** હશે અને બૃહદ્ જિનસહસ્ત્રનામ અન્ય ગ્રંથ હશે, જેમાં જિનના ૧૦૦૦ નામો હશે.

## ૧ જિનસહસ્ત્ર નામ

ઉજ્જૈનવાલી પ. ૨ ની પ્રતિ જેનો મેં ઉપર નિર્દેશ કર્યો છે તેના કર્તાનું નામ તે પ્રતિમાં તો નથી. **रत्नसागर**માં આ ગ્રંથ ના

---

अधीश्वर, शंभु, स्वयंभू, भगवान्, तीर्थंकर, तीर्थंकर, આદિ ૨૫ શબ્દો આપ્યા છે. વૈદિક લોકોમાં પણ नारायण सहस्त्रनाम વિગેરે ગ્રન્થો जिन सहस्त्रनामના જેવા ઘણા વખતથી છે. એમ कादम्बरीना अविच्छिन्न पठ्यमाना नारायण नामसहस्त्रम् ( कादम्बरी पृ. १४३ निर्णयसागरीया ) ઉલ્લેખથી જણાય છે. આવા ગ્રન્થો મંગલાર્થ સ્તોત્ર તરીકે પણ ભણાતા અને સાંભળવામાં આવતા હતા.

૪૧ શ્લોકો પુરા થયા પછી **इति भद्रबाहुस्वामिना विरचितं लघुसहस्रनाम संपूर्णम्** લખ્યું છે. વસ્તુતઃ આ ગ્રન્થના કર્તા શ્રી **ભદ્ર**બાહુસ્વામી છે કે નહી તેની પૂરી પરીક્ષા કરવાની જરૂર છે.

આ ગ્રન્થનો પ્રારંભ ભાગ આ પ્રમાણે છેઃ—

**अथ जिनसहस्त्रनाम स्तुति लिख्यते ॥**

**नमस्त्रैलोक्यनाथाय, सर्वज्ञाय महात्मने ।**
**वक्ष्ये तस्यैव नामानि मोक्षसौख्याभिषुकः ॥१॥**[1]
**निर्मलः शाश्वतः शुद्धः निर्विकल्पो निरामयः ।**
**निःशरीरो निरातङ्कः सिद्धः सूक्ष्मो निरंजनः ॥२॥**

આનો અંતિમ ભાગ આ પ્રમાણે છે—

**लोकेशो लोकसंसेव्यो लोकालोकविलोकनः ।**
**लोकोत्तमस्त्रिलोकेशो लोकाग्रशिखरस्थितः ॥४० ॥**
**नामान्यष्टसहस्राणि ये पठन्ति पुनः पुनः ।**
**ते निर्वाणपदं यान्ति मुच्यते नात्र संशयः ॥४१॥**

**इति जिनेन्द्रसहस्रनामः ॥**

છેલ્લા ( ૪૧ મા ) શ્લોકથી જણાય છે કે આમાં ૧૦૦૮ નામો છે, જ્યારે આના ૪૦ શ્લોકોમાં તો ૨૫૦ થી વધારે નામો નથી, તે હું પહેલાં લખી ચૂકયો છું. તેથી કાં તો આના વચલા શ્લોકો લહિયાના પ્રમાદથી રહી ગયા હોય, કાં મારી પહેલાની કલ્પના પ્રમાણે પૂર્વ ગ્રન્થના અનુકરણથી **जिनसहस्त्रनाम** ની જેમ **नामान्यष्ट-**

---

૧ કોઇ સ્થલે॰ अभिलाषया પાઠ પણ છે.

**सहस्राणि** લખી દીધું હોય. હું વિહારમાં હોઇ મારી પાસે કંઇ સામગ્રી નહી હોવાથી આ માટે હું નિર્ણય કરી શકતો નથી.

આ ગ્રન્થ રત્નસાગરમાં પૃ. ૨૦૭માં આખો ( ૪૧ શ્લોક ) છપાયો છે. આ પ્રતિ કરતાં તેમાં થોડો પાઠભેદ છે.

## ૨ જિનસહસ્ત્રનામ.

બીજું જિનસહસ્ત્રનામ **આગર** ( માલવા ) ના દિગંબર જૈન મંદિરના ભંડારનું છે. આના કુલ ૩૫ પાના છે, જે લંબાઇ અને પહોળાઇમાં સાધારણ પાના કરતા મોટા છે. તેના પ્રારંભમાંઃ—

**॥ ओं नमः सिद्धेभ्यः ॥ अथ जिनसेनाचार्यकृतसहस्त्रनाम लिख्यते ॥**

**स्वयंभुवे नमस्तुभ्यं मु(उ)त्पाद्यात्मानमात्मनि ।**
**स्वात्मनैवर्त (?) थोभूदूतवृत्तये चिंत्यवृत्तये ॥ १ ॥**

આ પ્રમાણે મોટા અક્ષરોમાં ૩૪ મૂલશ્લોકો લખી **इति स्तुति** લાલ અક્ષરોમાં લખ્યું છે, તે પછી—

**श्रीमान् स्वयंभूर्वृषभः: शंभवः शंभूरात्मभूः ।**
**स्वयंप्रभःप्रभूर्भोक्ता, विश्वभूरपुनर्भवः ॥ ३५ ॥**

૩૫ મા શ્લોકથી દરેક શબ્દ ઉપર ભાષામાં ટબાની જેમ અર્થ લખ્યા છે; જેમ **श्रीमान्** શબ્દનો અર્થ–**श्रीमान् कहिए, अनंत चतुष्टयके नाथ.** આ પ્રમાણે ૧૬૬ શ્લોક ૩૫ પેજમાં પૂરા કર્યા છે, તે પછી લાલ અક્ષરોમાં **इति जिनसेनाचार्य विरचिते जिन-सहस्त्रनाम संपूर्णम् ॥** તે પછી લહિયાએ પોતાનો પરિચય આપતા લખ્યું છે કે—

**लिखितं ब्राह्मण वालरामनारायणने स्वहस्तसे लिखी ग्राम आगर के मंदिरमें लिखी संवत् १९५३ शके १८१८ मिती मार्गशीर्ष शुद ६ गुरुवासरे मन्दसोरमें लिखी प्रत्र लिखी पत्र संख्या ६५ श्लोक मूल १६६ टीका श्लोक ९३४ जुमले ११००**

આ ઉલ્લેખથી જણાય છે કે આના કર્તા **શ્રીજિનસેનાચાર્ય** છે, જે દિગંબર મુનિ છે. દક્ષિણના **અમોઘવર્ષ**ના ધર્મગુરૂ, મહાપુરાણ **પાર્શ્વાભ્યુદય**ના કર્તા **જિનસેન** તે જ આના કર્તા છે કે બીજા? તે સંબંધી શોધ કરવી જોઇએ. ઉપર સૂચવેલ પહેલા (લઘુ) જિનસહસ્ત્ર નામ કરતાં આ ઘણું મોટું છે.

આ બે સિવાય બીજા-પણ જિનસહસ્ત્રનામના ગ્રંથો છે. તેના કર્તા, મહત્ત્વ, વિશેષતા આદિ વિષયો ઉપર કોઇ પ્રકાશ નાંખવા પ્રયત્ન કરશે એવી આશા રાખી આ લઘુ લેખને અહિં જ બંધ કરૂં છું.

મને બીજા જિનસહસ્ત્ર નામની પ્રતિ બતાવવા **આગર**ના દિગંબર શ્રીયુત **ભૂરાલાલજી** જૈને ઉદારતા બતાવી છે, તે માટે તેઓને ધન્યવાદ આપું છું. **આગર**ના ભંડારમાં (દિગંબર મંદિરના ભંડારમાં) ૬૬ હસ્તલિખિત ગ્રન્થો છે, પણ તેમાં મોટો ભાગ ભાષાનો છે, એ નવી લખાવેલ છે.



: ૬૦ :

## શ્રી યશોવિજયજીના જીવન વિષે

# નવો પ્રકાશ.[1]

આપણા દેશમાં અઠંગ વિદ્વાન્ અને વીરપુરૂષો પ્રતિ આપણી માનદૃષ્ટિ જરૂર છે. પણ તેમના જીવનકાર્યની રીતસર તારીખ વાર નિશ્ચિત હકીકત જાણવા અને જણાવવાની તમન્ના યુરોપીયન લોકો જેવી આપણી નથી. એનું જ એ કારણ છે કે જુના વખતથી શુદ્ધ ઇતિહાસના ગ્રંથો આપણે ત્યાં લગભગ નથી બન્યા, તેથી આપણને ૨૫૦૦ વર્ષનો પણ શૃંખલાબદ્ધ વ્યવસ્થિત ઇતિહાસ જડતો નથી, એ બીના ખરેખર દુ:ખ ઉત્પન્ન કરનારી છે. આપણા અનેક ધર્મનેતા, અનેક કવિ અને કોષકારો, ઘણા રાજા અને મંત્રીઓ, નૈયાયિક અને વૈયાકરણો અંધકારમાં છે. તેઓએ આત્મ પુરૂષાર્થથી કઇ કઇ દિશામાં પોતાની જ્યોતિ ફેલાવી ? ક્યાં જન્મ્યા ? ક્યાં નિર્વાણ પામ્યા ? કયા કયા વિષયના કેટલા કેટલા ગ્રંથો લખ્યા ? તે સંબંધી આપણી પાસે પ્રબલ સામગ્રી

---

૧ જૈન, ભાવનગર ૨૫ માર્ચ ૧૯૩૪.

નથી, એટલે આપણે કંઇ પણ નિશ્ચય કરી શકતા નથી. ઘણી વખતે તો પાશ્ચાત્ય દેશોના લેખકોની કલ્પનાને આધારે આપણે એવો ખોટો અને હાનિકર મત બાંધીએ છીએ કે જેથી તે આધારે બીજાઓ પણ ગુંચવાઇ જઇ ઇતિહાસની કમબખ્તી કરે છે.

પણ હવે કેટલાક સમયથી એ કમજોરી કે ખામી તરફ કેટલાકનું ધ્યાન ગયું છે. છુટા છવાયા પ્રયત્નો પણ થવા લાગ્યા છે, એ આપણા સદ્‌ભાગ્યનું ચિહ્ન છે. બીજી તરફ જૈન, વૈદિક અને બૌદ્ધોના પ્રાચીન સાહિત્ય, **સિક્કા**, **મૂર્તિ** અને **મોહન જો ડેરો** જેવા અતિ પ્રાચીન નગરોનો પ્રકાશ થવાથી સામગ્રી પણ વધતી જાય છે. આમ ક્રમશઃ ઇતિહાસનાં સાધનો પ્રકાશમાં આવતાં જશે અને લોકોની ઇતિહાસ પ્રત્યેને રૂચિ વધતી જશે, તો નિકટના ભવિષ્યમાં આપણે આપણા પૂર્વ પૂજ્ય કવિ, **વિદ્વાન્** અને **વીરપુરૂષો**ને ઓળખવા અને ઓળખાવવા ભાગ્યશાળી થઇશું.

સત્તરમી સદી વિદ્યાના પ્રકાશથી ઉજ્વલ હતી. આ સદીમાં પ્રચંડ **નૈયાયિકો**, ઉદ્‌ભટ **કાવ્યાલંકારવેત્તાઓ**, જબ્બર **જ્યોતિષિઓ**, વિશ્રુત **સ્મૃતિશાળીઓ** અને **મહાન્ વ્યાકરણવિશારદો** પાક્યા છે, તેમાં **શ્રી યશોવિજયજી** ઉપાધ્યાય પણ એક છે. તેમની પ્રતિભાશક્તિ, કાર્યકુશલતા અને **ચારિત્રપ્રભા** અજબ હતી. તેમણે ઉચ્ચ કોટીનું સાહિત્ય લખી હંમેશને માટે અમર નામ મેળવ્યું છે. **શ્રી યશોવિજયજી**ના લખેલા ગ્રંથોની સંખ્યા સો કરતાં વધારે છે, જે ગ્રંથો ભિન્ન ભિન્ન વિષયના પ્રમાણભૂત કહેવાય છે. **જૈનનવ્ય** ન્યાયમાં તો તેઓએ જ પહેલી લેખિની ચલાવી છે. તર્કના કર્કશ સિદ્ધાન્તોનો ઉંડામાં ઉંડો અભ્યાસ કરી **ન્યાયખંડનખાદ્ય**, **ન્યાયાલોક** જેવા મહાન્ દુર્ઘટ ગ્રંથો બનાવી તેઓએ ગુજરાતનું મુખ ઉજ્વલ કર્યું છે. તેઓ અનેક વિષયના

વિશારદ હતા. ન્યાયની જેમ પાતંજલ યોગ સૂત્રવૃત્તિ, અધ્યાત્મોપનિષદ્, અધ્યાત્મસાર, અધ્યાત્મપરીક્ષા જેવા યોગના, કાવ્યપ્રકાસ ટીકા જેવા અલંકારના ગ્રંથો, છન્દચૂડામણિ જેવા છાન્દસિક ગ્રંથો અને **શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ, શમીના પાર્શ્વનાથ** અને **ગોડી પાર્શ્વનાથ** જેવા **સ્તોત્ર**કાવ્યના ગ્રંથો લખી પોતાની પ્રવીણતા દેખાડી છે.

તેમણે સંસ્કૃતમાં જ સાહિત્ય સર્જન કરી સંતોષ કે મહત્તા માની નથી, પરન્તુ પોતાની માતૃભાષા ગુજરાતીમાં પણ ઉંચા પ્રકારનું સાહિત્ય બનાવ્યું છે, એ ખરેખર ખુશી થવા જેવું છે. તેમની ગુજરાતી ભાષામાં પણ ગુણ અલંકાર અને રસની છટા ખાસ ધ્યાન ખેંચનારી છે, પણ આ સ્થળે તે વિષય નહિં હોવાથી તેનો પરિચય આપી શકતો નથી.

જેમ બીજા **વિદ્વાન્ કવિ** અને **વીરપુરૂષો**ના જીવન વિષે છૂટા છવાયા અનેક પ્રકારના ઉલ્લેખોથી જગત્માં તેમના જીવન વિષે અનેક માન્યતાઓ ફેલાએલી હોય છે તેમ **શ્રી યશોવિજયજી**ના જીવન વિષે પણ અનેક **કિંવદન્તીઓ** ચાલતી હતી અને ચાલે છે. હજુએ તેમના સાંગોપાંગ જીવન વિષે ખાસ સામગ્રી મલી નથી. અત્યારસુધી તેમનું ઐતિહાસિક દૃષ્ટિએ સંપૂર્ણ અને વિશ્વસ્ત જીવનચરિત્ર લખાયું નથી.

થોડા સમયથી **સુજસવેલી** નામનો એક નાનકડો ગુજરાતી ભાષામાં લખાયેલ ગ્રંથ મલ્યો છે. બાલસાહિત્યના લેખક ભાઇ **ધીરજલાલ ટોકરશી**એ અમદાવાદના **શાંતિસાગરજી**ના ભંડારમાંથી **પં. ભગવાનદાસ** દ્વારા પ્રસ્તુત ગ્રંથની પ્રતિ મેળવી છે. તેઓએ આ સંબંધી આલોચનાત્મક એક પુસ્તક તૈયાર કરવા મને કહ્યું, પણ હું બીજા સાહિત્યક કાર્યોમાં ગુંથાયેલો હોવાથી યથા સમય તે કાર્ય જલ્દીથી કરી શકું નહિ, તેથી જ્યારે જૈનયુગના ભૂતપૂર્વ

તંત્રી સાહિત્યરસિક ભાઇ **મોહનલાલ દલીચંદ દેશાઇ** B. A. L. L. B. મને મળ્યા ત્યારે રા. **ધીરજલાલ**ને મેં કહ્યું કે જલ્દી કાર્ય કરવું હોય તો સાક્ષરવર્ય **મોહનલાલભાઇ**ને આપો. તે બન્ને મહાનુભાવોએ મ્હારી આ વાત કબુલ કરી, મેં સુજસવેલીની પ્રતિ **મોહન**ભાઇને આપી, પણ ભાઇ **મો**હનલાલ દ. દેસાઇનું સંપાદિત પુસ્તક પ્રકાશિત થાય, તે પહેલાં પ્રસ્તુત ગ્રંથનો સારાંશ લખી પ્રકટ કરાય તો સારૂં એવી રા. **ધી**રજલાલની ઇચ્છા હોવાથી પ્રસ્તુત ગ્રંથનો ટુંક સાર આ સ્થળે આપવા મેં વિચાર કર્યો છે.

ગ્રંથકારે **સરસ્વતી** અને **સુગુરૂનું** સ્મરણ કરી ગ્રંથનો પ્રારંભ કર્યો છે.

શ્રી **યશોવિજયજી મહારાજ**ના ગામ પિતાદિ વિષે આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

શ્રી યશોવિજયજીના ગામનું નામ કન્હોડું
,, જાતિ વૈશ્ય–વાણીયા
,, પિતાનું નામ–નારાયણ
,, માતાનું નામ–સૌભાગ્યદેવી
,, નામ જસવંત
,, નાના ભાઇનું નામ પદ્મસિંહ
,, દીક્ષા વિક્રમ સંવત ૧૬૮૮
,, દીક્ષાસ્થળ–પાટણ
,, દીક્ષા ગુરૂનું નામ શ્રી નયવિજયજી
,, વડી દીક્ષા દેનારનું નામ શ્રી વિજયદેવસૂરિ
,, નિર્વાણ સંવત્ ૧૭૪૩
,, નિર્વાણ ગામ ડભોઇ

## જીવનપ્રભા

**શ્રીયશોવિજયજી મહારાજે** વિક્રમ સં. ૧૬૮૮ માં જૈન સાધુ–દીક્ષા લીધી. તે જ વર્ષે ગુરૂ પાસે સામાયિકાદિ શાસ્ત્રોના અભ્યાસની સાથે યોગોદ્વહનક્રિયા કરી મોટી દીક્ષા લીધી. પોતાની તીવ્ર જીજ્ઞાસાથી ગુરૂ પાસે અગ્યાર વર્ષ સુધી રહી જૈનશાસ્ત્રોમાં પ્રવીણતા મેળવી.

વિક્રમ સં. ૧૬૯૯ માં પોતાના ગુરૂ **શ્રીનયવિજયજી** સાથે **શ્રી યશોવિજયજી** રાજનગર–અમદાવાદમાં આવ્યા. અમદાવાદના નાગરિકોની આગળ **યશો**વિજયજીએ આઠ અવધાન કરી બતાવ્યાં, જેની અસર પ્રજા ઉપર સારી થઇ હતી. તે વખતે **ઓસવાળ** જાતિમાં **ધનજી સૂરા** નામનો એક શેઠ હતો, જે ઘણો દાની અને **અમદાવાદ** જૈનસંઘમાં આગળ પડતો ભાગ લેતો હતો. તે **ધનજી** સૂરાએ શ્રી **યશો**વિજયજીની પ્રતિભાશકિતથી ચમત્કૃત થઇ **નય**વિજયજીની આગળ કહ્યું કે શ્રી **યશો**વિજયજી તીવ્ર પ્રતિભાસંપન્ન છે, યોગ્ય છે. જો સારી રીતે ભણે તો બીજા હેમચંદ્રાચાર્ય થાય. શ્રી **નય**વિજયજીએ કહ્યું કે અત્યારે **કાશી**ના **બ્રાહ્મણો** જ વિદ્વાન્ છે, પણ **સાંપ્ર**દાયિક દ્વેષથી તે **બ્રાહ્મણો** જૈન સાધુઓને ભણાવે નહિ, માટે દ્રવ્યનું સાધન હોય તો તે કાર્ય થઇ શકે. **ધનજી** સૂરાને જૈનધર્મ માટે ધગશ ઘણી હતી. તે વિદ્યા અને વિદ્વાન્‌ની કીંમત સમજતો હતો, તેથી ઉત્તરમાં **ધનજી** સૂરા બોલ્યો કે આ કામ માટે હું બે હજાર (૨૦૦૦) રૂપીયા આપું છું. જ્યારે જ્યારે દ્રવ્ય–ધનની જરૂરત હોય ત્યારે ત્યારે સમાચાર આપશો એટલે હું તરતજ મોકલી આપીશ. જેમ શેઠ **વીરચંદ દીપચંદ**ની સહાયતાથી શ્રી **વિજયધર્મસૂરિ મહારાજ કાશી**માં ભણી અને સાધુઓને ભણાવી જૈનધર્મની પ્રગતિ કરી શક્યા

તેમ યશોવિજયજીએ પણ કાશીમાં જઇ વિદ્વાન્ થઇ વિજયધ્વજા ફરકાવી.

## કાશી ગયા.

શ્રી નયવિજયજી પોતાના શિષ્ય યશોવિજયજીને લઇ કાશી પહોચ્યા. વિહારમાં તેમને અનેક કષ્ટોનો મુકાબલો કરવો પડયો.

## અભ્યાસ અને પારંગતતા

કાશી જૂના કાળથી વિદ્યાનું ધામ છે. તે વખતે અનેક વિષયોના અઠંગ વિદ્વાનોથી કાશી પ્રકાશવાળી હતી. યશોવિજયજીની પ્રતિભા તીવ્ર હોવાથી તર્ક વિદ્યા ભણવાનો તેમનો ઉત્સાહ અનેરો હતો. ગુરૂ, શિષ્યના સાચા હિતેચ્છી હતા એટલે શિષ્યના અભીષ્ટ વિષયને ભણવવાનો તેમણે બંદોબસ્ત કર્યો. તે વખતે કાશીમાં ન્યાયના પ્રખર વિદ્વાન્ એક ભટ્ટાચાર્ય હતા જેમની પાસે ૭૦૦ શિષ્યો દરરોજ દર્શનશાસ્ત્ર શિખતા હતા. શ્રી યશોવિજયજી જૈન સાધુ પણ તેમની પાસે એકાગ્રતાથી ભણવા લાગ્યા. જૈન સાધુને ભણાવવામાં બ્રાહ્મણો સંકોચ કરતા. ભટ્ટાચાર્યને, ધનજી સૂરાએ ભણાવવા માટે આપેલ ૨૦૦૦ માંથી રોજનો એક રૂપીયો ભણાવવાનો આપવાનું ઠરાવ્યું, તેથી ભટ્ટાચાર્ય ખુશીથી ભણાવવા લાગ્યા. તીક્ષ્ણ પ્રતિભાવાલા યશોવિજયજી એક પછી એક દર્શનના સિદ્ધાંતોને ઝડપથી હસ્તગત કરતા ગયા. ત્રણ વર્ષમાં તેઓએ પ્રાચીન અને અર્વાચીન દર્શનશાસ્ત્રમાં અનોખી યોગ્યતા મેળવી. ભટ્ટાચાર્ય અને બીજા વિદ્વાન્ આ ગુજરાતી જૈન સાધુની પ્રતિભા જોઇ છક જ થઇ જતા હતા. ઘણા ખરાને ઇર્ષ્યા થતી હતી. વ્યાકરણ અને કાવ્યમાં પણ તેઓ નિષ્ણાત થયા.

## વાદમાં વિજય

જેઓ પોતાની વિદ્વત્તાનો ડંકો લેવા ચાહતા હતા, જગતમાં દિગ્વિજયી પંડિત તરીકે પંકાવવા તમન્ના કરતા, તેઓ **કાશીના** પંડિતો સાથે આજકાલની જેમ નહિં, પણ વ્યવસ્થિત રીતે વાદ કરવાના પ્રયત્નો કરતા. તે વખતે એક **સંન્યાસી** કાશીના પંડિતોને હરાવવા ત્યાં આવ્યો. શ્રી **યશો**વિજયજીએ તેની સાથે **શાસ્ત્રાર્થ** કરવા બીડું ઝડપ્યું. વ્યવસ્થિત રીતે બન્નેનો **શાસ્ત્રાર્થ** થયો; તેમાં વિજય **યશો**વિજયજીનો થયો. આ જીતથી તેમનો યશ **વિદ્**-મંડલીમાં દૂર સુધી ફેલાયે.. વિદ્વાનો આકર્ષાયા. જૂદાજૂદા વિદ્વાનોએ **કાશી**માં મળી શ્રી **યશો**વિજયજીને **ન્યાયવિશારદ**ની પદવી ( ટાઇટલ ) આપી. **યશો**વિજયજીએ પ્રેમ અને આભારપૂર્વક તે માન સ્વીકાર્યું. **બ્રાહ્મ** અને **શ્રમણ** સંસ્કૃતિની અંદર મીઠો અને ગાઢ સંબંધ કરવામાં આ પદવી સાંકળસમી હતી. તેની બીજી આવૃત્તિ વીસમી સદીમાં શ્રી **વિજયધર્મસૂરિ**ના વખતમાં **કાશી**માં થઇ, કે જ્યારે **કાશીરાજા**ની અધ્યક્ષતામાં વિજયધર્મસૂરિને **શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય**ની પદવી પંડિતોએ આપી હતી.

## કાશીથી આગ્રા આવ્યા.

**યશો**વિજયજી વિદ્યાની સાથે વિજયલક્ષ્મી અને કીર્તિકાંતાને પણ વરી. **કાશી**થી **ગુરૂ** સાથે વિહાર કરી તેઓ **આગ્રા** આવ્યા. **આગ્રા**માં દિગ્ગજ વિદ્વાન્ અધ્યાપકની અનુકુળતા સારી હતી. **સંઘે** ત્યાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો. **યશો**વિજયજીને પણ લાગ્યું કે વિદ્યાનો અંત નથી. અધૂરા રહી **ગુજરાત** જવું સારૂં નહિ. ભલે વિલંબ થાય; પરિશ્રમ પડે પણ અઠંગ પંડિત થવું જોઇએ. ઉતાવળથી આંબા પાકે નહિ. **યશો**વિજયજીએ **આગ્રા**માં ચાર વર્ષ **ગુરૂ**

સાથે રહી સ્થિરતાપુર્વક વધુ ગંભીર અધ્યયન કર્યું. આ કાર્યમાં **આગ્રાના જૈનસંઘે** પૂરતો યોગ આપ્યો. **યશોવિજયજીનો** દરેક વિષયમાં અભ્યાસ પૂરો થયો. તેમની વિદ્વત્તા પૂર્ણ રીતે પ્રકાશવા લાગી.

## આગ્રાથી અમદાવાદ આવ્યા

હવે તેમને જન્મભૂમિનું મધુર સ્મરણ થયું. **આગ્રાથી** વિહાર કરી પોતાની જન્મભૂમિ ગુજરાત ભણી તેઓએ વિહાર લંબાવ્યો. ગામોગામે પોતાની વિદ્વત્તાનો **જૈનો–અજૈનોમાં** પ્રકાશ કરતા **ન્યાયાચાર્ય** શ્રી **યશોવિજયજી** મહારાજ ગુજરાતના **રાજનગર અમદાવાદ** પોતાના **ગુરૂશ્રી નયવિજયજીની** સાથે આવ્યા. **સંઘ** તરફથી તેમનું દબદબાભર્યું સામૈયું થયું. વિદ્વત્તાભર્યા તેમનાં પ્રવચનો થવા લાગ્યાં, તે સાંભળવા માનવ મેદનીનાં પુર ઉભરાવા લાગ્યાં. જુજ સમયમાં તેમની કીર્તિ **અમદાવાદના સાક્ષરો** અને **ઓફીસરોમાં** પણ પ્રસરી ગઇ.

## સૂબાની સભામાં ચમત્કાર.

**અમદાવાદનો સુબો** તે વખતે **મહોબ્બતખાન** હતો. તેની સભામાં **યશોવિજયજીની** પ્રશંસા થઇ. **સુબાએ યશોવિજયજીને** આદરપૂર્વક બોલાવ્યા. પરોપકાર અને શાસનોન્નતિ માટે **રાજસભામાં** જતાં આજકાલના સંકુચિત અને અભિમાની સાધુઓની જેમ **યશો-વિજયજીને** જરા પણ સંકોચ ન થયો. તેઓ **રાજસભામાં** ગયા. **સૂબા** સાથે વિદ્વત્તાભર્યો તાત્વિક વાર્તાલાપ કર્યો. **સૂબાની** પ્રાર્થનાથી સભા સમક્ષ **યશોવિજયજીએ** ૧૮ અવધાન કરી બતાવ્યાં. આ ઉપદેશને અવધાનોથી **સૂબા** ઉપર આ જૈન સાધુની ઘણી સારી અસર થઇ. **સૂબાએ** આનંદ પ્રકટ કર્યો અને ઘણી પ્રશંસા કરી. રાજ્યના વાજાં વગેરે લવાજમાં સાથે ઠાઠથી શ્રી **યશોવિજયજીને** ઉપાશ્રયે પહોંચાડ્યા.

આ પ્રસંગથી **યશોવિજયજી**ની કીર્તિમાં વધારો થયો. જૂદા જૂદા ગચ્છના સાધુઓ અને શ્રાવકો ઉપર જબ્બર અસર પડી. તેમની બધાએ પ્રશંસા કરવા લાગ્યા.

## ઉપાધ્યાય પદ.

**યશોવિજયજી**ની વિદ્વત્તા, ભણાવવાની શક્તિ, ઉપદેશ પ્રણાલી અને પવિત્ર ચારિત્રથી તેમના ઉપર જૈન સંઘ મંત્રમુગ્ધ થયો હતો. તે વખતે શ્રી **વિજયદેવસૂરિ** જૈનોના મુખ્ય **આચાર્ય** હતા. તેમની આગળ સંઘના આગેવાનોએ શ્રી **યશોવિજયજી**ની યોગ્યતા બતાવી ઉપાધ્યાય પદવી આપવા પ્રાર્થના કરી. થોડા વર્ષમાં શ્રી **વિજયદેવસૂરિ**નું નિર્વાણ થવાથી તેમના **પટ્ટધર આચાર્ય વિજયપ્રભૂસૂરિ**એ વિક્રમ સં. ૧૭૧૮માં **ન્યાયાચાર્ય યશોવિજયજી**ને **ઉપાધ્યાય** પદ આપ્યું.

કવિ કહે છે કે **યશોવિજયજી**ની વાણી ઉપનિષદો જેવી ગંભીર હતી. **હરિભદ્રસૂરિ**ના લઘુ બાંધવ જેવા તેઓ હતા, એટલે કે દર્શન-શાસ્ત્રોમાં **હરિભદ્રસૂરિ** જેવી ગંભીર કલમ તેઓએ ચલાવી છે. સિદ્ધ-હસ્ત લેખક હતા.

## નિર્વાણ.

શ્રી **યશોવિજયજી**એ પોતાના જીવનમાં ઉત્તમ પ્રકારનું સાહિત્યનું સર્જન કર્યું. અનેક ભવ્ય પુરૂષોને ઉપદેશ આપ્યો, જૈન ધર્મની પ્રગતિના ઉપાયો કર્યા અને સંઘની શોભા વધારી. વિક્રમ સંવત્ ૧૭૪૩ માં તેમનું છેલ્લું ચોમાસુ **ડભોઇ**માં થયું. આ ચોમાસામાં તેમનો સ્વર્ગવાસ થયો. નશ્વર દેહથી મુક્ત થઇ અનશ્વર **કીર્તિ**ને તેઓ આ લોકમાં મૂકી સ્વર્ગલોકના અતિથિ થયા. તેમના ભૌતિક દેહનો જ્યાં અગ્નિદાહ થયો ત્યાં એક સમાધિસ્તૂપ બન્યો. **સુજસવેલી**ના કર્તા કહે છે કે તે સ્તૂપમાંથી **યશોવિજયજી**ના **નિર્વાહ** દિવસે ન્યાય-ધ્વનિ નીકળે છે—સંભળાય છે.

આજ સુધી વિ. સં. ૧૭૪૫ તેમનો સ્વર્ગવાસ સંવત મનાતો હતો પણ આ ઉલ્લેખથી ૧૭૪૩ છે. વિક્રમ સં. ૧૭૪૫ માગશર શુદિ ૧૧ અમદાવાદમાં **યશોવિજયજીના** એક શિષ્યથી **યશોવિજયજી** ઉપાધ્યાયની **ચરણપાદુકાની** પ્રતિષ્ઠા કરાવવામાં આવી હતી.

## સુજસવેલીના કર્તા

**સુજસવેલી** ગુજરાતી ભાષામાં જુદી જુદી દેશીઓમાં લખાએલો રાસ છે. કવિતા સાદી અને સહેલી છે. આના કર્તા **કાંતિવિજયજી** છે. તેઓ અઢારમી સદીમાં થયા છે. સંભવતઃ શ્રી **વિનયવિજયજીના** જીવનકાળમાં તેમનું અસ્તિત્વ માનવામાં કંઇ હરકત નથી.

આ ગ્રંથમાં શ્રી **યશોવિજયજી** ઉપાધ્યાયના જીવન વિષે ટુંકમાં પણ મહત્ત્વનો પ્રકાશ પાડે છે. જેમાં કેટલી બાબતો નવી છે. જેમ **જૈન** સાધુ વેષમાં રહી **કાશીમાં** ભણવું, શ્રી **નયવિજયજીની** સાથે કાશી જવું વિગેરે.

## ગ્રંથ પાટણમાં બન્યો

સુજસવેલીકાર લખે છે કે પાટણના સંઘના આગ્રહથી મેં સુજસવેલી લખી છે, તેની છેલ્લી કવિતા છે.

ઉત્તમ ગુણ ઉદ્‌ભાવતાં મ્હેં પાવન કીધી જીહા રે,
**કાંતિ** કહે જસવેલડી સુણાતાં હુઇ ધનધન દીહા રે ॥

ઇતિ શ્રીમન્ મહોપાધ્યાય શ્રી **યશોવિજયગણિપરિચયે** સુજસવેલિનામભાસ સંપૂર્ણઃ

## ઉપસંહાર–સારાંશ

શ્રી **યશોવિજયજી** ગુજરાતમાં જન્મી અને દીક્ષા લઇ કાશી પહોંચ્યા, ત્યાં મુખ્યતયા તર્કશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરી આગ્રામાં આવ્યા. ત્યાં પણ ચાર વર્ષ રહી વધુ ઉંડુ અધ્યયન કરી ગુજરાત આવ્યા. ગુજરાતના લોકોને પોતાના જ્ઞાન ચરિત્ર અને અનુભવનો અનેક રીતે લાભ આપ્યો. જૈનદર્શન શોભાવ્યું. દર્શનશાસ્ત્ર અને સાહિત્યના સંસ્કૃત પ્રાકૃત ગુજરાતી ભાષામાં સો કરતાં વધારે ગ્રંથો લખી ગુજરાતના ઉચ્ચ સાહિત્યભંડારોને શોભાવ્યા. જૈન સાહિત્યની સૌરભમાં વધારો કર્યો. જૈન સમાજમાં જે અંધાધુંધી અને શિથિલતા ચાલતી હતી તે ઉપર યોગ્ય પ્રહારો કર્યા. યથાશક્ય તેમાં સુધારો કર્યો. છતાં આચાર્ય પદવી પણ તેઓએ લીધી નહિ. તેમનામાં પોતાની કીર્તિ વધારવાની ભાવના હતી. તેમના શિષ્યો સંખ્યામાં નહિ જેવા હોવા છતાં આજે તેઓ અમર છે. મોટું કામ કરી ગયા છે. વર્તમાનના જૈન આચાર્યોએ આ મહાત્માના જીવનથી પાઠ શિખવો જોઇએ. શ્રી **યશોવિજયજી**નું નિર્વાણ ડભોઇમાં ૧૭૪૩ વિક્રમ સંવતમાં થયું હતું.

ન્યાયચાર્ય શ્રી **યશોવિજયજી** ઉપાધ્યાયનું હવે પછી જીવન લખનારે સુજસવેલી સંબંધી આ મ્હારા લેખ તરફ દૃષ્ટિપાત કરવા સૂચના કરી વિરમું છું.



: ૬૧ :

# સ્યાદ્વાદ મંજરી[1]

હું જે ઉદ્દેશથી જે વિષયનો લેખ લખવા તૈયાર થયો છું તે ઉપરના હેડિંગ ઉપરથી જણાઇ આવે છે, એટલે તેની વધારે પ્રસ્તાવના કરી વખત અને કાળનો વ્યય કરવા પ્રયત્ન કરતો નથી. **સ્યાદ્વાદ-મંજરી** સંબન્ધી મારો અનુભવ બહાર પાડી તેના ફળ તરીકે જૈન તથા અન્ય દર્શનોનું જ્ઞાન મેળવવા વર્તમાન તથા ભવિષ્યના લોકો, અને ખાસ કરી ગુજરાતના લોકો તે તરફ જિજ્ઞાસા (રૂચી) અને પ્રયત્ન (ક્રિયા) વાળા થાય એવી આશા રાખું છું. પ્રાચીન સંસ્કૃત વિદ્યાક્ષેત્રના ખેડુતોને **સ્યાદ્વાદ મંજરી**નો નવો પરિચય કરાવવાની હું આવશ્યકતા માનતો નથી. કેમકે તે ગ્રન્થે પોતામાં રહેલી અનેરી શકિતથી જ ભારત અને યુરોપમાં હિન્દુ અને જૈનોમાં, જોઇએ તેવી નહિ, તો પણ સારી ખ્યાતિ મેળવી છે. પ્રસ્તુત ગ્રન્થને શ્વેતામ્બર તથા દિગમ્બરો

---

૧ જૈન, ભાવનગર ૧૬મી માર્ચ ૧૯૩૪.

એક જ પૂજ્ય દૃષ્ટિથી નિહાળે છે. આનું કારણ આ છે કે આ[1] ટીકાકારે–ગ્રન્થકારે પોતાના ઘર (શાસન)ના સામાન્ય મતભેદવાળા અન્તર સંપ્રદાયો (સમાનધર્મીઓ)ને વખોડવાની વૃત્તિ રાખી નથી. પરન્તુ વીત-રાગના સિદ્ધાન્ત–સ્યાદ્વાદથી વિરૂદ્ધ વર્તનાર અને તેને અસત્ય બતાવનાર અન્ય દર્શની ને પણ સભ્યતાથી સચોટ યુક્તિઓદ્વારા નિસ્તેજ કરવાની–હરાવવાની સિંહવૃત્તિ રાખી છે. એથી જ વસ્તુસ્થિતિ બતાવતાં, સાચું કહું તો મારે કહેવું જોઇએ કે સરલતાપૂર્વક વૈશેષિક, નૈયાયિક, સાંખ્ય વેદાન્ત, બૌદ્ધ, જૈમિનીય અને ચાર્વાકાદિ અનેક આસ્તિક અને નાસ્તિક દર્શનોનું તેમજ જૈનદર્શનનું–સ્યાદ્વાદનું પ્રતિપાદન કરનારા આવી ઢબના તર્કના ગ્રન્થો જૈન સાહિત્ય જેવા મહા સમુદ્રમાં પણ ઘણી જુજ સંખ્યામાં ઉપલબ્ધ છે અથવા નથી એમ કહીએ તો પણ અત્યુક્તિ ન કહેવાય. તેમજ શ્વેતામ્બર અને દિગમ્બરોમાં એકજ સરખા માન્ય, પણ નહી જેવા જ તર્કના ગ્રન્થો છે. હા, તત્ત્વાર્થાધિગમ સૂત્ર બંને પક્ષો–સંપ્રદાયોમાં તેટલું અથવા તો તેથીયે વધુ માન્ય અને ખ્યાત છે પરન્તુ તે કોરા ન્યાયનો તાર્કિક કે દાર્શનિક ગ્રન્થ ન કહેવાય. તે ખાસ તો સૈદ્ધાન્તિક ગ્રન્થ કહેવાય.

આ **સ્યાદ્વાદ** મંજરી, જેને થોડી મહેનત–થોડી મુશ્કેલી અને થોડા પરિશ્રમથી અનેક પ્રાચીન દર્શનોનું તાત્વિક જ્ઞાન મેળવવું હોય તેને માટે એક અપૂર્વ ગ્રન્થ છે. હિન્દુ ન્યાયમાં પ્રવેશક ગ્રન્થ મુકતાવલી કહેવાય છે પણ તે કઠીન અને અવચ્છેદક અવચ્છિન્નતાથી ભર્યો હોઇ તત્વના જીજ્ઞાસુઓને શુષ્ક લાગે છે. પરન્તુ આ ગ્રન્થમાં (સ્યાદ્વાદ મંજરીમાં) નથી તેવી કઠીનતા અને નથી અવચ્છેદકા (અ)વચ્છિન્ન-

૧ આ સ્વતંત્ર ગ્રન્થ નથી, પણ અન્યયોગવ્યવચ્છેદિકા ગ્રન્થ ઉપર ટીકા છે.

તાની જાગી. આમાં તો સુન્દર અને સરલ ભાષાની ચમત્કારિકતા સાથે ગહન સિદ્ધાન્તો (તત્ત્વો) ભર્યા છે. આ ગ્રન્થની અંદર આટલો ચમત્કાર આટલી યોગ્યતા અને આકર્ષકતા હોવા છતાં આનો લાભ ગુજરાતના જૈનો કિંચિત્માત્ર (થોડા જ) લે છે." એ વાક્ય લખતાં મારા દિલમાં જેટલું દુ:ખ અને આશ્ચર્ય થાય છે, તેટલું જ આ લેખ વાંચનાર (પાઠક)ના દિલમાં પણ જરૂર થશે અને ખાસ કરી જે સમાજના નેતા સમ્રાટ્ કે મહાન્ આચાર્ય કહેવાય છે, તેઓને તો દુ:ખ સાથે લજ્જા પણ થશે અથવા થવી જોઇએ. આ ગ્રન્થનો લાભ ઓછો લેવાય છે, આનું કારણ શું ? આ પ્રશ્ન ઉપર મેં થોડો વિચાર કર્યો છે. મને તો આનાં કારણો આ જણાય છે.—

## કારણો.

૧ જૈન સાધુ સાધ્વી કે શ્રાવક વર્ગમાં લગભગ બસો (૨૦૦)વર્ષથી સંસ્કૃત વિદ્યા તરફ થએલી વધુ બેદરકારી.

૨ તાર્કિક વિચાર કરવામાં શોખ અને સમયની ઘણી ન્યૂનતા.

૩ ગૃહસ્થ વર્ગમાં સામાન્ય વર્ગમાં વધેલી ગરીબાઇ.

૪ શ્વેતામ્બર, દિગમ્બર અને સ્થાનકવાસી સમાજમાં પરસ્પર એક બીજાનાં ખંડન કરવામાં શક્તિ અને ધર્મ ભાવનાનો થતો વ્યય.

૫ સ્યાદ્વાદ મંજરી ઘણી કઠીન અને મોટી છે એવી ફેલાયેલી લોકોમાં ભય ભરેલી ખોટી માન્યતા.

મેં બતાવેલ પાંચ કારણોમાંથી પહેલાનાં ચાર કારણો તો સહુ કોઇ સ્થિર અને દીર્ઘદૃષ્ટિએ વિચાર કરતાં સમજી જશે. પણ છેલ્લું

કારણ સમજતાં વાર લાગશે. 'સ્યાદ્વાદ મંજરી ઘણી કઠીન છે,' આ ભયના ભણકારા આજે પણ કેટલાક વર્ષોથી પરંપરાને લીધે સાંભળવા સુશક્ય છે. મારા કાનમાં પણ ઉપર્યુક્ત ભાવાર્થના ભણકારા પડ્યા હતા, અને તેથી જ આ ગ્રંથનો પ્રારંભ કરતી વખતે મારા મનમાં પણ તેવો જ ક્ષોભ ઉત્પન્ન થયો હતો કે "અરે! આ સ્યાદ્વાદ મંજરી તો મુક્તાવલી કરતાંયે વધુ કઠીન છે? સમજ પડશે કે નહીં?" તો પણ મારી હિમ્મત અને ઉત્સાહશક્તિ તે ક્ષોભ કરતાં વધુ બલવાન હતી એટલે તે ભય કે ક્ષોભ તરફ મેં ઉપેક્ષા (બેદરકારી) કરી ઇસ્વીસન ૧૯૨૫ ફેબ્રુઆરી મહીનામાં મેં આ સ્યાદ્વાદ મંજરીનો શ્રી **વીર**તત્વ પ્રકાશક મંડલમાં અભ્યાસ શરૂ કર્યો. મંગલાચરણ થઇ રહ્યા પછી '**इह हि विषमदुषमाऽऽरजनितिमिरतिरस्कारभास्कराऽनुकारिणा** ......... લગભગ દોઢસો અક્ષરે પુરૂં થતું કાદંબરીને પણ ભૂલાવે તેવું લાંબા સમાસવાળું વાક્ય જોઇ–વાંચી **प्रथमकवलेमक्षिकापातः** ન્યાયથી મારો ગભરાટ વધ્યો. આગળ વાંચતાં પ્રથમ શ્લોકની ટીકા આવી એટલે સુગમતા આવી. ભાષાસૌષ્ટવ પણ દેખવામાં આવ્યું અને ગુરૂવર્ગ તરફથી આશ્વાસન પણ મળ્યું. અમે સોત્સાહ આગળ વધતા ગયા. ફરીને "**स्वतोऽनुवृत्ति व्यतिवृत्तिभाजो**" **तथा** "**आदीपमाव्योमसमस्वभावं**" ઇત્યાદિ શ્લોકોમાં સામાન્ય વિશેષ અંધકારનું પૌદ્‌ગલિકત્વ નિત્યા નિત્યત્વાદિ કઠીન વિષયો આવવા લાગ્યા; પરંતુ એક તરફ સ્વ૦ પં. **વેલસિંહ**ભાઇની સમજાવવાની સરલ શૈલી અને બીજી તરફ ગ્રંથની સુંદર છટાવાલી સાહિત્ય ભાષા તે તાત્તિક વિષયોને પણ અમારા મગજમાં સચોટ બેસાડતી હતી. અમે બન્ને જણા કલકત્તાની પરીક્ષા દેવાના ઇચ્છુક હતા અને તે ઉદ્દેસ્તાને લીધે જ આ ગ્રંથના લગભગ દોઢસો પૃષ્ઠ[1] મેં કંઠસ્થ

૧ લગભગ ૨૨૨૦ શ્લોક

કર્યાં હતા, અને આ ગ્રન્થની પૂર્તિ લગભગ પોણાનવ મહીનામાં કરી હતી. અમે બન્ને જણ આ ગ્રન્થને પૂરો કરી ગઇ [1]સાલના (ઇ. સ. ૧૯૨૬) ફેબ્રુઆરી મહિનામાં કલકત્તાના કેન્દ્ર દ્વતીયામાં જઇ પ્રથમા અને મધ્યમા પરીક્ષા સાથ આપી. જૈન શ્વેતામ્બર ન્યાયની મધ્યમા પરીક્ષામાં ફક્ત આ એકજ ગ્રન્થ છે. આ ગ્રન્થનો પૂરતો અનુભવ કર્યા પછી મને પૂર્વની ભીતિ ઉપર સ્મિત–હાસ્ય થયું અને હૃદય બોલી ઉઠ્યું કે " કોઇ અધકચરા મનુષ્યે આ વાત ઉપાડી હશે, કે સ્યાદ્વાદ મંજરી કઠણ અને મોટી છે " હું કહી શકું છું કે આમાં ભાષાની કઠીનતા કશી નથી. હા, સામાન્ય વિશેષ બૌદ્ધોના વાચકના વિવેચન આદિ જેવા સ્થળે વિષયને લઇને કઠણતા જરૂર છે. તેને પણ ગ્રન્થકારે કાલિદાસ હેમચંદ્રાચાર્યની જેમ સુંદર અને સરલ બનાવવા ઘણો પ્રયત્ન સેવ્યો છે. અને તે સફલ પણ થયો છે. કોઇ પણ ગ્રન્થકારની વૈષયિક ( વિષય સંબન્ધી ) કઠીનતા તો સર્વથા દૂર થવી દુઃશક્યજ નથી, પરન્તુ અશક્ય છે. ન્યાયના ભણનારે તે કઠીનતાથી ડરવું એ સમુદ્રમાં રહી માછલી અને જલની અગાધતાથી ડરવા જેવું છે. બીજા હિન્દુ અને જૈનોનાં ન્યાયના ગ્રન્થો કરતાં અનેક પ્રાચીન દર્શનોનું સભ્યતા અને સચોટ યુક્તિઓ દ્વારા પ્રતિપાદન કરતો આ ગ્રન્થ ઓર જ ભાતનો તાત્વિક અને સરલ છે. એમ અનુભવ કર્યા પછી સહુ કોઇને માનવું પડશે. આવા અપૂર્વ ગ્રન્થની જૈન સમાજમાં સુભાગ્યે વિદ્યમાનતા હોવા છતાં તેના લાભ લેનારાઓનો લગભગ અભાવ જ જોઇ મારા હૃદયમાં તો જરૂર દુઃખ થાય છે. ફક્ત દશ બાર વર્ષ પહેલાં કાશીની શ્રી યશોવિજયજી પાઠશાલા તરફથી અનેક, વિદ્યાર્થીઓએ આનો અભ્યાસ કરી પરીક્ષાઓ આપી

૧ આ લેખ સં. ૧૯૨૭ના જાન્યુઆરીમાં લખેલ છે.

હતી. તે પછી શ્વેતામ્બરોની એક સંસ્થા ગામમાંથી આ ગ્રન્થરત્નની કોઇએ પરીક્ષા આપી હોય એવું મારા ધ્યાનમાં નથી. હા, મને હમણાં સ્મરણ થાય છે કે–ગઇ સાલમાં ઇન્દોર અને વિકાનેર વાલા બે જણે આની પરીક્ષા આપી છે, કે જે વર્ષમાં અમે બન્ને જણે આપી છે. શ્રી **વીરતત્વ પ્રકાશક મંડલે** ગઇ સાલથી પરીક્ષા અપાવવાનું કામ ફરીથી હાથમાં લીધું છે. મને આશા છે કે તે સમાજના સુભાગ્યે સફલતા મેળવશે. શ્રી **વી. પ્ર. મં.** સિવાય આપણી ધાર્મિક કે સામાજિક સંસ્થાઓ ઘણી યે છે અને શ્વેતામ્બર, દિગમ્બર કે સ્થાનકવાસી જૈનોમાં સાધુ–સાધ્વી સમુદાય પણ બહોળો છે. તે બધી સંસ્થાઓમાં વિદ્યાર્થીઓને સંસ્કૃત ન્યાય–વ્યાકરણનો પૂરતો બોધ કરાવી આ સ્યાદ્વાદ મંજરીનો અભ્યાસ કરાવવાનો નિયમ રખાય તો એમ કહી શકાય કે જૈનોએ આ અઠંગ ગ્રન્થનો ઘણો સત્કાર કર્યો છે. તેમજ **મહાવીર વિદ્યાલય**, શ્રી **યશોવિજયજી ગુરૂકુલ, પંજાબનું ગુરૂકુળ** તથા **મહેસાણાની પાઠશાલા** જેવી સંસ્થામાં તો પ્રાચીન જૈન ન્યાય –વ્યાકરણ અને કાવ્યોના ગ્રન્થો ખાસ કરી પાઠયક્રમમાં રખાવા જોઇએ. તે સિવાય સમાજના દ્રવ્યની સફલતા નહી થવાની એમ હું જ નહી પણ ઘણાએ જૈન વિદ્વાનો ધારે છે. કહે છે, અને લખે છે. તે સંસ્થાઓમાં જો આવો પાઠય ક્રમ રાખવામાં આવે તો દશ વર્ષ પછી જૈનોમાં પંડિતોની ખોટ ઘણી ઓછી થઇ જાય. આજે કાશીની **પાઠશાલાના** ગણ્યા ગાંઠયાં વિદ્યાર્થીઓ સિવાય **શ્વે૦ મૂ. પૂ.** સમાજમાં ક્યાંય પણ પ્રાયઃ સંસ્કૃત જૈન પંડિતો મલતા નથી. તેથી જૈનોને ભણવાનું એક પ્રાચીન ગ્રન્થ રત્નોનું સંશોધન તથા અનુવાદ કરાવવાનું ઘણું કામ જૈનેતરો પાસે કરાવવું પડે છે. આ વાત સાહિત્ય અને ધનના સમુદ્ર એવા જૈન સમાજની કીર્તિમાં ન્યૂનતા લાવે તેવી છે. અને ઘણી વખત અનર્થકારી તથા

અધર્મને પુષ્ટ કરનારી પણ થાય છે. આપણા સાધુઓમાં તથા સાધ્વીઓમાં ઘણાંએ બુદ્ધિશાળી છે અને પરિશ્રમી પણ છે. તેઓને માટે **સ્યાદ્વાદ**મંજરી ભણવી એ એક આનંદનો વિષય કહેવાય છે.

જૈન સમાજમાં ઘણાને એ વાતની ખબર નહિ હશે કે હિન્દુ કોમમાં અને ખાસ કરીને આર્યસમાજમાં સંસ્કૃત અને પ્રાકૃતની આવશ્યકતા અને રૂચિ દિન-પ્રતિદિન વધતી જાય છે. યુનિવર્સીટીમાં, કોલેજો, ગુરૂકુલો, અને હાઇસ્કુલોમાં પણ હવે સંસ્કૃત અભ્યાસ ફરજીઆત તરીકે દાખલ થયો છે. અને થતો જાય છે. ઉત્તર ભારત, બંગાળ અને મહારાષ્ટ્રના વિદ્વાનોની તો હવે એવી માન્યતા થઇ ગઇ છે કે સંસ્કૃત, પ્રાકૃત, અંગ્રેજી અને દેશભાષા નહિં જાણનાર મનુષ્ય વિદ્વાન, સંશોધક, ભાષાશાસ્ત્રી, સંપાદક, પૂરાતત્ત્વજ્ઞ કે સારો લેખક થઇ ન શકે. આ વાત વસ્તુતઃ ભારતીય લોકો માટે બીલકુલ સાચી છે. આપણે જોઇએ છીએ કે જે પ્રાંત, સમાજ કે મનુષ્ય ઓછામાં ઓછી ઉપર્યુક્ત ચાર ભાષામાંથી એક ભાષાથી અનભિજ્ઞ હોય તો તે ઉપરના ક્ષેત્રમાં પૂર્ણ યોગ્યતા મેળવી શકતો નથી. ગુજરાતમાં ઘણા અંગ્રેજી ભણેલા લેખકો અને વક્તાઓ છે. અને ઘણાઓ પોતાના તરફથી નિકળતા ચિત્રોવાળાં ભભકાદાર માસિકોને સાહિત્યનું સુંદર, ઉત્તમ કિંવા ઉચ્ચતમ માસિક કિંવા ત્રમાસિક, માને છે અને મનાવે છે, લખે છે અને બોલે છે. પરંતુ એક વિદ્વાન્ સમાલોચક તો તે માસિકોને વિદ્વાન્ અને સાહિત્યક માસિક તો નહિં જ ગણે.

સંસ્કૃત અને પ્રાકૃતથી અનભિજ્ઞ ગુજરાતના જૈન અને હિન્દુ, પારસી કે મુસલમાન જેટલા પ્રસિદ્ધ મનુષ્યો અને પત્રો છે તેઓમાં વિશાળ જ્ઞાન સંબંધી ઘણી ખામીઓ અને અશુદ્ધિઓ જણાય છે. ભાષાદોષનો તો ત્યાં સુકાળ છે અને સમાલોચના કિંવા શોધખોળ

બુદ્ધિનો તો છપ્પનીઓ બેઠો છે. સંસ્કૃત, પ્રાકૃતના, ન્યાય-વ્યાકરણ અને સાહિત્યના ગ્રંથો ભણ્યા વગર, ધર્માભિમાન, વાક્પટુતા અને તર્કશક્તિ આવતી નથી. જેને ભારતીય સાહિત્ય, ઇતિહાસ કે વિદ્વત્તાના ક્ષેત્રમાં કામ કરવું છે, તેને સંસ્કૃત અને પ્રાકૃતની ખોટ ન જ શોભે. આર્યસમાજીઓ ગુરૂકુળોમાં એક એક વિષયમાં પ્રૌઢ સંસ્કૃત વિદ્વાનો તૈયાર કરી શાસ્ત્રાર્થ દ્વારા ઘણા ભોળા હિન્દુ અને જૈનોને ડરાવી, હરાવીને હજારોને પોતાના પક્ષમાં ખેંચે છે,[1] છતાં જૈનો જાગતા નથી. પણ મારે એ વાત જાણી અને જણાવીને આનંદ માનવો જોઇએ કે લગભગ પંદર વર્ષથી આપણા દિગંબર ભાઇઓ જાગ્યા છે. તેઓએ એ દિશામાં કંઇક પ્રયત્ન કર્યો છે. અને કરતા જાય છે. તેઓમાં આજે નવીન પ્રાચીન ન્યાય, વ્યાકરણ, કાવ્યાદિ વિષયોના સેંકડો સંસ્કૃત વિદ્વાનો તૈયાર થયા છે. તેઓની કાશી, **સાગર**, **સહ**રાનપુર, **મો**રેના, **બી**ના, **લ**લિતપુર, **બ્યા**વર, જબ્બલપુર, જયપુર, ઉદયપુર, ઇન્દોર આદિ ઘણાં ગામોમાં કેવલ સંસ્કૃતની જ ( **ય**શોવિજયજી જૈન પાઠશાળા બનારસ જેવી ) સારી સારી પાઠશાળાઓમાંથી દર વર્ષે લગભગ પચાસ પચાસ વિદ્યાર્થીઓ પરીક્ષાઓ આપતા જાય છે. તેનુંજ આ કારણ છે કે પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં આર્યસમાજીઓની સાથે તેઓએ ઘણી વખત શાસ્ત્રાર્થ કરી વિજય મેળવ્યો છે. અને લોકોમાં હવે એવી છાપ પડતી જાય છે કે જૈનો સારા વિદ્વાન્ હોય છે. તેથી આર્યસમાજીઓ પણ તેઓથી ડરે છે, સ્થાનકવાસીઓમાં પણ **બ્યા**વર, ઉદેપુર, **ર**તલામ, **બિ**કાનેર આદિ સ્થળે સંસ્કૃતની

૧ જેમકે પાલિ ( મારવાડ ) વાલા પંડિત **પરમાનન્દે** પ્રારંભથી જ જૈનોનો આશ્રય લઇ છેવટે મહાવીર ભગવાનને ગાળો ભાંડી જૈન ધર્મની નિંદા કરી.

પાઠશાળા થઇ છે અને થતી જાય છે. જ્યારે શ્વેતાંબરોમાં ફક્ત શ્રી વીરતત્વ પ્ર. મંડળીની એકજ સંસ્થા છે. (અહિં પાઠકે એમ ન સમજવું જોઇએ કે હું વિષયાંતર થયો છું. મેં જે લખ્યું છે તે મારા ઉદ્દેશની પૂર્તિ માટે લખ્યું છે. અને લખીશ તે પણ તેની પૂર્તિ માટે.) મુંબઇની યુનિવર્સીટી, કલકત્તાની ગવર્મેન્ટ સંસ્કૃત કોલેજ તથા બનારસના વિશ્વવીદ્યાલયમાં પ્રાચીન જૈન ગ્રંથોમાં સંસ્કૃત અને અંગ્રેજી પરીક્ષામાં **સ્યાદ્વાદમંજરી** પણ દાખલ થયેલી છે. જૈનેતર વિદ્વાનો પણ પ્રસ્તુત મંજરી તરફ કોયલની માફક મુગ્ધ થતા જાય છે, ત્યારે કેવળ [1]શ્વેતાંબરો અને સ્થાનકવાસી જૈનો જ આનો લાભ ન લે? કે જેના ખાસ પૂર્વજોએ અગાધ બુદ્ધિના શ્રમથી આ ગ્રંથ રચ્યો છે. તો એ કેટલું વિચિત્ર લાગે છે? તો પછી દરિદ્રના ધનની માફક આ ગ્રંથથી પૂર્વના જૈનાચાર્યોના આ વારસાની શી કૃતાર્થતા? અને આપણી આ શી કૃતજ્ઞતા? હવે તો જૈનોએ જાગવું જોઇએ. અને **શ્રી. વી. પ્ર. મં.**ની જેમ બીજી શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસીઓની સામાજિક અને ધાર્મિક સ્કુલોમાં સંસ્કૃત વ્યાકરણનો પૂરો બોધ કરાવી **સ્યાદ્વાદમંજરી** અને તેના જેવા બીજા પણ જૈન ન્યાયના આકર ગ્રન્થોનો અભ્યાસ અને તે પછી પરીક્ષા આપવાનો રિવાજ ફરજીઆત તરીકે દાખલ કરાવવો જોઇએ. તથા અલ્હાબાદ, મદ્રાસ, પૂના, પટણા, કાશ્મીર, આદિની યુનિવર્સિટીઓ અને કૉલેજોમાં આ ગ્રંથને જરૂર દાખલ કરાવવો જોઇએ.

**સ્યાદ્વાદમંજરી** જેવા ગ્રંથનો જેટલો પ્રચાર થવો જોઇએ તેના સોમા ભાગ જેટલો પણ થયો નથી. તેમજ તેના ઉપર ઉહાપોહ પણ

---

૧ બિહારની સંસ્કૃત પરીક્ષામાં અને ઇન્દોરના હોલ્કર મહા વિદ્યાલયમાં પણ આ ગ્રન્થ દાખલ થયેલ છે.

થયો નથી. મફત આપી પ્રચાર કરવાની વાત તો દૂર રહી પણ ઘણી વખતે અને ઘણે સ્થળે યુનિવર્સિટી અને કોલેજના વિદ્યાર્થીઓને પૈસાથી પણ આ પુસ્તક મળવું દુર્લભ થઇ ગયુ હતું. અને કદાચ મળતું તો [1]ચોખંબા સીરીઝનું ત્રેતાયુગના આકારનું, સેંકડો અશુદ્ધિઓ વાળું, દેખાવમાં **ભદ્દું** અને છપાઇમાં રદ્દી મળતું.

તેવી અવસ્થામાં અદૂરદર્શી કોલેજીયન વિદ્યાર્થીઓનો પ્રસ્તુત ગ્રન્થ અશુદ્ધ અને ભદ્દાપણાને લઇને ઘણો ખરાબ અભિપ્રાય બંધાવવો સંભવિત છે, અને કેટલાક તો એવા પણ ઉદ્ગારો કાઢે છે કે આવું રદ્દી પુસ્તક બી. એ. માં કે એમ. એ. માં કેમ રાખ્યું ? જૈન સાહિત્ય આવું હશે કે ? ઇત્યાદિ વિચારોથી જૈનોનાં સાહિત્ય સંબંધી લોકોની જે કાંઇ શ્રદ્ધા હોય તે પણ શિથિલ થતી જાય.

આ બધા ખરાબ પરિણામના આરોપી શ્વેતાંબર જૈનો જ છે, કે જેઓ પોતે તેનો બરાબર ઉપયોગ કરતા નથી. અને બીજાઓને ઉપયોગમાં આવે એવા સુંદર આકર્ષક ટાઇપ અને અંગ્રેજી વિદ્યાર્થીઓને યોગ્ય ભપકાદાર બનાવીને તેના ઉપર ઉહાપોહ અને શોધખોળો કરી. નીચે ટીપ્પણ અને વિવેચન સહિત છપાવી અનુકૂળતા કરી આપતા નથી.[2]

હિન્દ, બૌદ્ધ અને ક્રિશ્ચયનોના **રઘુવંશ**, **શાકુંતલ**, **રામાયણ**, **ગીતા**, **મહાભારત**, **ધમ્મપદ** અને **બાઇબલ** આદિ ગ્રંથોને શુદ્ધ અને આકર્ષક બનાવી અનેક શોધખોળો કરી, હિન્દુઓ અને ખાસ કરીને બંગાળના અને દક્ષિણના વિદ્વાનો બહાર પાડે છે, આકર્ષકતા અને અનુકુળતા

૧ ચોખંબાસિરીઝ, બનારસથી એક હિન્દુદ્વારા નિકળે છે.

૨ આ લેખ પછી તો સ્યાદ્વાદ મંજરીની અનેક આવૃત્તિઓ સુંદરરીતે બહાર પડી છે.

જોઇ કોઇ પણ સારો ગ્રંથ કોઇને અનિચ્છાએ પણ હાથમાં લઇ જોવાનું અને ભણવાનું મન થાય, એ એક વિદ્વાન્ કે વિદ્યાર્થીનો સ્વભાવ હોય છે.

યુનિવર્સીટીમાં અને અન્ય સંસ્થામાં દાખલ થયેલ જૈન ગ્રંથોને નવીન પદ્ધતિએ સુંદર સંશોધન કરી છાપવાનું કાર્ય જો કોઇ વિદુષી સંસ્થા હાથમાં લે તો હું કહું છું કે–તે જૈન સાહિત્યનો પ્રચાર કરવા સાથે હજારો રૂપીયા અને કીર્તિ પણ મેળવે.

આજ સુધી જ્યાં જ્યાં '**સ્યાદ્વાદમંજરી**' છપાણી છે તેટલા સ્થળોની યાદી આપું, જેટલી કે મારા જાણવામાં છે.

| **પ્રકાશક** | **કેવી છે** |
|---|---|
| શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા (ભાવનગર) | મૂળ પત્રાકારે સારી અને શુદ્ધ |
| **આર્હત્**મત પ્રભાકર (પુના) | પુસ્તકાકારે, નોટ ટીપ્પણ સાથે |
| **ચો**ખંબા સીરીઝ (કાશી) | પુસ્તકાકારે ઘણી અશુદ્ધ |
| શ્રી રાયચંદ્ર જૈન શાસ્ત્રમાળા | હિંદી ભાષાંતર સાથે |
| ડો. **મી**રો નો (મુંબઇ) | (છપાશે) અંગ્રેજી ભાષાંતર |

ઉપરના કોષ્ટકથી જણાય **છે** કે **સ્યાદ્**વામંજરીનાં ભાષાંતરો [1]અંગ્રેજી તથા હિન્દી ભાષામાં થઇ ગયાં છે, જ્યારે ગુજરાતી કે જે જૈનોનું ધામ છે, તે દેશની ભાષામાં સુંદર ભાષાંતર કરવા ગુજરાતના જૈનો ઘણા વર્ષોથી વાચિક પ્રયત્ન કરે છે; છતાં હજી સુધી આપણી ઉગતી પ્રજાને સંતોષ આપે, તેવું ગુજરાતી ભાષાન્તર થયું નથી.

---

૧ આ ભાષાંતર એક યૂરોપીયને કર્યું છે. તે હજી છપાણું નથી.

અરે ! આજે ઘણી સરકારી સંસ્થાઓમાં આ ગ્રંથ અંગ્રેજી કોર્સમાં દાખલ થયો હોવાથી આનો અંગ્રેજી અનુવાદ તો ક્યારનો યે કરી-કરાવી બહાર પાડવો જોઇતો હતો; છતાં તે પણ થયું નથી. ખેર ! ગયા સમયની ભૂલોને યાદ કરી દુઃખી થવું લાભકર નથી, પણ હવે તો આ ગ્રન્થ (**સ્યા. મં.**)નો કોઇ અઠંગ જૈન વિદ્વાન કે જે ન્યાયનો સારો વેત્તા હોવા ઉપરાન્ત લોકોને રૂચે એવી સરલ અને સુંદર અનુવાદની ભાષા (જેમાં ભાષાંતર કરવાનું છે, તે ભાષા) ઉપર કાબુ ધરાવતો હોય તે-ઉત્સાહથી પ્રયત્ન કરે તો વર્તમાન અને ભવિષ્યના લોકોને ઘણી અનુકૂળતા થઇ જાય અને તેથી તેઓનો સાચો આશીર્વાદ મેલવી શકે.

આનું ભાષાંતર કરવા ઇચ્છા રાખતા હોય તેમને નીચેની સૂચનાઓ ઉપર ધ્યાન આપવ પ્રેરણા કરૂં છું.

૧ **સ્યા**દ્વાદમંજરીનું ભાષાંતર સુંદર અને સરળ લોકભાષામાં કરવું.

૨ જે જે સ્થળે જે જે વિષયમાં, શબ્દાર્થમાં કે પદાર્થમાં શંકા રહે ત્યાં ન્યાયના વિદ્વાનોને પૂછી, ખુલાસો કરી લખવું. નહિં કે-શંકા રહી તો તેમનું તેમજ ગોટાળાવાળી કિંવા પોતાને પણ શંકિત ઉંધો અર્થ ધબેડી રાખવો. જેમકે **ત**ત્ત્વાર્થસૂત્રાદિના હિન્દી ભાષાંતરોમાં થયું છે, કે જે ગ્રન્થોના ભાષાંતરની કાંઇ સાર્થકતા નથી. ભાષાંતર કરતી વખતે સંસ્કૃત રૌઢિક કે યૌગિક શબ્દો તેમનાં તેમજ મૂકતાં તેનાં પર્યાયવાચક લોકભાષામાં વપરાતા પ્રસિદ્ધ અને અન્ય સુંદર શબ્દોમાં અર્થ કરવા કે જેથી ભાષાંતરની સાર્થકતા થાય.

જૈનોના ઘણા ગ્રન્થોનાં ભાષાંતરો તો તેવાં જ થયા છે કે જેનાં વાંચનારાઓને મૂળગ્રંથથી કાંઇ વધારે જાણવાનું મળતું જ નથી. તેથી

તાત્પર્યાર્થ તો સમજાયજ શેનો? તેના ઉતારા આપી સમાલોચના કરવાનું અહિં સ્થાન નથી; પરન્તુ તેનું એક જ ઉદાહરણ આપીશ, શ્રી રાયચન્દ્ર જૈન શાસ્ત્રમાલા તરફથી બહાર પડેલ તત્ત્વાર્થમાં **"नामभावनाद्रव्यभावतस्तन्न्यासः"। तत्वार्थ सूत्र** अ. १, **सू०** ५. તેનું હિન્દી ભાષાંતર **नाम स्थापना द्रव्य भाव इन अनुयोगोमे जीव और सप्ततत्वोंका न्यास होता है।** આ ભાષાંતરની અંદર-સ્થાપના, દ્રવ્ય, ભાવ, અનુયોગ, અને ન્યાસ આ શબ્દોનો સ્ફુટાર્થ હિન્દી ભાષાંતર કર્તા સમજ્યા હશે કે નહિં તે પણ શંકા છે; તો પછી સંસ્કૃત નહિ જાણનારા કેમ સમજી શકશે? મતલબ કે સ્થાપનાદિ સંસ્કૃત શબ્દો તેમના તેમ મૂકેલ છે.

૩ દરેક ઠેકાણે પહેલા મૂળ સ્તુતિકાર હેમચંદ્રનો મૂળ શ્લોક આપીને ગુજરાતીમાં સ્પષ્ટ તાત્પર્યાર્થવાળું તેનું ભાષાન્તર આપવું. પછી સંસ્કૃતમાં સ્યાદ્વાદમંજરીની ટીકા આપી નીચે તેનું ભાષાંતર આપવું. ભાષાંતર તો લગભગ ટીકાના શબ્દાર્થને અનુકુળ ગોઠવીને કરવું. પછી તેની નીચે એક વિવેચન ભાષાંતરકારે પોતાના તરફથી સ્વતંત્ર આપવું કે જેમાં ટીકામાં આવતી કઠીણ વાતનું, શબ્દનું કે ઉદાહરણાદિનું વિસ્તારથી અન્ય શાસ્ત્રોની પ્રમાણ યુક્તિઓ વડે સ્પષ્ટીકરણ કરવા પ્રયત્ન કરવો. ટીકામાં આવતા અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દોની નીચે પર્યાયાન્તર નોટ આપવી, જેમકે **अविगानम्, निष्टंक्यते** ને બદલે **निर्विवादम्, ज्ञायते**, ઇત્યાદિ.

ટીકામાં આવતા પ્રમાણભૂત આચાર્યો, ગ્રન્થકારો, દર્શનકારો, તથા ગ્રન્થોનો સંક્ષેપમાં નોટની અંદર પરિચય આપવો. જેમકે વાચક મુખ્ય, એટલે તત્ત્વાર્થાદિ ગ્રન્થરત્નના કર્તા ઉમાસ્વાતિ મહારાજ,

પંચલિંગીકાર, એટલે જીનપતિસૂરિ. બ્રાહ્મણ એટલે શ્રી હર્ષની સભાનો માન્ય એક વિદ્વાન્ અને કાદંબરી મહાકાવ્યના નિર્માતા. ઉલ્લુક એટલે વૈશેષિક દર્શનના નિર્માપક કણાદર્ષિ, અક્ષપાદ એટલે ન્યાય દર્શનનો સૂત્રધાર, દ્રવ્યાલંકારકારો એટલે વ્યાકરણ સૃષ્ટા હેમચંદ્રાચાર્યના શિષ્ય રામચંદ્ર અને ગુંણચંદ્ર જેઓએ [1]દ્રવ્યાલંકાર નામના મહાગ્રંથની રચના કરી છે.

ગ્રંથ પૂરો થયા પછી ટીકામાં આવેલા દરેક સંસ્કૃત શબ્દનો કોષ, લિંગ અને ભાવાર્થ આપવો, જેથી વિદ્યાર્થીને સુગમતા પડે તથા પ્રાકૃત ગાથાઓની સંસ્કૃતભાષામાં છાયા પાછળ અથવા ત્યાંની ત્યાંજ ટીપ્પણમાં આપવી.

ભાષાંતરકારે સ્યાદ્વાદમંજરીની એક સુંદર વિદ્વતાભરી પ્રસ્તાવના લખવી, તેમાં પહેલા તો દ્વાત્રિંશિકાના મૂળકર્તા સમસ્ત વિદ્યા વિશારદ

---

૧ આ ગ્રન્થ થોડા સમય ઉપર **જેસલમેર**ના ભંડારમાંથી ઉપલબ્ધ થએલ છે. તે લગભગ–એક ઇંચ પ્રમાણ પહોળા તાડપત્ર ઉપર લખેલ છે. તેના ફોટા ઉતારવામાં આવ્યા છે. તે ન્યાય ગ્રન્થના દ્વિતીય પુદ્‌ગલ પ્રકાશના અંતરમાં આ પ્રમાણે લખેલ છે:–

रूपं च सत्त्वमथवादिविटैर्विलुप्त–
मित्थं यथा स्थितिमनीयत पुद्गल नाम् ।
तन्मा...कदाचिदपि पुद्गलार्थमीतो
संदीदशन् यदि भवन्तितम म् कृतज्ञाः

(આ શ્લોકમાં ત્રીજું પદ બરાબર શુદ્ધ નથી.)

इति रामचंद्रगुणचन्द्रविरचितायां स्वोपज्ञद्रव्यालंकारवृतौ द्वितीयपुद्गल-प्रकाशः समाप्तः ॥

શ્રીમાન્ હેમચંદ્રસૂરિનું ઐતિહાસિક વિદ્યાજીવન આ લેખનું તેમણે યાવચ્ચંદ્રદિવાકર પર્યંત ગુજરાતના ગૌરવને ટકાવનાર પાણિનીના વ્યાકરણ (સિદ્ધાંત કૌમુદી) ને નિસ્તેજ કરનાર, એક જ હાથે બનાવેલ, સવાલાખ શ્લોક પ્રમિત, સંસ્કૃત મહાવ્યાકરણ, પ્રસ્તુત દ્વાત્રિંશિકાની ગંભીરતા તેનો રચનાકાળ તથા તેમના સાહિત્યની મળતી સૂચિ આપવી.

તે પછી તેના ટીકાકારના વિષયમાં શોધ કરી તેમનું ઐતિહાસિક જીવન, તથા વિદ્વત્તા, સરળતા, નિપુણતા, સમય નિર્ણય અને તેમનું અન્ય સાહિત્ય કેટલું છે વિગેરે સપ્રમાણ લખવું.



: ૬૨ :

# જૈન સાહિત્યનું પ્રકાશન[1]

લગભગ પચાસ વર્ષથી જૈન સાહિત્યપ્રકાશન તરફ સમાજના વિશિષ્ટ-પુરૂષોનું લક્ષ્ય ખેંચાયું છે. વચલા ૨૦ વર્ષો સુધી એ સંબંધી કામ ધમધોકાર ચાલ્યું. અનેક સંસ્થાઓથી પ્રકાશિત થઇ, સંસ્કૃત પ્રાકૃતના ન્યાય, વ્યાકરણ, કાવ્ય, આગમ અને નીતિના ગ્રન્થો છૂટથી જૈન અને જૈનેતરોના હાથમાં આવ્યા. તેનું દર્શન, વાચન, મનન અને અધ્યયન પણ ચાલ્યું. સ્વનામ-ધન્ય શ્રી વિજયધર્મસૂરિ મહારાજની સાહિત્યપ્રચારની ભાવનાથી જર્મન, ફ્રાંસ, અમેરીકા, ઇટલી, લંડન અને ભારતના મુખ્ય મુખ્ય વિદ્વાનોના હાથમાં તે ગ્રન્થો ગયા, કલકત્તામાં M. A. સુધી તથા સંસ્કૃતના ટાઇટલ (તીર્થ) પરીક્ષા સુધી જૈન ન્યાય વ્યાકરણના ગ્રન્થો દાખલ થયા. બનારસ અને મુંબઇ યુનીવર્સીટીએ જૈન ધર્મના સાહિત્યને માનપૂર્વક સ્થાન આપ્યું, જૈન

---

૧ જૈન, ભાવનગર, ૩૦ નવેમ્બર ૧૯૩૦.

ધર્મને નાસ્તિક માનનારા કટ્ટર પંડિતોએ પણ જૈન સાહિત્યથી આકર્ષાઇ જૈન સાહિત્યની પ્રશંસાત્મક મધુર પ્રશસ્તિઓ લખી. સમાલોચન કરી અને **શ્રીમાન્ હર્બર્ટ વૉરન**, શ્રીમતી **શુભદ્રાદેવી** (ડૉ. કૌઝે) જેવા પાશ્ચાત્ય વિદ્વાનોએ તથા **લક્ષ્મણ રઘુનાથ ભીડે**, (પુના) તથા શ્રીયુત **લક્ષ્મીનારાયણજી** વકીલ (સારંગપુર) પૌર્વાત્ય બ્રાહ્મણાદિ વિદ્વાનોએ જૈન ધર્મને પ્રગતિકારક ધર્મ માની સ્વીકાર્યો. આ બધો જૈન સાહિત્ય પ્રકાશનનો પ્રતાપ છે. પરન્તુ જૈન સાહિત્ય જેવી પ્રગતિ અને વ્યવસ્થાપૂર્વક પ્રકાશનમાં આવવું જોઇએ, તેવી રીતે આવ્યું નથી. જૈન સાહિત્ય પ્રકાશક સંસ્થાઓમાં સંગઠનના અભાવથી તથા સંચાલકોની અવિદ્યમાનતાથી, સાધુ સાધ્વીઓમાં ઘણે ભાગે વિદ્વત્તાની ખામી અને યશઃકામુકતાનો વધારે ભાગ હોવાથી તથા શ્રાવકોમાં વસ્તુ પરીક્ષા વિવેકની ખામીને કારણે જૈન સમાજની લક્ષ્મી જેટલી ખર્ચાઇ છે, તેના પ્રમાણમાં ઉચિત સાહિત્યનું પ્રકાશન થયું નથી. વર્તમાનમાં આપણે ત્યાં સાહિત્ય પ્રકાશનની અનેક પરોપકારી અને સમૃદ્ધ સંસ્થાઓ હોવા છતાં વિદ્યાર્થીઓને પરીક્ષાઓના ગ્રન્થો મળતા નથી. ત્રિષષ્ઠિ, પ્રબંધચિંતામણિ જેવા જૈન ઇતિહાસ અને સાહિત્યના ઉપયોગી; ઉપમિતિ ભવપ્રપંચા કથા, તિલકમંજરી જેવા પ્રાચીન નોવેલના ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી. અનેક સારા તર્કગ્રન્થો, કાવ્યો, નાટકો પ્રકાશમાં આવ્યા નથી. તેઓ ઉપર ટીકાઓ બની નથી, ઇત્યાદિ બાબતો આપણી બેદરકારી અને ન્યૂનતા સૂચવે છે. આવા પ્રગતિમાન જમાનાની અંદર આપણે શી પ્રગતિ કરી? સિવાય કે આપસના હાનિકારક અને ખર્ચાળ ઝઘડાઓ! આપણી સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ, કોન્ફરન્સ, આણંદજી કલ્યાણજીની પેઢી, વિદ્વાનો, સાધુ સાધ્વીઓ હવેથી પણ આ સાહિત્ય પ્રકાશન તરફ પોતાની પ્રવૃત્તિ કરશે તો હું ધારું છું કે જૈન સાહિત્યના પ્રકાશનથી કલેશો કરતાં

લાખગણું પુણ્ય આમાં મેળવી શકાશે અને આ પુણ્યથી સૌરભથી જૈન સમાજ ઉજ્વળ થશે. જૈન ધર્મ અને જૈન ઇતિહાસ જગતને ગ્રાહ્ય થશે. મારી તુચ્છ બુદ્ધિથી આગમભિન્ન સાહિત્યમાં કયા કયા સંસ્કૃત પ્રાકૃત ગ્રન્થો છપાવવાની જરૂર છે, તે સમાજને જાણવા માટે લખું છું. સમાજને ઉચિત લાગે તો તે ગ્રન્થોને વિશિષ્ટ પદ્ધતિથી છપાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરે. અને જે ગ્રન્થો પરીક્ષાઓમાં છે તે બહુજ ઓછી કિંમતે વેચવાની ગોઠવણ કરે. જણાવાતા ગ્રન્થોમાં હું બે ભાગ પાડીશ, એક તો જે પ્રકાશિત થઇ ગયા છે, પરન્તુ તે અત્યારે ઉપલબ્ધ નથી, અને બીજા જે અત્યાર સુધી મ્હારી દૃષ્ટિએ સર્વથા અપ્રકાશિત છે

## પૂર્વ પ્રકાશિત અનુપલબ્ધ સંસ્કૃત પ્રાકૃત ગ્રન્થો

| नाम | ('न्याय) | कर्ता |
|---|---|---|
| * श्री रत्नाकरावतारिका | | श्री रत्नप्रभसुरि (જૈન ન્યાયતીર્થ પરીક્ષામાં છે.) |
| * [1]श्री प्रमाणनयतत्त्वालोकालंकारमूल. | | श्री वादिदेवसूरि |
| * [2]अनेकान्त जयपताका (सटीक) | | श्री हरिभद्रसूरि |
| षड्दर्शन समुच्चयबृहद्वृत्ति | | श्री गुणरत्नसूरि |

(व्याकरण)

* આવા નિશાનવાલા ગ્રન્થો શ્રી યશોવિ. ગ્રન્થમાળા ભાવનગરમાં છપાણા હતા.

૧ આ ગ્રંથ શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા ઉજ્જૈન તરફથી બહાર પડયો છે.

૨ આ ગ્રન્થ ફરી આર્હત્‌મત પ્રભાકર મંડલ-પૂનામાં છપાય છે. આમ ત્રણ વર્ષથી જાહેર ખબર આવે છે પણ શું થયું તે જણાતું નથી.

श्री[1] सिद्धहेम वृहद्वृत्ति — श्री हेमचंद्रसूरि (આ તીર્થ પરીક્ષામાં છે.)

* ,, ,, लघुवृत्ति — ,, (આ મધ્યમામાં છે)

* न्यायमञ्जुषा (न्याय संग्रह) सटीक — श्रीहेमहंसगणि (વ્યા. તીર્થમાં છે.)

[2]वाक्यप्रकाश (सवृत्ति) — श्री उदयधर्ममुनि

* हैमलिङ्गानुशासन (,,) — श्री हेमचंद्रसूरि

[3]संस्कृत द्वयाश्रय (,,) (गुजरातनो इतिहास) — ,,

[3] प्राकृतद्वयाश्रय (कुमारपाल चरितम्) सटीक — ,

हेमचन्द्रीय उणादि (वृत्ति सहित) — ,,

धातुपारायण (वृत्तिसहित)

## काव्य नाटक साहित्य (अलंकार) छन्द कोष.

× त्रिषष्ठिशलाकापुरुषचरित्र संपूर्ण — श्री हेमचन्द्राचार्य

* विजयप्रशस्ति (सटीक) — हेमविजयगणि

जैन कुमारसंभव सटीक — श्री जयशेखरसूरि

उपमिति भवप्रपंचा कथा (उपन्यास) — श्री सिद्धर्षि

[4]तिलकमञ्जरी — श्री धनपाल कवि

---

૧ આ મનસુખભાઇ ભગુભાઇ તરફથી છપાઈ હતી. ઉપલબ્ધ, બૃહન્યાસ સહિત હવે છપાય તો સારૂં.

૨ મ્હેસાણાની પાઠશાલામાં આ છપાયો હતો.

૩ આ બને મુંબઇ ગવર્મેંટ સિરીઝ તરફથી છપાણા હતા.

× આવા ચિહ્નવાળા ગ્રન્થો જૈન ધર્મ પ્રચારક સભા તરફથી બહાર પડયા હતા.

૪ આ ગ્રન્થ સટીક છપાય તોજ લોકો સારી રીતે લાભ લઇ શકે. કાદંબરી કરતાં યે કઠીન ગદ્ય ગ્રન્થ છે.

| | |
|---|---|
| नेमिनिर्वाण काव्य | श्री वाग्भट |
| काव्यानुशासन सटीक | श्री हेमचन्द्राचार्य |
| निर्भयभीमव्यायोग | श्री रामचन्द्रसूरि |
| हैम अनेकार्थ कोष मूल | श्री हैमचन्द्राचार्य |
| देशी नाममाला (प्राकृत देशी कोष ) | ,, |
| शब्दरत्नाकर | सुन्दरगणि |

## इतिहास

| | |
|---|---|
| प्रबन्धचिन्तामणि | मेरुतुङ्गाचार्य |
| चतुर्विंशतिप्रतिबन्ध | राजशेखर |

( राज्यनीति जैन लॉ)

| | |
|---|---|
| अर्हन्नीति ( सटीक ) | श्री हेमचन्द्राचार्य |

## આજસુધી અપ્રકાશિત છપાવવા યોગ્ય પ્રાચીન સંસ્કૃત પ્રાકૃતના ગ્રન્થો.

| न्याय. | कर्ता. | स्थान. |
|---|---|---|
| तत्वार्थ, हरिभद्रीया टीका | श्री हरिभद्रसूरि | |
| तत्वार्थनी श्री यशोवि. कृत टीका. | श्री यशोविजयजी | |
| तर्क भाषा | उ० यशोविजयजी | पाटण |
| द्रव्यालंकारं ( सवृत्ति ) | रामचन्द्र, गुणचन्द्रसूरि | जेसलमेर |
| नयचक्रवाल | मल्लवादी | अमदावाद |

| | | |
|---|---|---|
| [1]अवशिष्ट प्रमाणमीमांसा | श्री हेमचन्द्रसूरि | जेसलमीर, पाटण |
| युक्तिप्रबोध | श्री मेघविजयजी | डक्कन कोलेज पूना |

જૈન સાહિત્ય પ્રકાશનની દિશામાં ધીમે ધીમે પ્રગતિ થતી આવે છે. એટલું તો આજે વધતી જતી સાહિત્ય સંસ્થાઓ અને પ્રકાશકો ઉપરથી જોઇ શકાય તેમ છે, પરંતુ સાહિત્યની અગત્યતા અને વ્યવહારૂ દિશા ઉપર હજી આપણે આપણું જોઇએ તેટલું લક્ષ આપી શક્યા નથી એમ આજ સુધીમાં પ્રગટ થયેલ સાહિત્ય અને પ્રકાશન સંસ્થાઓની કર્તવ્ય દિશાના અવલોકનથી સ્હેજે તરી આવશે, સાહિત્યના ક્ષેત્રમાં આજે જૈનેતર જગત્ જે પ્રગતિ કરી રહેલ છે, અને આજનો ક્રાંતિવાદ તેમાં જે વ્યવસ્થા માગી રહેલ છે, તે પ્રશ્નને વિચારીને સાહિત્ય પ્રગટ કરવાનું આપણી જુની અને અનુભવી સંસ્થાઓ પણ ભાગ્યે જ સમજતી હશે, અને જ્યાં સુધી આ પ્રશ્નને અંગે યોગ્ય વ્યવસ્થા કરવામાં નહિ આવે ત્યાં સુધી, આપણું પ્રાચીન સાહિત્ય ગમે તેટલું પ્રભાવિક હોવા છતાં, જગત્ આગળ એ પ્રભાવિકતાની આપણે ખુબ પ્રતીતિ આપણે કરાવી નહિ શકીએ. આ ઉદ્દેશથી જ આજે કેવા સાહિત્ય-પ્રકાશનની અગત્ય છે તેની બનતી યાદી આ લેખના પૂર્વ ભાગમાં રજુ કરવામાં આવી છે અને બાકીનો ભાગ અત્રે રજુ કરવામાં આવે છે. આશા છે કે સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ અને સાહિત્ય સેવકો આ યાદી વિચારે, બને તેટલું અનુસરે અને જે પ્રશ્ન ચર્ચવા જેવો

---

૧ આ મીમાંસાનો ૧॥ અધ્યાય આર્હતમત પ્રભાકરમાં છપાઇ બહાર પડયો છે. સંપૂર્ણ ગ્રન્થ તો પાંચ અધ્યાયનો છે તેની શોધખોલ કરવી જોઇએ.

હોય તે ચર્ચી જૈન જગત્‌ના પ્રાચીન સાહિત્યની મહત્તા દુનિયાના ક્ષેત્રમાં રજુ કરવા યોગ્ય કરે.

## न्याय.

| नाम | कर्ता | स्थान |
|---|---|---|
| रत्नाकरावतारिका-आद्यश्लोक शतार्थ.... | | अमदावाद |
| वादरत्नाकर | | डक्कन कोलेज पूना |
| वादिविजय | | |
| सर्वज्ञ-सिद्धि प्रकरण | श्री हरिभद्रसूरि | जेसलसेर |
| सिद्धान्त रत्नोवलि | | डक्कन कोलेज पूना |
| स्याद्वाद रत्नाकर अवशिष्ट [1]विभाग | वादि देवसूरि | ,, |
| कंटकोद्धार | | पाटण |
| न्यायतत्त्व | | जेसलमेर |
| लिंग लिंगी विचार | | जेसलमेर |
| विप्रवक्त्रमुद्गर | | डक्कन-पूना |
| वणूमतनाटकम् | | पाटण |
| सर्वज्ञ परीक्षा | | जेसलमेर |
| स्याद्वादकलिका | श्री राजशेखर | पाटण |
| हेतुखण्डनपांडित्य | श्री सुमतिसाधु, श्री आनंदसागरजी | |

૧ આના ૪ ભાગ આર્હતમત પ્રભાકરથી પ્રકાશિત થયા છે.

| | | |
|---|---|---|
| अपशब्दखंडन | श्री कीर्तिचन्द्र | पाटण |
| अपौरुषेयदेवनिराकरण | यशोदेव | ,, |
| एकसमयज्ञानदर्शनवाद | | कोडाय (कच्छ) |
| दृष्टान्तदूषण | | डक्कन-पूना |
| नास्तिक निराकरणम् | | लींबडी |
| पञ्चदर्शनखण्डन | | कोडाय |
| वेदखण्डन | | पाटण |
| वेदबाह्य निराकरण | श्री हरिभद्रसूरि | डक्कन-पूना |
| द्विजवदन चपेटिका | श्री हेमचन्द्रसूरि, | मुंबई (लालबाग) |
| सर्वज्ञवाद स्थल | | डक्कन पूना |
| धर्मोत्तरटिप्पण | मल्लवादी | जेसलमेर |
| मंगलपाद | श्री यशोविजयजी | |
| सिद्धान्ततर्क परिष्कार | ,, | |
| स्याद्वादमञ्जूषा | ,, | कोडाय |
| पाण्डित्यदर्पण | उदयचन्द्र | जेसलमेर |

## व्याकरण ग्रन्थो.

| | | |
|---|---|---|
| हैमवृहन्न्यास | श्री हेमचन्द्राचार्य | पाटण |
| ,, लघुन्यास | श्री रामचन्द्राचार्य | |
| ,, ,, | धर्मघोष | पाटण |
| हैमप्राकृत ढुंढिका | द्वितीय हरिभद्राचार्य | ,, |
| ,, दीपिका | | |
| मुष्टिव्याकरण | मलयगिरि | |
| बुद्धिसागर व्याकरण | बुद्धिसागरसूरि | पाटण |

| | | |
|---|---|---|
| शब्दार्णव | सहजकीर्ति | डक्कन पूना |
| सारस्वतवृत्ति | भानुचन्द्र | पाटण |
| ,, | मंडण | जेसलमेर |
| ,, | नयसुंदर | अमदावाद |
| काशिका न्यास | जिनेन्द्रबुद्धि | डक्कन पूना |
| पदव्यवस्था | विमलकीर्ति | |
| सिद्धान्तचन्द्रिका | ज्ञानतिलक | |

## काव्य साहित्य.

| | | |
|---|---|---|
| त्रिषष्टिशलाका पुरुष चरित्र गद्य | | जेसलमेर. |
| अञ्जनासुंदरी चरित्र | गुणसमृद्धि महोत्तरा साध्वी | ,, |
| विलासवई कहा | साधारण कवि | ,, |
| लीलावतीसारमहाकाव्य | जिनरत्नसूरि | जेसलमेर |
| महापुरिसचरियं (प्राकृत) | शिलाचार्य | ,, |
| (આમાં ૫૪ પુરૂષોનાં ચરિત્રો છે.) | | |
| कुवलयमाला | दाक्षिण्यचिन्हसूरि | ,, |
| श्रेयांसनाथचरित्र (प्राकृत) | अजितसिंह | पाटण |
| शांतिनाथचरित्र ,, | देवचन्द्रसूरि (हेमचन्द्रगुरु) | ,, |
| चतुर्विंशति जिन चरित्र | | जेसलमेर |
| अलंकारवर्णन | नरेन्द्रप्रभ | अमदावाद |
| कविशिक्षा | विनयचंद्र | पाटण |
| अलंकार मंडन | मंडनमंत्री | ,, |
| कवितामदपरिहारवृत्ति | ,, | भावनगर |
| काव्याम्नाय | श्री अमरचन्द्र | |

| | | |
|---|---|---|
| वाग्भटालङ्कारवृत्ति | श्री जिनपवर्द्धन | |
| ,, | श्री कुमुदचन्द्र | अमदावाद |
| ,, | श्रीराजहंसोपाध्याय | ,, |
| ऋषभोल्लासकाव्य | | ,, |
| कविगुह्यकाव्य | श्रीरविधर्म | जेसलमेर |
| चन्द्रलेखा विजय प्रकरण | श्री देवचन्द्र | ,, |
| जैनकुमार संभववृत्ति | श्री धर्मशेखर | डक्कन पूना |
| धर्माभ्युदयकाव्य | श्री उदयप्रभ | पाटण |
| सप्तसंधान | श्री हेमचन्द्रसूरि | |
| चन्द्रदूतकाव्य | श्री जम्बूकवि | ,, |
| नलोदय काव्य | श्री रविदेव | डक्कन-पूना |
| नाभेयनेमिद्विसंधान | श्री हेमचन्द्रसूरि | पाटण |
| नेमिदूत | विक्रम | लिंबडी |
| पाणिनीद्व्याश्रय | विनयरत्न | |
| किरातार्जुनवृत्ति | विनयसुन्दर | |
| किरातार्जुन दीपिका | धर्मविजय | अमदावाद |
| कुमारसंभववृत्ति | विजयगणि | अमदावाद |
| घटखर्परवृत्ति | शान्तिसूरि | जेसलमेर |
| रघुवंशवृत्ति | समयसुन्दर | अमदावाद |
| राक्षसकाव्यवृत्ति | शांतिसूरि | जेसलमेर |
| शिशुपालवध टीका | चारित्रवर्धन | डक्कन-पूना |
| नैषधीयकाव्य टीका | श्री जिनराजसूरि | |

## અપ્રકાશિત નાટકો

| | | |
|---|---|---|
| ज्ञानचन्द्रोदय नाटक | पद्मसुन्दर | पाटण |
| ज्ञानसूर्योदयनाटक | मेघप्रभ | ,, |
| चन्द्रलेखाविजय प्रकरण | | |
| अनर्घ्यराघवटीका | जिनहर्ष | ,, |
| ,, टिप्पन | नरचन्द्रसूरि | ,, |
| प्रबोधचन्द्रोदयवृत्ति | रत्नशेखर | ,, |
| मानमुद्रा भञ्जन नाटक | देवचन्द्रगणि | |
| रंभामञ्जरी | नयचन्द्र | |
| ,, टीप्पन | ,, | |
| यादवाभ्युदय | महाकविरामचन्द्रसूरि | |
| रघुविलास | ,, | |
| राघवाभ्युदय | ,, | |
| राजीमतीनाटक | यशश्चन्द्र | पाटण |
| रोहिणीमृगाङ्क प्रकरणम् | रामचन्द्रसूरि | |
| वनमाला नाटिका | ,, | |
| सुधाकलश | ,, | |

મારા અનુભવ અને અભિરૂચિ પ્રમાણે મેં આગમ ભિન્ન આટલા ગ્રન્થો પ્રકાશિત કરવાનું લખ્યું છે. આ સિવાય બીજાના અનુભવ અને રૂચિ પ્રમાણે હજારો ગ્રન્થો હશે તે પણ યથોચિત બહાર આવવા જોઇએ. સાહિત્ય પ્રકાશક સંસ્થાઓના વિદ્વાન્ સંચાલકો તથા આચાર્યાદિ મહાપુરૂષોએ આ બધા ગ્રન્થોના પ્રકાશનમાં પહેલો કયો છપાવવો ? આની ઉપયોગિતાના તારતમ્યનો વિચાર કરી વિદ્વાનોની સલાહ લઇ પ્રકાશન કરવાનું કામ હાથ ધરવું. પરન્તુ નીચેની બાબત ઉપર ખાસ ધ્યાન ખેંચું છું.

## સૂચનાઓ

૧ જે ગ્રન્થ કોઇ સ્થળે છપાતો હોય કિંવા છપાએલ મળતો હોય તો તે ગ્રન્થ હમણા નહીં છપાવવો.

૨ જે ગ્રન્થ જે સંસ્થા છપાવવા વિચાર કરે તે છાપાઓમાં અથવા મુખ્ય મુખ્ય સંસ્થાવાળાઓને સૂચિત કરી દે કે અમો આ ગ્રન્થ છપાવવાના છીએ.

૩ એક જ સાથ એક જ ગ્રન્થ બે વખત ન છપાય.

૪ જે ગ્રન્થો એજ્યુકેશન બોર્ડ, કે કલકત્તાદિની પરીક્ષાઓમાં છે તે ન મળતા હોય તો સહુ પહેલાં સમાલોચનાની સારી વિવેચન પદ્ધતિથી છપાવવા તથા ઓછી કિંમતે વેચવા.

૫ ભિન્ન ભિન્ન વિષયના વિદ્વાનો પાસે તે તે વિષયના ગ્રન્થો એડીટ કરાવવા. તથા પ્રસ્તાવનાઓ સમાલોચનાઓ લખાવવી. જે કઠીણ ગ્રન્થ હોય તે ગ્રન્થોની પ્રાચીન ટીકા ટીપ્પણીઓ વિદ્વાનો પાસે કરાવવી અને છપાવવી.

૬ નવા સ્વતંત્ર ગ્રન્થો બનાવવા છપાવવા કરતાં પ્રાચીન ગ્રન્થો ઉપર ટીકા આદિ બનાવવી, બનાવરાવવી અને છપાવવી.

૭ જે ગ્રન્થો મુનિરાજોને વ્યાખ્યાનને માટે ઉપયોગી હોય, તે સિવાયના ગ્રન્થો પુસ્તકાકારે જ બહાર પાડવા લોકોને વધુ ઉપયોગી હોય છે. જેમકે ન્યાય, વ્યાકરણ છંદ, કોષ, અલંકાર નાટકાદિના ગ્રન્થો.

૮ પ્રાચીન ગ્રન્થ છપાવતાં જેમ હસ્તલિખિત પ્રતો વધુ મળે તેમ કરી તેના વિશિષ્ઠ પાઠાન્તરો જરૂર આપવા તથા પદ વાક્ય પેરેગ્રાફોને વાર્તમાનિક પ્રેસની પદ્ધતિથી જુદા પાડી વ્યવસ્થિત છપાવવા.

૯ બને ત્યાંસુધી જૈન પંડિતો પાસે સંશોધનાદિ કરાવવું. અને જૈન પંડિતો પાસે જ ટીકાઓ કરાવવી.

૧૦ સહુ પહેલાં જૈન ગ્રન્થાવળીની પદ્ધતિથી બધા ભંડારોના ગ્રન્થોનું **સૂચી-પત્ર** નવું કરી લેવું જોઇએ.

આ સૂચનાઓ ધ્યાન આપી મેં સૂચવેલ ગ્રન્થો પ્રકાશમાં લાવવાનો પ્રયત્ન થાય તો થોડા વખતમાં જૈન સાહિત્યને માટે સુન્દર ફળ આવી શકે. આગમ સાહિત્ય માટે બીજાને લખવાની ભલામણ કરી હાલ તો અહીં જ વીરમું છું. વધુ જાણનારે **"जैन साहित्यका प्रकाश"** નામનો મારો લેખ જોવો.



: ૬૪ :

# સિદ્ધહેમચંદ્ર વ્યાકરણનો રચના સંવત્[1]

ગૂજરાતના પ્રાચીન રાજવીઓમાં ચૌલુક્ય રાજવીઓનો નંબર ઊંચો છે. તેમાં પણ વિદ્યા અને વિદ્વાનોના પ્રેમી અને ઉત્તેજક રાજાઓમાં સિદ્ધરાજ જયસિંહનું નામ મોખરે છે. લોકોપયોગી અને પંડિતોપયોગી બધાય વિષયોનું ઉત્તમ સાહિત્ય સર્જી ગૂજરાતનું ગૌરવ વધારનાર પ્રાચીન વિદ્વાનોમાં આચાર્યશ્રી હેમચન્દ્રનું સ્થાન પણ ઘણું ઉંચું છે. તેથી આ બન્ને (નૃપતિ અને મુનિપતિ) જ્યોતિર્ધરોના સંપૂર્ણ સહકારથી તૈયાર થએલ "**सिद्धहेमचन्द्र-शब्दानुशासन-(व्याकरण)** નું મૂલ્ય ગૂજરાત દેશની દૃષ્ટિએ ઘણું વધી જાય છે. આ વ્યાકરણમાં બન્ને વિશિષ્ટ વિભૂતિઓનાં તેજસ્વી કિરણો પ્રકાશી રહ્યાં છે, એમાં કાંઇ શક નથી કે જ્યાં સુધી આ વ્યાકરણ રહેશે ત્યાં સુધી વ્યાકરણ સાહિત્ય તરીકે ગુજરાતનું ગૌરવ વિસરાશે નહિ. સંસ્કૃત વિગેરે સાત ભાષાઓનું વ્યાકરણ આઠ અધ્યાય-વાળા આ પુસ્તકમાં સરલ અને સુંદર રીતે બનાવ્યું છે. આ વિષયનો સંપૂર્ણ ગ્રંથ ગૂજરાત માટે આ પહેલો જ છે.

---

૧ બુદ્ધિપ્રકાશ. અમદાવાદ, માર્ચ ૧૯૩૫

વિવિધ દૃષ્ટિએ મહત્વ ધરાવતા આ ગ્રંથ વિષે દરીઆપારના લોકો વિચાર કરે છે. **જર્મન પંડિતો** આના સુંદર એડિશનો કાઢે છે, **અમેરિકા** અને **લંડનના પંડિતો** આ ગ્રંથ અને તેના કર્તા વિષે અનેક પુસ્તકો નિબંધો લખી ગંભીર ઉહાપોહ કરે છે, ત્યારે **ગુજરાતના સમ્રાટ્ સિદ્ધરાજ જયસિંહની પ્રાર્થનાથી ગુજરાતની** પ્રતિષ્ઠા માટે બનેલ પ્રસ્તુત વ્યાકરણ સંબંધી **ગુજરાતના** સાક્ષરોનું જોઇએ તેવું ધ્યાન ન ખેંચાય, ગંભિર લેખકો આ વિષયને ન સ્પર્શે, અને **ગુજરાતના સમાલોચકો** આ વિષયપરત્વે શોધખોળ કરી સમાલોચનાત્મક વિચાર ન કરે, એ ખરેખર **ગુજરાત** માટે દુઃખ અને ન્યૂનતાનો વિષય છે.

રાષ્ટ્રીયકીર્તિ ટકાવવા માટે આ વ્યાકરણ સર્જાયું છે. યૂરોપ **અમેરિકા** કે **બંગાલાદિ** દેશોમાં આવો ગ્રંથ પ્રસ્તુત ઉદ્દેશને લઇને હસ્તીમાં આવ્યો હોત તો તે દેશના વિશેષજ્ઞ સાક્ષર લોકોએ ગ્રંથ અને ગ્રંથકાર વિષે અનેક મહત્ત્વનાં લખાણો કરી પુષ્કળ પ્રકાશ પાડ્યો હોત. અસ્તુ.

આ વ્યાકરણ સંબંધી ઘણી શોધખોળ કરવા જેવી છે. તેની સ્વોપજ્ઞલઘુવૃત્તિ (હેમાચાર્યની જ બનાવેલ વૃત્તિ) સહિત પ્રસ્તુત વ્યાકરણને સંશોધિત કરવાનું કાર્ય સદ્ભાગ્યે મને મળ્યું છે.[૧] લગભગ ત્રણ વર્ષ જેટલા લાંબા કાળમાં મારી યોગ્યતા મુજબ પ્રયાસ કરી આનું સંપાદન કરતાં આ મૌલિક ગ્રંથ; તેની પદ્ધતિ; અને તેના કર્તા આદિ વિષે મને અનેક અનુભવો થયા છે. વિવિધ વિચારો ઉપજ્યા

---

૧ આ ગ્રંથ હમણાં શેઠ આણંદજી કલ્યાણજી પેઢી અમદાવાદ તરફથી બહાર પડયો છે. આમાં મેં સાત પરિશિષ્ટો યોજ્યાં છે.

છે. તે બધાને રીતસર લખવામાં આવે તો એક ખાસુ પુસ્તક થઇ જાય તેમ છે.

જે જે વિષયના મને અનુભવો થયા છે તે જુદા જુદા અનેક લેખોમાં જ લખી શકાય. આ સ્થળે '**પ્રસ્તુત વ્યાકરણ કયા વર્ષમાં અને કેટલા સમયમાં બન્યું ?**' તે પરત્વે લખવાનુ મેં નક્કી કર્યું છે.

જે વિષયના સંબંધમાં હું અહીં લખવાનો છું તે વિષય ઘણો મહત્ત્વનો છે. આ વ્યાકરણના નિર્માણનો સમય નક્કી થવાથી **હેમચન્દ્રાચાર્ય**ના બીજા સાહિત્ય નિર્માણ કાળનો પણ **ઉકેલ** આણી શકાશે, તેમ **સિદ્ધરાજ**ના છેલ્લા ઇતિહાસ ઉપર પણ પ્રકાશ પાડી શકશે.

આ વિષય જેટલો મહત્ત્વનો છે, તે કરતાં વધારે **ગુંચવણભર્યો પણ છે.** ભિન્ન ભિન્ન ગ્રંથોનાં અનેક જાતનાં લખાણો–ઉલ્લેખોથી બુદ્ધિ ચક્કરમાં પડી જાય છે. તેમ કોઇ ગ્રંથમાં આ વ્યાકરણ સંબંધી નિશ્ચયાત્મક સંવત્ માસ કે તારીખ લખેલ મળ્યાં નથી. એટલે ઘણે ભાગે અનુમાન અને આસપાસના પ્રસંગોને આધારે કામ લેવું પડશે. હું અહીં જે લખીશ તે બનતાં લગી યુક્તિ અને પ્રમાણોથી લખીશ.

પ્રસ્તુત વિષયને સ્પષ્ટ બનાવવા માટે આની સાથે સંબંધ ધરાવનારી ચાર બાબતોનો વિચાર કરવો અગત્યનો છે.

૧ **સિદ્ધરાજ** જયસિંહે **માલવાના રાજા યશોવર્મા**ને ક્યારે જિત્યો ? અને **પાટણ**માં પ્રવેશ ક્યારે કર્યો ?

૨ હેમાચાર્યે સિદ્ધહેમચન્દ્ર વ્યાકરણની શરુઆત ક્યારે કરી ?

૩ પ્રસ્તુત વ્યાકરણનું પરિમાણ કેટલું ? તેના કેટલા ભાગ ને કેટલા સમયમાં ક્યારે રચ્યો ?

૪. સિદ્ધરાજે સોમેશ્વર ગિરનાર અને શત્રુંજયાદિની યાત્રા ક્યારે કરી? તેની સાથે હેમાચાર્ય હતા કે નહિ?

આ ચારે બાબતોનો હવે આપણે ક્રમશઃ વિચાર કરીએ.

## સિદ્ધરાજનો વિજય અને પાટણમાં પ્રવેશ.

લગભગ એક [1]સૈકાથી ગુજરાત અને માળવાના રાજાઓ વચ્ચે વૈમનસ્ય ચાલતું હતું. મિનળદેવી સોમેશ્વર યાત્રા કરવા ગઇ હતી. ત્યાર બાદ જ્યારે સિ૦ જયસિંહ બીજે સ્થળે ગયો ત્યારે લાગ જોઇને માલવાના રાજા યશોવર્માએ ગુજરાત ઉપર ચઢાઇ કરી. પણ બહાદૂર અને કાર્યદક્ષ શાંતુ વિગેરે મંત્રિઓએ ગુજરાતને આંચ આવવા દીધી નહિ.[3] સિદ્ધરાજે તે વાત જાણી. માલવપતિની

---

૧ સિદ્ધરાજના દાદા ભીમ સાથે માલવાના રાજા ભોજની ચકમક ખૂબ ચાલી હતી જુઓ–પ્રબંધચિં૦નો ભોજ ભીમ પ્રબંધ. ભીમનો રાજ્યકાલ વિ. સં. ૧૦૭૮ થી ૧૧૨૦, કર્ણનો ૧૧૨૦ થી ૧૧૫૦ અને સિદ્ધરાજનો રાજયકાલ ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી છે.

૨ ગૌરીશંકર ઓઝાજી કહે છે કે તે વખતે નરવર્મા (યશોવર્માનો પિતા) ગુજરાત ઉપર ચઢાઇ કરી આવ્યો હતો. આ પરમાર નરવર્માના શિલાલેખો વિ. સં. ૧૧૬૪ સુધીના છે, જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ભાગ ૧ લો પૃ. ૧૯૫. નરવર્માનો રાજયકાલ ૧૧૯૦ સુધી મનાય છે. ઓઝાજી રાજપૂતાનેકા ઈતિહાસ ભાગ ૧ પૃ. ૧૯૬ માં લખે છે કેઃ—યશોવર્માને હરાવ્યા પછી તેના આધીન માલવદેશ ચિત્તોડગઢ ડુંગરપુર–વાંસવાડાનો પ્રદેશ પણ સિદ્ધરાજને હાથ આવ્યો. આનું રાજય ચયું. યશોવર્માનો પુત્ર જયવર્મા થયો.

૩ પ્રબંધ ચિં. સિદ્ધરાજ પ્રબંધ પૃ૦ ૫૮. આનો રચનાકાળ વિ. સં. ૧૩૬૧ છે.

ઉદ્ધતાઇને તે સાંખી શક્યો નહિ. તે મહાપ્રતાપી હતો અને તેની પાસે સૈન્યબળ પણ બહોળું હતું. સિદ્ધરાજે ચઢાઇ કરી. માલવાની રાજધાની ઉજ્જૈન નગરીને ઘેરી લીધી. ત્યાંથી ધારાનગરીમાં નાસી ગએલ યશોવર્માને પકડી કેદ કરી ત્યાં (માલવામાં) પોતાની આજ્ઞા વર્તાવી. આ વિજયથી સિદ્ધરાજને ઘણો જ સંતોષ થયો. તેની કીર્તિ ચોમેર પ્રસરી. કેમકે યશોવર્મા માલવાનો પ્રતાપી અને મોટો રાજા હતો.

માલવાથી પાછો ફરી સિ. જયસિંહ રાજા પાટણમાં આવ્યો. ભારતીય રિવાજ મુજબ ત્યાંની પ્રજાએ તેનું રૂડું સ્વાગત કર્યું. રાજા અને પ્રજાએ મહોટો વિજયોત્સવ કર્યો. જિતી આવેલા ગૂર્જર પતિને અનેક બ્રાહ્મણો કવિઓ અને ધર્મગુરુઓ આશીષ અને અનુમોદન આપવા ગયા. આશીર્વાદ આપનારા ધર્મગુરુઓમાં હેમાચાર્ય પણ એક હતા; કે જેમનો સિદ્ધરાજ સાથે પહેલો પરિચય ઘણા વર્ષો અગાઉ થઇ ગયો હતો.[2]

---

૧. જુઓ સંસ્કૃત દ્વયાશ્રમ કાવ્ય સર્ગ. ૧૪ પ્રબંધ ચિંતામણિમાં રાજાએ સિદ્ધા ધારાનગરીમાં જઇ યશોવર્માને કેદ કર્યો. એનો ઉલ્લેખ છે. અર્થાત્ યશોવર્માની રાજધાની ધારામાં હતી

૨ પ્રભાવક ચ૦માં હેમચંદ્ર ચરિત્ર શ્લોક ૬૯. પ્રબંધચિંતામણિમાં માલવાને જિતી આવ્યા પછી સિદ્ધરાજ અને હેમચન્દ્રાચાર્યનો મેળાપ ટાંક્યો છે, પણ વિચાર કરતાં તેનાથી ઘણા વર્ષો અગાઉ તે બન્ને વચ્ચે સંબંધ થયો હશે એમ લાગે છે, કારણ કે જ્યારે વિ. સં. ૧૧૮૧ માં વાદિ દેવસૂરિ અને કુમુદચંદ્રનો શાસ્ત્રાર્થ સિદ્ધરાજના પ્રમુખપણા હેઠલ થયો, ત્યારે હેમચંદ્રની હાજરી ત્યાં હતી, એ વાતની નોંધ પ્રભાવક ચરિત્રમાં (દેવસૂરિ પ્રબંધમાં) અને પ્રબંધ ચિંતામણીમાં (પેજ ૬૭) માં છે.

હવે અહીં આપણે એ વિચારવું છે કે **સિદ્ધરાજે** આ વિજય કયા વર્ષે મેળવ્યો, અને **પાટણ**માં પ્રવેશ ક્યારે કર્યો ?

દ્વયાશ્રયથી લઇ પ્રબંધકોષ કે તે પછીના જુના કે નવા ગ્રંથોમાં આ પ્રસંગની કોઇ ખાસ તારીખ જડતી નથી. ડૉ. જી. બુહ્લર (Dr. G. Buhler) હેમાચાર્યના જીવનચરિત્રમાં (પૃ ૩૩.) લખે છે કે **યશોવર્મા**એ વિ સં. **૧૧૯૨ ના માર્ગશીર્ષ વદિ ત્રીજ મહિનામાં કોઇને જમીનનું દાન કર્યું હતું. એનું દાનપત્ર મળ્યું છે, ત્યારે તે માલવાનો સ્વતંત્ર રાજા હતો, એમ લાગે છે. જો આ વાત સાચી હોય તો તે પછી જ સિદ્ધરાજનો વિજય ઘટી શકે.** દાનના પ્રસંગ પછી તરત જ સિદ્ધરાજે જિત મેળવી હોવી જોઇએ. તેથી એમ માનવું અનુચિત નથી કે તે વર્ષના [1]ચોમાસા પહેલાં **સિદ્ધરાજે** જિત મેળવીને તરત જ **પાટણ**માં પ્રવેશ કરી લીધો હશે, એ હિસાબે માલવાનું જીતવું. **પાટણ**માં પ્રવેશ અને વિજયોત્સવ એ બધું કાર્ય લગભગ વિ. સં. ૧૧૯૨ ના શ્રાવણ મહિના સુધી પતી ગયું હશે, એમ મને લાગે છે. વિ. સં. ૧૧૯૪ ના એક શિલાલેખમાં **સિદ્ધરાજ**ને **માળવા**નો રાજા તરીકે લખેલો છે.[2]

---

૧ યુદ્ધ કરવા માટે ચોમાસાની ઋતુ અનુકૂળ નથી એટલે વર્ષાદ પહેલાં તે કામ પતી ગયું હશે.

૨ જુઓ '**પુરાતત્ત્વ**' પુસ્તક ૪ મા.

ઓઝાજી. રા. પૂ. કા ઇતિહાસ ભા. ૧૯-૧૯૬માં લખે છે કે બાર વર્ષ પછી સિદ્ધરાજ જયસિંહે **યશોવર્મા**ને વિ. ૧૧૯૨થી ૧૧૯૫ની વચ્ચે હરાવ્યો હશે. ઉજ્જૈન દરવાજા ઉપરથી એક શિલાલેખ મળ્યો છે કે જે અત્યારે ત્યાંની (ઉજજૈની) મ્યુનીસીપાલટી કમેટીમાં પડયો છે, તેમાં લખ્યું છે કે :

## હેમ વ્યાકરણની શરૂઆત.

તે વખતના અને પાછળના બધાય ગ્રંથકારો એકમતે કહે છે કે **માલવાના વિજય પછી સિદ્ધરાજે હેમચન્દ્રાચાર્ય પાસે આ વ્યાકરણ બનાવરાવ્યું.** તેમ આ જ વ્યાકરણના " **ख्याते दृश्ये** " (પા. ૨૮) સૂત્રની સ્વોપજ્ઞ **लघुवृत्ति** અને **बृहद्वृत्ति** માં " **अरूणत् सिद्धराजोऽवन्तीम्** " (સિદ્ધરાજે ઉજ્જૈની નગરીને ઘેરી) એમ વ્યાકરણકાર હેમાચાર્ય પોતે કહે છે, અને આની પ્રશસ્તિમાં (શ્લોક ૧૯ થી ૨૯ સુધી) પણ **માલવાના** વિજયનું વર્ણન હેમાચાર્યે કર્યું છે. એટલે એમાં જરાય શંકા જેવું નથી. **પ્રભાવક** ચરિત્રકાર કહે છે તેમ **માલવાની** (ઉજ્જૈની) લૂંટમાં ત્યાંનો એક ગ્રંથ ભંડાર પણ **પાટણ** આવ્યો હતો. તેમાં '**ભોજ વ્યાકરણ**' જયસિંહરાજાએ દીઠું. તેથી તેવું નવું વ્યાકરણ બનાવરાવવાની તેની ઇચ્છા થઇ. તેનામાં રાષ્ટ્ર પ્રેમ હતો. ગૂજરાતના લોકો ગૂર્જર પંડિતોના જ ગ્રંથો ભણે એમ તે ચાહતો હતો. તેમ એક સારા[1] વ્યાકરણની ખોટ પણ

---

૧ જુઓ પ્રભાવક ચરિત્રમાં હેમચં૦ ચં૦ માં ૭૦ થી ૯૫ શ્લોક સુધી રાજાને એક સરલ અને સંપૂર્ણ વ્યાકરણની ઉણપ ખટકતી હતી, તે માટે આ વ્યાકરણની પ્રાશસ્તિના છેલ્લા પદ્યમાં હેમાચાર્ય પોતે પણ લખે છે. જેમઃ—

तेनातिविस्तृतदुरागमविप्रकीर्णशब्दाऽनुशासनसमूहकदर्थितेन ।

अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः

પ્રસ્તુત-હૈમ-વ્યાકરણના મહત્વ વિષે વધુ જાણવું હોય તો જુઓ ગુજરાતનું પ્રધાન વ્યાકરણ' નામનો નિબંધ, 'જે આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ'માં મંજુર થયો હતો. આ આખોય નિબંધ 'પુરાતત્વ ના પુસ્તક ચોથામાં (પેજ ૬૧ થી) છપાયો છે.

તેને લાગતી હતી. તેથી **સર્વાંગ પૂર્ણ વ્યાકરણ બનાવવાની પ્રાર્થના તે રાજાએ હેમાચાર્યને કરી. જેને સાહિત્ય નિર્માણનું એક વ્યસન હોય તેને માટે આવી પ્રાર્થના** 'ભાવતું હતું અને વૈદ્યે કહ્યું' જેવી થાય. **હેમાચાર્યે આનંદપૂર્વક ગૂર્જરપતિની પ્રાર્થનાને વધાવી લીધી.** પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, **દ્વયાશ્રય** કે આ વ્યાકરણમાં આની શરૂઆત ક્યારે થઇ તેની તારીખ માસ કે વર્ષ નથી; પણ તેના વર્ણનથી લાગે છે કે સિદ્ધરાજનો પાટણમાં પ્રવેશ થયા પછી તરત જ આનો પ્રારંભ નહિ થયો હશે. સંભવતઃ ૧૧૯૨નું આખું વર્ષ પૂરું થયા પછી જ આનો પ્રારંભ થયો હશે; કેમકે **પાટણમાં** પ્રવેશ કર્યા પછી પણ **સિદ્ધરાજ** બીજા રાજ્યકાર્યોમાં થોડા સમય સુધી જરૂર રોકાયો હશે, અને કાશ્મીરથી પુસ્તકો વિગેરેનાં સાધનો મેળવવા પણ સમય વીત્યો હશે. એટલે કે વિ. સં. ૧૧૯૩ ના પ્રારંભમાં **હેમાચાર્યે** આ વ્યાકરણ બનાવવાની **અર્થ શ્રી**—શરૂઆત કરી હોય એમ મારી કલ્પના છે.

## હેમવ્યાકરણનું પ્રમાણ કેટલું ?

ગૂજરાત રાષ્ટ્રની દૃષ્ટિએ રાજાની પ્રાર્થનાથી આ વ્યાકરણ બનાવવાનું હોવાથી હેમાચાર્યે આને આકર્ષક અને સમ્પૂર્ણ બનાવવામાં તેમનાથી બનતો પ્રયાસ જરૂર સેવ્યો છે. આ વ્યાકરણ માટે બીજા દેશના **લોકો કિન્તુ પણ કહે,** એમાં હેમાચાર્ય પોતાને માટે જ નહિ, બલ્કે ગુજરાત માટે પણ કલંક સમજતા; તેથી સૂત્ર, ગણપાઠ સહિત વૃત્તિ, લિંગાનુશાસન, ધાતુપાઠ અને ઉણાદિ એ કુલ વ્યાકરણનાં પાંચે અંગોથી રચના તેમણે નિપુણતાથી એક હાથે કરી. તેનું પ્રમાણ કેટલું છે ? તે વિષે પ્રબંધચિંતામણિ વગર બીજે ક્યાંય લખાણ જડતું

નથી. પ્ર. ચિં માં મેરુતંગ આખા હૈમ વ્યાકરણનું પ્રમાણ સવા લાખ શ્લોક જેટલું કહે છે.[1]

## હૈમવ્યાકરણ કેટલા સમયમાં બન્યું ?

જેમ હેમાચાર્યે પોતાના આ વ્યાકરણના પ્રમાણ વિષે કાંઇ લખ્યુ નથી, તેમ તે કેટલા સમયમાં કે ક્યારે બનાવ્યું ? તે વિષે પણ તેઓએ મૌન સેવ્યું છે. પ્રબંધચિંતામણિકાર આ સંપૂર્ણ વ્યાકરણ એક વર્ષમાં બનાવ્યાનું લખે છે.

## બન્ને બાબતોની આલોચના

હવે ઉપરનાં બન્ને કથનની આપણે પરીક્ષા કરવી પડશે. પહેલાં એ વિચારવું છે કે પ્ર. ચિં. માં કહેલ [2]સવા લાખ શ્લોક હૈમવ્યાકરણના મૂળના છે કે ન્યાસ વિગેરે ટીકા ગ્રંથના શ્લોકો પણ આ ગણતરીમાં ભેગા છે ? સૂત્ર વિગેરે પાંચ અંગો (લઘુ અને મોટી વૃત્તિ સહિત) કે જે અત્યારે ઉપલબ્ધ છે તેનું પ્રમાણ ૩૦,૦૦૦

---

૧. ××× श्री हेमचन्द्राचार्यैः श्री सिद्धहेमाभिधानं अभिनवं पञ्चाङ्ग व्याकरणं सपादलक्षग्रन्थप्रमाणं संवत्सरेण रचयाञ्चक्रे । प्र. चिं. पृ. ૬૦ (શ્રી જિનવિ. સંપાદિત)

" सं॰ ११९५ ज्येष्ठ वदि १४ गुरावद्येह श्रीमदणहिलपाटकावास्थित महाराजाधिराजपरमेश्वरत्रिभुवनगण्डसिद्धचक्रवर्तिअवंतीनाथबर्वरकजिष्णुजयसिंहदेवविजयराज्ये......मालवराउश्रीयशोवर्मनामानं च जित्वा............॥ ઉજ્જૈનનો શિલાલેખ (राजपूतानेका इ० भाग १ पृ. १९७)

૨ જો કે આ આખો ગ્રંથ શ્લોકબદ્ધ નથી, ગદ્યમાં છે, પણ અનુષ્ટુપના ૩૨ અક્ષર પ્રમાણનો એક શ્લોક ગણી ગ્રન્થનું પરિમાણ (માપ) લખવાની જૂની પદ્ધતિ છે, તે હિસાબે અહીં સવાલાખ શ્લોક સમજવા.

ત્રીસ હજાર શ્લોકોથી વધારે નથી. એ ચોક્કસ છે, એટલે એ નક્કી છે કે પ્ર૦ ચિં૦ માં લખેલ સંખ્યા મૂળ અંગોની જ માત્ર નથી. ત્યારે સવા લાખ શ્લોકની પૂર્તિ કરવા તેમનો 'स्वोपज्ञबृहन्न्यास' કે જેનું પરિમાણ પરંપરાથી ૯૦૦૦૦ નેવું હજાર શ્લોકનું કહેવાય છે, અને ધાતુપારાયણ વિગેરે વ્યાકરણના તેમના બીજા ગ્રંથનો પણ સમાવેશ આમાં ( ૩૦૦૦૦ માં ) કરવો જોઇએ. એમ કરવાથી જ પ્ર. ચિં. માં કહેલ સવા લાખ શ્લોક પરિમાણની વાત સાચી ઠરી શકે. મૂળ પાંચ અંગો અને બૃહન્ન્યાસ વિગેરે ટીકા ગ્રંથોની બધી ગણતરી સવા લાખ શ્લોકની લગભગ થઇ શકે છે.

આ સવાલાખ શ્લોક એક જ વર્ષમાં બનાવ્યા હોય, તેમ સંભવિત લાગતું નથી. જો કે હેમચન્દ્રાચાર્ય એક વિશિષ્ટ સમર્થ પ્રતિભાશાળી અને યુગપ્રવર્તક પંડિત હતા. પણ માનવીની લખવાની પ્રવૃત્તિ ક્રમસર જ થાય, તેમાં સમયની અપેક્ષા રહે એમ દરેકે માનવું જોઇએ. વળી તે વખતે હેમચન્દ્રાચાર્ય સિદ્ધરાજના પ્રેમભક્તિપાત્ર ખૂબ થયા હતા, એટલે તેમાં પણ તેમનો સમય જતો હશે. એ બધું જોતાં એક વર્ષમાં આ વ્યાકરણનાં સૂત્ર વિગેરે મૂળ પાંચ અંગોની જ રચના હેમાચાર્ય કરી શક્યા હશે કે જેનું માપ ત્રીસેક હજાર શ્લોક જેટલું થાય છે, અને તેટલી રચના શક્ય પણ છે. વ્યાકરણની રચનાનો સંબંધ આ પાંચ અંગો સાથે જ મુખ્ય છે. ટીકા ગ્રંથો તો હેમાચાર્યે ન બનાવ્યા હોત તો પણ તેમનું વ્યાકરણ અધુરૂં ન કહેવાત. તે તો પાછળથી વિશેષ સાધન તરીકે બનાવેલા છે.

આ પ્રમાણે હેમાચાર્યે વ્યાકરણના પાંચે અંગોને એક વર્ષમાં બનાવી વિ. સં. ૧૧૯૩ નું વર્ષ પુરૂં થતાં સિદ્ધરાજને આ વ્યાકરણ અર્પણ કર્યું. આ સંપૂર્ણ વ્યાકરણથી રાજાને અપાર હર્ષ થયો, તેનો

વરઘોડો કાઢયો અને રાજાના ભંડારમાં આ વ્યાકરણગ્રંથને મૂકયો, પ્ર. ચિં. માં લખેલ વ્યાકરણ રચનાનો એક વર્ષ જેટલો કાળ ૩૦૦૦૦ શ્લોક જેટલા મૂળ ભાગ માટે જ સમજવો જોઇએ, એવો મારો મત છે.

## વ્યાકરણ બન્યા પછી

સિદ્ધરાજ શૈવધર્મમાં માનનારો હતો. હેમાચાર્ય જૈનધર્મના આચાર્ય હતા. તેમ સિદ્ધરાજ પાસે અનેક પંડિતો, વધતી જતી હેમાચાર્યની કીર્તિને સાંખી શકતા ન હતા. તેઓ અવારનવાર સાચી જૂઠી હેમાચાર્યની નિંદા કરી રાજાના કાન ભરતા હતા. આવી પરિસ્થિતિમાં સિદ્ધરાજ, હેમાચાર્યના ગ્રંથની સંપૂર્ણ પરીક્ષા કર્યા વગર જ તેનો પ્રચાર કરે, તેની મુક્ત કંઠે પ્રશંસા કરે; તે માટે પુષ્કળ ધનવ્યય કરે, એ નહિ બનવા જેવું છે. એટલે પ્રસ્તુત વ્યાકરણની [1]રાજાએ પોતાના અજૈન પંડિતો પાસે ખૂબ પરીક્ષા કરાવી. સંપૂર્ણ રીતે તેનું પારાયણ અને વાચન કરાવ્યું. પંડિતોએ ખંતપૂર્વક પરીક્ષક દૃષ્ટિએ તેનું પૂર્ણ રીતે અવલોકન કર્યા પછી તેમાં વૈદિક ધર્મ-સમાજ રાષ્ટ્ર અને વ્યાકરણાદિ શાસ્ત્રોની દૃષ્ટિથી કોઇ બાધ તેમને જણાયો નહિ; એટલે રાજાને તેઓએ સદર ગ્રન્થ વિષે સારામાં સારો મત આપ્યો. એથી સિદ્ધરાજનો હર્ષ વધ્યો. હેમાચાર્યની ઉદારતા અને વિદ્વત્તા ઉપર તેની શ્રદ્ધા સજ્જડ થઇ. રાજાએ ત્રણસો લહિયાઓ પાસે તેની સંખ્યાબંધ નકલો કરાવી સર્વત્ર તેનો પ્રચાર કર્યો. પ્રભાવક

---

૧. राज्ञः पुरः पुरोगैश्च विद्वद्भिर्वचितं ततः । चक्रे वर्षत्रयेणैव राज्ञा पुस्तकलेखनम् ॥ १०३ ॥ राजादेशान्नियुक्तैश्च सर्वस्थानेभ्य उद्यतैः । तदा चाहूय सच्चक्रे लेखकानां शतत्रयम् ॥ १०४॥ પ્રભાવક ચરિત્ર.

ચ૦ વિગેરે ગ્રંથોથી જણાય છે કે આ બધાં કાર્યોમાં ત્રણ વર્ષો વીતી ગયા. મને પણ આ વાત સાચી અને સંભવિત લાગે છે. એટલે વિ. સં. ૧૧૯૬ ના છેલ્લા ભાગમાં આ વ્યાકરણનું રીતસર અધ્યયન અધ્યાપન ચાલ્યું હશે, અને આનો પ્રચાર રાજાદ્વારા દેશ વિદેશમાં થયો હશે. જો કે કમનસીબે **સિદ્ધરાજના** રાજકાળમાં ત્રણ જ વર્ષ આના પ્રચાર માટે અવશિષ્ટ રહ્યા,[1] પણ તેના ઉત્તરાધિકારી કુમારપાલ રાજા પણ દેશ-વિદ્યા અને હેમચન્દ્રાચાર્યનો પરમ ભક્ત હોવાથી સિદ્ધરાજ જયસિંહ પછી તેના રાજ્યમાં પણ આનો પ્રચાર અટક્યો નહિ.

## હૈમબૃહત્ન્યાસની રચના ક્યારે થઇ ?

પહેલાં હેમચન્દ્રાચાર્યે વ્યાકરણના મૂળ અંગો બનાવી રાજાને આપ્યાં. પોતાના વ્યાકરણનો જગત્માં સારો પ્રચાર અને આદર જાણી હેમાચાર્યને તે ઉપર બીજાં વધુ સાધનો તૈયાર કરી ગૂજરાત અને પોતાની કીર્તિ ફેલાવવાની તમન્ના જાગી, તેથી પોતાની બૃહદ્વૃત્તિ કે જેનું પરિમાણ ૧૮૦૦૦ શ્લોકનું કહેવાય છે, તેના પ્રત્યેક શબ્દ ઉપર લંબાણથી તેમણે ટીકા બનાવી. આનું જ નામ **બૃહન્ન્યાસ** છે.

આ ન્યાયનો થોડો ભાગ ( પહેલા પાદના ૩૮ સૂત્રો. ૧-૧-૩૮ જેટલો **પં૦ ભગવાનદાસ**સંપાદિત ) બહાર પડ્યો છે, તે જોતાં વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ તે અતિ મહત્ત્વનો જણાય છે. મૂળસૂત્ર અને બૃહદ્વૃત્તિની દરેક બાબતનો આમાં ઘણા ઉંડાણથી અને વિસ્તારથી વિચાર કર્યો છે. શાસ્ત્રાર્થ અને તેના ખુલાસા પણ કર્યા છે. અનેક

---

૧. સિદ્ધરાજનો વિ. સં. ૧૧૯૯ માં સ્વર્ગવાસ થયો. કુમારપાળનો રાજ્યકાળ ૧૧૯૯ થી ૧૨૩૦ વિક્રમ સંવત્ સુધીનો છે.

પ્રાચીન અને તત્કાલીન ગ્રંથકારો અને ગ્રંથોના મતોના ઉલ્લેખો કરી તે ઉપર સમાલોચના કરી છે. આનું પ્રમાણ ૯૦૦૦૦ નેવું હજાર શ્લોક જેટલું મનાય છે. જો તે છપાય તો **પાતંજલ મહાભાષ્યની** જેમ આનાથી પણ વ્યાકરણ માટે ઘણું જાણવાનું મળે–નવો પ્રકાશ પડે. જો કે આની રચનાનો પણ ચોક્કસ સમય જાણી શકાતો નથી. મૂળ વ્યાકરણના પાંચે અંગો પછી એટલે કે વિ. સં. ૧૧૯૩ બાદ ગમે ત્યારે **કાવ્યાનુશાસન** હેમાચાર્યે બનાવ્યું અને તે બન્યા પછી જ હૈમન્યાસની રચના થઇ છે. મૂળ **કાવ્યાનુશાસન** ( અલંકાર ચૂડામણી ) ની રચના તેમના વ્યાકરણ પછી થઇ છે અને તે પછી જ આ **બૃહન્ન્યાસ** લખાયો છે, એમ પણ મારું દૃઢ મંતવ્ય છે. જો કે આ વાત કોઇપણ **લેખકે** લખી નથી, એટલે ઘણા લોકોને નવી લાગશે, પણ પ્રસ્તુત ન્યાસનું અવલોકન કરતાં મને તેમાં સબળ પ્રમાણ મળ્યું છે, તેથી હું ભાર દઇને લખું છું. **હૈમવ્યાકરણના** "**सविशेषणमाख्यातं वाक्यम्** ૧-૧-૨૬"ના સૂત્રની બૃહદ્વૃત્તિના હેમાચાર્યકૃત આ **બૃહન્યાસ**માં તેમના **અલંકારચૂડામણિ** ( કાવ્યાનુશાસન ) ના સૂત્રનો ઉતારો આપ્યો છે, તે આ પ્રમાણે છે:— "**यदाह स्वोपज्ञालङ्कारचूडामणौ–वक्त्रादिवैशिष्ट्यादर्थस्यापि मुख्यामुख्यात्मनो व्यञ्जकत्वम्**" ( જુઓ **પં. ભ.** સંપાદિત બૃહન્યાસનું પેજ ૩૫ ) જે સૂત્રનો અહીં તેમણે ઉતારો કર્યો છે તે સૂત્ર તેમના ( હેમાચાર્યના ) **કાવ્યાનુશાસન**માં ( નિર્ણયસાગરની આવૃત્તિ પૃ. ૩૫માં ) હાલ મળે છે તેમ કાવ્યાનુશાસનમાં હૈમવ્યાકરણનો નિર્દેશ છે; તેથી એ નક્કી છે કે **આ બૃહન્ન્યાસની રચના કાવ્યાનુશાસન ( અલંકારચૂડામણિ ) ની બાદ થઇ છે.**

**સહરહુ** ન્યાસના છપાએલ ભાગમાં દ્વયાશ્રય વિષે કાંઇ ઉલ્લેખ નથી, તેમ દ્વયાશ્રયમાં પણ તેનો રચ્યા સંવત્ નથી, તેથી હું નિશ્ચયાત્મક

એ નથી કહી શકતો કે સંસ્કૃત દ્વયાશ્રયની રચના પ્રસ્તુત ન્યાસની પહેલાં કે પછી થઇ છે? આ કાવ્ય કે જેમાં હૈમવ્યાકરણના બધાય સં૦ સૂત્રોના પ્રયોગોને હેમાચાર્યે કુશળતાપૂર્વક ક્રમસર ગોઠવ્યા છે તેનો સંબંધ હૈમવ્યાકરણ સાથે ઘણો નજીકનો છે, અને સાથે સાથે સિદ્ધરાજ સુધી ચૌલુક્ય વંશના ઉજ્વલ ઇતિહાસને મજકુર દ્વયાશ્રય કાવ્યમાં લિપિબદ્ધ કર્યો છે; [1]તેથી એ કલ્પના થઇ શકવી અસંભવિત નથી કે કદાચ ન્યાસની પહેલાં પણ સંસ્કૃત દ્વયાશ્રય કાવ્ય ( યશોવર્માને હરાવ્યા સુધી ૧૫ સર્ગ સુધી ) બનાવી સિદ્ધરાજને હેમાચાર્યે બતાવ્યું હોય; પણ આ હું ફક્ત કલ્પનાથી કહું છું. હેમાચાર્યના બધા ગ્રંથો વિષે પૌર્વાપર્યનો ક્રમ નક્કી કરવા માટે તો તેમના સઘળા ગ્રંથોનું ઉંડું અધ્યયન કરવું આવશ્યક છે.

## સોમેશ્વર અને શત્રુંજયની યાત્રા.

સિદ્ધરાજે સોમેશ્વર વિગેરેની છેલ્લી યાત્રા બહુ ઠાઠથી કરી હતી, તેવા ઉલ્લેખો અન્યાન્ય ગ્રંથોમાં આવે છે, પણ તેનો સંવત્ જડતો નથી. તે વખતે સંવત્ આપવાની પદ્ધતિ બહુ પ્રચારમાં આવી ન હતી, તેથી જ તે સમયના અનેક મહત્ત્વના બનાવોના સંવત્, માસ કે દિવસોના ઉલ્લેખો ઐતિહાસિક ગ્રંથોમાં પણ બહુ જ ઓછા મળે છે.

હેમચંદ્રાચાર્ય કે જેઓ સિદ્ધરાજના પ્રિય ગુરૂ અથવા જ્ઞાનગોષ્ઠીના મિત્ર હતા, અને ચૌલુક્ય વંશના ઇતિહાસના મુખ્ય લેખક હતા, તેમણે

---

૧ હેમાચાર્યે પોતાના વ્યાકરણની સિદ્ધિ માટે **ભટ્ટિકાવ્ય** જેવાં બે કાવ્યો બનાવ્યાં છે. સંસ્કૃત માટે વીસ સર્ગનું સંસ્કૃત અને પ્રાકૃતાદિ દ્વયાશ્રય માટે પ્રાકૃતદ્વયાશ્રય આઠ સર્ગનું બનાવ્યું છે. સંસ્કૃતના છેલ્લા પાંચ સર્ગ તથા આખા પ્રાકૃત દ્વયાશ્રય (કુમારપાળ ચરિત્ર.) ની રચના બારમી સદી પૂરી થયા બાદ થઇ છે. આ બન્ને કાવ્યો ગૂજરાતના ઈતિહાસ માટે મહત્ત્વનાં છે. મુંબઇ ગવર્મેન્ટ સંસ્થાએ છપાવ્યાં છે.

[1]દ્વયાશ્રયમાં **યશોવર્માને** હરાવ્યા પછીના લખાણમાં **સોમેશ્વર, શત્રુંજય** વિગેરેની યાત્રાનું વર્ણન કર્યું છે. પ્રબંધચિંતામણિકાર **યશોવર્માને** જીત્યા પહેલાં એક **સોમેશ્વરની** યાત્રાનો ઉલ્લેખ કરે છે, પણ તે **મીનળદેવીના** નિમિત્ત કરેલ યાત્રા હોવી જોઈએ, જે સિદ્ધરાજની યુવાવસ્થામાં થઈ હતી. માળવાને જીત્યા પછી ફરી બીજી વાર રાજા વધુ ઠાઠથી વૈદિક અને જૈનોનાં મોટાં તીર્થો (સોમેશ્વર, શંત્રુજય, ગિરનાર,) ની યાત્રા કરવા ગયો હતો, એ માનવા જેવી બાબત છે. તેનું કારણ એ છે કે—રાજા માળવાની જીતથી બહુ જ પ્રસન્ન થયો હતો. તેનું રાજ્ય દરેક રીતે વધ્યું હતું. તે વૃદ્ધ, ધર્મપ્રેમી અને કૃતકૃત્ય પણ થયો હતો, તેથી તેનામાં ધર્મતીર્થોની યાત્રા કરવાની વૃત્તિ જાગે એ ધર્મપ્રધાન ભારતીય રાજાઓ માટે તદ્દન સંભવિત છે. દ્વયાશ્રયમાં આ યાત્રાની તારીખ કે તેનું વર્ષ નથી લખ્યું, પણ મારી કલ્પના પ્રમાણે હેમાચાર્યના સંપૂર્ણ મૂળ પંચાંગી **સિદ્ધહેમચંદ્ર** વ્યાકરણની રચના પૂરી થયા પછી જ આ યાત્રા સિદ્ધરાજે કરી હશે.

હેમચન્દ્રાચાર્યને **સિદ્ધરાજ જયસિંહે** પ્રાર્થના કરી વ્યાકરણ બનાવવાના કામમાં રોક્યા હતા. આવું મહત્ત્વપૂર્ણ કાર્ય કે જે સંપૂર્ણ મનોયોગપૂર્વક સ્થિરવાસમાં જ કરી શકાય, એ વાત રાજા પણ સારી પેઠે જાણતો હતો, તેથી પોતાના હિતકારી આચાર્યના તેવા કાર્યમાં વિઘ્ન નાખવાની પ્રવૃત્તિ તે રાજા કરી શકે નહિ. બીજી બાજુ હેમાચાર્ય ઉપર તેનો સ્નેહ પણ વધી ગયો હતો. પોતે વિદ્યાનો પ્રેમી હોઈ કરી યાત્રા જેવી ધાર્મિક મુસાફરીમાં હેમાચાર્યને સાથે લેવા તેણે અવશ્ય ઈચ્છયું હશે, એ દૃષ્ટિએ હેમાચાર્યે વ્યાકરણના મૂળ પાંચે અંગો પૂરાં કર્યા પહેલાં સિદ્ધરાજે યાત્રાનો પ્રારંભ નહિ જ કર્યો હોય,

---

૧ જુઓ ચૌદમા અને પંદરમા સર્ગમાં

વ્યાકરણ પુરું થયા પછી પંડિતોને તેની પરિક્ષા માટે સોંપી સિદ્ધરાજે વિક્રમ સંવત્ ૧૧૯૩ પછી જ વૈદિક અને જૈનતીર્થોની યાત્રા કરી હશે.[1]

બીજી બાબત એ છે કે જૈન તીર્થોની યાત્રા કરવા રાજા ગયો એમ જ્યારે પોતે હેમચંદ્ર જ લખે છે, તો તે વખતે હેમચંદ્ર વગર રાજા ગયો હશે એ કેમ બની શકે? તેમ હેમચંદ્ર પણ સાથે રહી ધર્મપ્રભાવના કરવાનો આવો લાભ કેમ છોડે? વળી કેટલાક પ્રબંધો સોમેશ્વરની યાત્રા વખતે[2]હેમચંદ્રાચાર્યની હાજરી સ્પષ્ટ રીતે પૂરવાર કરે છે, તેથી એમ માનવું કાંઇ વાંધાભર્યું નથી કે ૧૧૯૩ પછી જ સિદ્ધરાજ જયસિંહે આ તીર્થયાત્રા કરી હતી અને હેમાચાર્ય પણ તેની સાથે હતા.

હવે આ યાત્રા ક્યા વર્ષે કરી તે ચોક્કસ રીતે જો કે કહેવાની હિમ્મત નહિ કરી શકાય, પણ સિદ્ધરાજનાં જીવનના છેલ્લા પ્રસંગમાં તે થઇ છે, એવું અનુમાન **દ્વયાશ્રય** કાવ્યના વર્ણનથી સ્પષ્ટ કરી શકાય છે; કેમકે આ યાત્રાથી પાછા ફર્યા પછી સિદ્ધરાજે વધુ કાર્યો કર્યા નથી. તેની જીંદગી ત્રણ વર્ષથી વધારે ટકી નથી, એમ સ્પષ્ટ જણાય છે. એ હિસાબ મુજબ વિ. સં. ૧૧૯૬ ની લગભગ રાજાએ યાત્રા પ્રયાણ કર્યું હોવું જોઇએ.

ડૉ. બુહ્લરનું કહેવું છે કે "હેમાચાર્યે પોતાના વ્યાકરણની પૂર્તિ રાજાએ સોમેશ્વર વિગેરેની યાત્રા પૂરી કર્યા પછી કરી હશે. યાત્રા કર્યા

---

૧ બન્ને ધર્મના તીર્થોની યાત્રા રાજાએ એક જ સાથે કરી હતી. પ્રબંધ ચિં. પ્ર. ચ. અને બીજા પણ જૂના-નવા ગ્રંથો થોડા ફેરફારથી પ્રસ્તુત યાત્રાનો ઉલ્લેખ કરે છે.

૨ જુઓ પ્રભાવક ચરિત્રમાં હેમચન્દ્રાચાર્ય ચરિત્ર.

પહેલાં તેની પૂર્તિ માનવામાં આ વ્યાકરણની પ્રશસ્તિના ૨૩ મા શ્લોકથી વાંધો ઉભો થાય છે." જે ૨૩મા શ્લોકથી તે ડૉ. બુહલર વાંધો (વિરોધ) સમજે છે તે શ્લોક આ છેઃ—

> जयस्तम्भान् सीमन्यनुजलधिवेलं निहितवान्
> वितानैर्ब्रह्माण्डं शुचिगुणगरिष्ठैः पिहितवान् ।
> यशस्तेजोरूपैरलिपत जगन्त्यर्धघुसृणैः
> कृतो यात्रानन्दो विरमति न किं सिद्धनृपतिः ? ॥२३॥

આ શ્લોકમાં "**कृतो यात्रानन्दः**" વાક્યથી બુહ્લર, **સિદ્ધરાજે** કરેલી છેલ્લી **સોમેશ્વર** વિગેરેની યાત્રા સમજે છે, તેથી તે સદરહુ હૈમ-વ્યાકરણની રચના તે યાત્રા પછી એટલે કે વિ. સં. ૧૧૯૭ પછી કલ્પે છે,

## ડૉ. બુહ્લરના મતની સમાલોચના

જે ૨૩ મા શ્લોકથી ડૉ, બુહલરે વ્યાકરણની પૂર્તિ **સોમેશ્વરની** યાત્રા પછી કલ્પી છે, તે શ્લોકનો તેઓ અર્થ ઉલ્ટી રીતે સમજ્યા છે. ઉક્ત શ્લોકમાં રાજાની યુદ્ધયાત્રાના ઉત્સવનું વર્ણન છે; તીર્થયાત્રાનું નહિ. "આ સમુદ્રના કાંઠા સુધી **સિદ્ધરાજે** જયસ્થંભો રોપ્યા, પવિત્ર ઉજ્વલ ગુણરૂપી ચંદરવાથી જગત્‌ને ઢાંક્યું. યશ અને પ્રતાપરૂપી કેસરથી સમસ્ત જગત્‌ને આછો લેપ કર્યો–પીળું બનાવ્યું. આ પ્રમાણે યાત્રોત્સવ–યુદ્ધનો ઉત્સવ કર્યો છતાં હજુ સિદ્ધરાજ વિરમતો નથી ? શત્રુઓ ઉપર મીઠી નજર કેમ રાખતો નથી ?" ઉત્સવમાં થાંભલા, ચંદરવા અને કેસરનો ઉપયોગ થાય છે. આ પદ્યમાં રૂપક બનાવી તે બધું ઘટાવ્યું છે. ઉક્ત પદ્યનો આવો અર્થ કરવો મને ઠીક લાગે છે. ડૉ. બુહ્લરની કલ્પનાથી '**यात्रानन्दः**' નો અર્થ આપણે **સોમેશ્વરની** છેલ્લી યાત્રાનો અર્થ કરી હૈમવ્યાકરણની પૂર્તિ સં. ૧૧૯૭ પછી

માનીએ, તો આપણને અનેક શંકાઓ અને મુશ્કેલીઓ નડે છે. તેમાંની કેટલીક અહીં લખું છું:—

૧ વ્યાકરણ બન્યા પછી **સિદ્ધરાજે** રાજપંડિતો પાસે તેને સંપૂર્ણ વંચાવી તેની પરીક્ષા કરવામાં જે સમય કાઢયો તે ઘટી શકે નહિ કે જે પરીક્ષા કરાવવાની વાત આપણને સાવ સાચી જેવી જણાય છે.

૨ તેની સેંકડો નકલો કરાવવામાં અને પૂર્વોકત કાર્યમાં ત્રણ વર્ષ વીત્યાની પ્રભાવકચરિત્રની વાત ઘટે નહિ, કેમકે **સિદ્ધરાજનું** મૃત્યુ સં. ૧૧૯૯માં થયું છે, એમાં કોઇનો ય મતભેદ નથી.

૩ વ્યાકરણના પ્રચાર માટે **સિદ્ધરાજે** જે મદદ આપી, મહેનત લીધી, તેને માટે ચાર વર્ષથી ઓછો સમય માનવો પડે કે જે ઠીક નથી લાગતો.

૪ હેમચંદ્રાચાર્યની હાજરી **સોમેશ્વરની** છેલ્લી યાત્રામાં બધા ગ્રંથો કહે છે, તેને કાઢી નાખવી પડે, કે જે કાઢવી ઇતિહાસથી વિરૂદ્ધ જણાય છે, અને ડૉ. **બુહ્લર** પણ તે કાઢી નાખવી પસંદ ન જ કરે. એ બધી બાબતો જોતાં હું એવા વિચાર ઉપર આવ્યો છું કે **સોમેશ્વરની** યાત્રાએ જતાં પહેલાં જ **હેમાચાર્યે** વ્યાકરણ પૂરું કર્યું હતું.

## તારણ

આ આખાય લેખનું તારણ એ છે કે **માલવાના** રાજા **યશોવર્માને** જીતીને આવ્યા પછી અને **સોમેશ્વર ગિરનાર** તથા **શત્રુંજયાદિ** વૈદિક-જૈન તીર્થોની છેલ્લી યાત્રા કર્યા પહેલાં **ગુજરાતના** રાજાધિરાજ

**સિદ્ધરાજ જયસિંહે શ્રી હેમચન્દ્રાચાર્યને પ્રાર્થના કરી ગુજરાતના ગૌરવને વધારવા માટે વિ. સં. ૧૧૯૩ ના છેડા ઉપર સિદ્ધ-હેમચન્દ્ર શબ્દાનુશાસન નામનું વ્યાકરણ બના-** વરાવ્યું અને વિ. સં. ૧૧૯૬ પછી સિદ્ધરાજે તેનો અનેક રીતે પ્રચાર કર્યો. હૈમ-ન્યાસ વિગેરે વ્યાકરણની ટીકા ગ્રંથો તેની પાછળ બન્યા છે.

આ લેખમાં હૈમ બૃહન્ન્યાસ, હૈમ કાવ્યાનુશાસન અને દ્વયાશ્રય કાવ્યનો પણ પ્રસંગોપાત્ત વિચાર કરવામાં આવ્યો છે.

આ વિષય વિષમ છે. સાધનો ઓછાં છે, તેથી ઘણું ખરૂ કામ કલ્પનાથી લઇ મારી અત્યલ્પ મતિથી મેં અહીં ટૂંકમાં વિચાર કર્યો છે. મારો મત દર્શાવ્યો છે, તે સંપૂર્ણ સાચો જ છે એમ હું દાવો નથી કરતો. સજ્જડ યુક્તિ અને પ્રમાણોથી મારા મતનું ખંડન કરવા હરકોઇને હું પ્રાર્થું છું; તેનું સાચી રીતે ખંડન થતાં હું મારા મતને ફેરવવા વિલંબ કે સંકોચ નહિ કરું એવી ખાત્રી આપું છું. ગૂજરાતના સાક્ષરો એ વિષે વધુ મૌલિક અને સ્પષ્ટ વિચારો પ્રકટ કરે એમ ઇચ્છી વિરમું છું.



: ૬૫ :

# શ્રી યશોવિજયજી ઉપાધ્યાયની એક કૃતિ[1]

( शङ्खेश्वरपार्श्वनाथस्तोत्र )

કેટલાક તત્ત્વજ્ઞાની અને ભક્ત મહાકવિઓ પોતામાં કાવ્યની સુન્દર અને અપૂર્વ શક્તિ હોવા છતાં કોઇ કાવ્ય નથી બનાવતા અને પસંદ પણ નથી કરતા. આનાથી વર્તમાન પદ્ધતિના વિદ્વાનો પોતાના વિકલ્પો દ્વારા પ્રમાણ વગર પણ એકદમ માની લ્યે છે અને લોકોને પણ મનાવવા પ્રયત્ન કરે છે કે " તે માણસ (કવિ) નો કાવ્ય વિષયનો એક ગ્રંથ બનાવેલો મલતો નથી, માટે તેમનામાં તે વિષયની પારંગતતા નહોતી. તેઓને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ નહોતો. " પરન્તુ અમુક વિદ્વાને તે વિષયનો ગ્રંથ નથી બનાવ્યો, માટે તે વિષય ( કાવ્યશાસ્ત્ર ) થી અજ્ઞાત હતા, એમ કહેવું ભયંકર ભૂલ ભરેલું અને અન્યાય કરનારૂ છે. ઉદાહરણ તરીકે પહેલી શતાબ્દી પહેલાના અનેક ગણધરો આચાર્યો

---

૧ જૈનજ્યોતિ. અષાડ વિ. સં. ૧૯૮૮, અંક ૧૦.

વિદ્વાનો થયા છે કે જેઓએ યાવજ્જીવ આત્મ કલ્યાણમાં રહી અથવા કીર્ત્યાદિની ઉપેક્ષાના કારણે એક વિષયનો ગ્રંથ લખ્યો નથી. વિક્રમ રાજાના સભા અલંકાર **શ્રીસિદ્ધસેનદિવાકર** જેઓમાં **કાલિદાસ** જેવી કાવ્યશક્તિ પણ વિકસ્વર હતી અને જેઓ માટે આખા ગુજરાતને નહિ પણ આખાયે ભારતવર્ષને પોતાની પ્રતિભાથી ચમત્કૃત કરનાર કલિકાલ સર્વજ્ઞ **શ્રીહેમચંદ્રાચાર્ય** પણ સ્વોપજ્ઞ વ્યાકરણ સૂત્રમાં "**अनुसिद्धसेनं कवयः**"[1] ઉદાહરણ આપી તેમને શ્રેષ્ટતમ કવિ તરીકે ઓલખાવે છે, તે **સિદ્ધસેન** દિવાકરે કોઇનું કાવ્ય બનાવ્યું હોય તેમ જણાતું નથી. તો શું તેઓને કાવ્યશાસ્ત્રથી અજ્ઞાત કહેવા? ન્યાય (દર્શન) વિષયના અનેક છન્દોમાં બનેલી તેઓની **द्वात्रिंशद् द्वात्रिंशिका** માંથી જે અત્યારે ૨૧ **द्वात्रिंशिका**ઓ મલી છે તથા શ્રીપાર્શ્વનાથનું ભક્તિમય '**कल्याणमंदिर स्तोत्र** મલે છે, તે બધાની [3]રચના રસવત્તા તથા ચારુતા જોઇને કોઇપણ સાચો વિદ્વાન્ કવિ કહેશે કે "તેઓમાં કવિત્વશક્તિનો ઘણોજ વિકાસ થયો હતો." અને આચાર્ય **હેમચંદ્રમહારાજે** "**अनुसिद्धसेनं कवयः**" કહીને **શ્રીદિવાકરાચાર્ય**ને ખરેખર આલેખ્યા છે. ન્યાયાચાર્ય **શ્રીયશોવિજયજી ઉપાધ્યાય** મહારાજ પણ ઉપર કહેલ કવિ વિદ્વાનો પૈકીના એક હતા. તેઓ દર્શન-તર્ક શાસ્ત્રના ખૂબ રસિયા હોવાથી તેઓએ એક મહા-

---

૧ हैमव्याकरण २-२-३९ नी छपाएली हैमलघुवृत्ति नुं पृ. ७२

૨ આ ૨૧ द्वात्रिंशिका, न्यायावतार અનેસન્મતિતર્ક મૂલગ્રન્થો श्रीसिद्धसेनदिवाकरकृतग्रन्थमाला" પુસ્તકમાં શ્રીજૈન ધર્મ પ્રસારક સભા ભાવનગરથી છપાયા છે.

૩ આ ૨૧ द्वात्रिंशिकाओ उपजाति, वसन्ततिलका, पृथ्वी, वैतालीय, अनुष्टुप, आर्या, शालिनी, शिखरिणी कादि छन्दोमां छे.

કાવ્ય બનાવ્યું હોય એવું જણાતું નથી. **खण्डनखाद्य, न्यायालोक, स्याद्वादकल्पलताटीका, नयोपदेश, भाषापरिच्छेद, ज्ञानबिन्दु** જેવા નવ્ય અને પ્રાચીન ન્યાય ગ્રંથોના કર્તા તરીકે તેઓ પ્રસિદ્ધ છે, એટલે ઘણા લોકો સમજે છે કે તેઓ શુષ્ક દાર્શનિક પંડિતજ હતા, પરન્તુ હમણાં થોડાં વર્ષો પહેલાં ઉપલબ્ધ થએલ તેમના રચેલા ત્રણ સ્તોત્રો–કે જેનો ટુંકો પરિચય ' જૈન સાહિત્યોપયોગી વાતો પત્ર લેખાંક ૪) '**જૈનપત્ર**' માં હું આપી ચૂક્યો છું. તે જોવાથી તેમની કાવ્યશકિત, અલંકાર, વિજ્ઞાન, રસપરિચય, અનુપ્રાસ કુશલતા શબ્દાર્થ ઘટના, શકિત અને ભકિતનો ઘણો સારો પરિચય થાય છે. આ ત્રણે સ્તોત્રો વાંચ્યા પછી તો શ્રીસિદ્ધસેન દિવાકર પછી "**अनुयशोविजयं कवयः**" કહેવા–લખવા હૃદય અને લેખીની તત્પર થાય છે.

આ ત્રણે સ્તોત્રોની એક પ્રેસ કોપી શાન્તમૂર્તિ મુનિરાજ **શ્રીજયંતવિજયજી મહારાજ** પાસે કેટલાક વર્ષો પહેલાં મેં જોએલી, મને તે સ્તોત્રો બહુ ગમ્યાં, તેમની અનુમતિ મલવાથી મેં આ ત્રણે સ્તોત્રની નકલ કરી લીધી. તેમની પાસેની નકલ ઘણું કરીને ન્યાય વ્યાકરણ તીર્થ શ્રીયુત પં. હરગોવિન્દદાસ ત્રિકમદાસ શેઠના હાથે કરેલી છે, એવું સાંભળેલુ મારા સ્મરણમાં છે. આ સ્તોત્રો હજી સુધી કોઇ પ્રેસમાં છપાયા નથી. કેટલાક ભંડારોમાં આની પ્રતિઓ મલે છે એમ સંભળાય છે. આજે ઘણા વર્ષે **શ્રીજયંતવિજયજી** મહારાજની આજ્ઞાથી આ ત્રણ સ્તોત્રો સંબન્ધી લખવા મારો વિચાર થયો છે. જૈનોનું સ્તોત્ર સાહિત્ય ઘણું રસિક સુંદર અને ઉન્નત છે તેનો કેટલોક પરિચય સાહિત્યસેવી મિત્રવર શ્રીયુત **ચતુરવિજયજી** મહારાજે અનેકવાર અનેક પત્રોમાં આપી જૈન સમાજનું ધ્યાન ખેંચ્યું છે અને '**जैनस्तोत्र समुच्चय**' ગ્રન્થને સુંદર રીતે સંપાદિત કરી **निर्णय सागर प्रेस**

થી પ્રકાશિત કરાવ્યો છે. બીજા સ્તોત્રોને તેઓ ખંતપૂર્વક સંગ્રહી તૈયાર કરી રહ્યા છે. મારી પાસેના પ્રસ્તુત ત્રણ સ્તોત્રોને પણ તેઓએ મંગાવ્યા છે. આ લેખમાં તો હું ત્રણ સ્તોત્રો પૈકી પ્રથમ '**श्रीशंखेश्वरपार्श्वनाथस्तोत्र**' નો પરિચય જ આપું છું

## શ્રી શંખેશ્વરસ્તોત્રનો પરિચય

સ્તોત્ર બનાવવાની પદ્ધતિ-પ્રથા ઘણા જુનાકાલથી પ્રચલિત થઇ છે. આચાર્ય શ્રીસિદ્ધસેન દિવાકર કે જેઓ પ્રથમ વિક્રમ (વિક્રમ સવંત્ પ્રવર્તક ઉજ્જયિનીના રાજા શકોને હરાવનાર) ની પંડિતસભાના માનવંતા સભ્ય હતા, તેમનું બનાવેલ **श्रीकल्याणमंदिरस्तोत्र** જગત્ પ્રસિદ્ધ છે, તે પછી **समन्तभद्र विद्यानन्दस्वामी, हरिभद्र, शंकराचार्य, रामानुजाचार्य, वादिदेवसूरि, हेमचंद्र, शोभनमुनि, धनपाल, जिनप्रभसूरि** આદિ વિદ્વાન્ ભક્ત કવિઓએ અનેક વિચિત્રતાવાળાં સ્તોત્રો બનાવ્યાં છે. પ્રસ્તુત સ્તોત્રાના કર્તા ન્યાયાચાર્ય **શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ** છે. મારી પાસે જે **શંખેશ્વર સ્તોત્ર** છે તેમાં મુખ્યતયા **श्रीसिद्धसेनदिवाकर** અને આચાર્ય [1]**श्रीहेमचन्द्र**ની અસર સાફ જણાય છે. એ સ્તોત્રનો મંગલ શ્લોક–

[2] **अनन्तविज्ञानमपास्तदोष महेन्द्रमान्यमहनीयवाचम् ।**
**गृहं महिम्नां महसां निधानं शंखेश्वरं पार्श्वजिनं स्तवीमि ॥१॥**

---

૧ જુઓ 'अनन्तविज्ञानमतीतदोषमबाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ॥ १ ॥ અન્યયોગ વ્યવચ્છેદિકા.

૨ અનન્તજ્ઞાનવાલા (રાગદ્વેષાદિ) દોષોને નાશ કરનાર, મોટા ઇન્દ્રોથી પૂજવા યોગ્ય, પૂજનીય શ્રદ્ધેય વાણીવાલા, મહિમાના આસ્પદ, તેજના ઘર શ્રીશંખેશ્વરપાર્શ્વનાથ ને હું સ્તવું છું.

શ્રી હેમાચાર્યકૃત **अन्ययोग व्यवच्छेदिका**ના પહેલા શ્લોકની સ્મૃતિ કરાવે છે.

આ સ્તોત્રના કેટલાક શ્લોકો **श्री हेमचन्द्रसूरि**ની **अयोग-व्यवच्छेदिका** અને **अन्ययोगव्यवच्छेदिकाद्वात्रिंशिका**ની જેમ અને કેટલાક શ્લોકો મહામાન્ય શ્રી **सिद्धसेनदिवाकर**ની **द्वात्रिंशिकाओ** તથા **कल्याणमंदिर, भक्तामरस्तोत्र**ના શ્લોકોની સદૃશ આનંદ–ભાવ ઉત્પન્ન કરે છે. કાવ્યદૃષ્ટિએ પણ આ સ્તોત્રમાં ઘણો ચમત્કાર છે. ખાસ કરીને પ્રસાદ ગુણની સાથે શબ્દાનુપ્રાસ ધ્યાન ખેંચનારો છે. બીજા સ્તોત્ર **श्रीगौडीपार्श्वनाथस्तोत्र**માં તો પ્રથમ સ્તોત્ર કરતાં યે **अनुप्रासालङ्कार** ને **छन्द, श्रीहर्षकविना नैषध-काव्य**ની સ્મૃતિ કરાવે છે. પ્રાયઃ કરીને આ શ્લોકોમાં **अर्थान्तर-न्यास, दृष्टान्त, उपमा, उत्प्रेक्षा श्लेष, अनुप्रासादि अलंकारो** પૈકી કોઈને કોઈ અલંકાર જરૂર મૂક્યો છે. ભગવાન્‌ની આજ્ઞા પાલવી કેટલી જરૂરની અને લાભકારી છે, તેનું દિગ્દર્શન શ્લોક ૬૧ થી ૨૦ સુધી ઘણી ખૂબી પૂર્વક કર્યું છે. સંઘ સાથે સંબન્ધ રાખનારૂં વર્ણન શ્લોક ૬૩ થી ૬૯ સુધી ભવ્ય મનુષ્યોને હર્ષઘેલા બનાવે તેવું છે. **श्रीमेरुतुङ्गाचार्ये** જેમ **भक्तामर**માં **च्योतन्मदाविलविलोलक-पोलमूल**—(શ્લોક ૩૮ મા) થી **आपादकण्ठमुरुशृङ्खलवेष्टिताङ्गा**

૧ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિએ શ્રી સિદ્ધસેનના અનુકરણથી श्रीमहावीरस्तुति રૂપ બે द्वात्रिंशिकाओ अयोगव्यवच्छेदिका અને अन्ययोग-व्यवच्छेदिका નામથી બનાવેલી છે. બીજી द्वात्रिंशिका ઉપર श्रीमल्लिषेणसूरि ની જગત્પ્રસિદ્ધ स्याद्वादमञ्जरी टीका છે. निर्णयसागर થી प्रकाशित सप्त-भंगुच्छकना પૃષ્ઠ ૧૦૨ થી ઉપર્યુક્ત બન્ને મૂલ द्वात्रिंशिकाओ છપાણી છે.

(૪૬ શ્લોક) સુધી હાથી, સિંહ વગેરેના આઠ પ્રકારના ભયનું વર્ણન કરી ભગવત્ સ્તોત્રથી તેઓનું નિવારણ બતાવ્યું છે, તેમ પ્રસ્તુત સ્તોત્રમાં **શ્રી યશોવિજયજી મહારાજે मदाम्बुलुभ्यादुभ्रमराऽऽरवेण प्रवृद्धरोप गिरितुङ्गकायम्** (શ્લોક ૯૪) થી **आपाद-कण्ठार्पितश्रृङ्खलौघा व्रणैर्विशीर्णाः प्रतिगात्रदेशम्** (૧૦૮ શ્લોક) ઇત્યાદિ ૧૫ પદ્યોમાં વિસ્તારથી સુન્દરતા પૂર્વક વર્ણન કર્યું છે, તે પછી જેમ **ભક્તામરમાં** ઉપસંહાર છે, તેમ આઠ પ્રકારના ભય નિવારણનો ઉપસંહાર કર્યો છે. જુઓ—

**[1]इत्यष्टभीति दलनप्रथितप्रभावं नित्यावबोधभरबुद्धसम-प्रभावम् ।**
**विश्वातिशायिगुणरत्नसमूहधाम ! त्वामेव देव ! वयमीश्वरमाश्रयामः ॥ ११० ॥**

સ્તોત્રકારની શંખેશ્વર પાર્શ્વનાથ ઉપર એવી અનેરી ભકિત છે કે અનેક રીતે કલ્પના કરી તે ભગવાનની સ્તુતિ કરે છે. ૯૩ મા શ્લોકમાં શ્રી શંખેશ્વર ભગવાનનો નામોલ્લેખ કર્યો છે તે શ્લોક આ પ્રમાણે છે—

**[2] विधाय मूर्धानमधस्तपस्ययो किमुच्चमन्त्रव्रतशील शीलनैः ।**

---

૧ સરખાવો मत्तद्विपेन्द्रमृगराजदवानलाहिसङ्ग्रामवारिधिमहोदरबन्धनोत्थम् । तस्याऽऽशुनाशमुपयाति भयं भियेव यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ (ભક્તામરસ્તોત્ર શ્લોક ૪૭)

૨ શંખેશ્વર પાર્શ્વનાથનું પ્રસિદ્ધ નામ સાંભળ્યું નથી તો નીચે માથું કરી (અને ઉંચા પગ કરી) તપ કરવાથી કે ઉંચા પ્રકારના મંત્ર વ્રત અને આચાર પાળવાથી યે શું ? તથા વિદ્યાસમૂહનું ઉજ્વલ બીજ પણ શું કામનું ? અર્થાત્ શંખેશ્વર પાર્શ્વનાથના નામ સ્મરણ સિવાય બધા અનુષ્ઠાનો નકામા છે. विद्याव्रजवीजमुज्ज्वलम् ને શંખેશ્વર નામનું વિશેષણ પણ બનાવી શકાય છે,

श्रुतं न शङ्खेश्वरनाम विश्रुतं किमत्र विद्याव्रजबीजमुज्ज्वलम् ॥ ९३ ॥

અન્તિમ પદ્યમાં સ્તોત્રકારે શ્લેષ દ્વારા પોતાનો પરિચય આપ્યો છે તે આ પ્રમાણેઃ--

इति जिनपतिर्भूयोभक्त्या स्तुतः शमिनामिन--
[1]स्त्रिदशहरिणीगीतस्फीतस्फुरद्गुणमण्डलः ।
प्रणमदमरस्तोमः कुर्याज्जगज्जनवाञ्छित—
प्रणयनपटुः पार्श्वः पूर्णां यशोविजयश्रियम् ॥

( शङ्खेश्वरस्तोत्र ११३ )

આ સ્તોત્રમાં અનુપ્રાસ-શબ્દ રચના સારી છે. તેના થોડા ઉદાહરણો આપું છું—

गुणास्त्वदीया अमिता इति स्तुतावुदासते देव ! नधीधना जनाः ॥ ३ ॥

कलौ जलौघे बहुपङ्कसङ्करे ॥ ८ ॥

खलैः किमेतैः कलिकाललालितैः ॥ ९ ॥

मूर्तिस्तव स्फूर्तिमती जनार्ति ॥ ३० ॥

---

૧ દેવાંગનાઓ વડે ગવાયો છે વિસ્તૃત વિકસિત ગુણ સમૂહ જેનો, દેવોથી પૂજિત મુનિઓના સ્વામી, જગતના લોકોના અભીષ્ટ પૂરવામાં સમર્થ શ્રીપાર્શ્વજિનેન્દ્રની આ પ્રમાણે ભકિતથી ઘણી રીતે સ્તુતિ કરી છે તે ભગવાન યશ અને વિજયની સંપૂર્ણ લક્ષ્મીને કરો-આપો. આમાં यशोविजयश्रीयम् માં સ્તોત્રકારે પોતાનું નામ પણ ગોઠવ્યું છે.

फणामणीनां घृणिभिर्भुवीश ! ॥ ३१ ॥
पुष्पाणि पाणिर्न ललौ ॥ ४५ ॥
विशङ्कमङ्के दधते ॥ ४९ ॥
वृथा कथाऽसौ:परदोषघोषिणः ॥ ६१ ॥
जगज्जनानन्दनचन्दनद्रवैः ॥ ६७ ॥
समुल्लमन् मेघधिया ॥ ६८ ॥
तमालहिन्तालरसालतालविशालसालव्रजदाहधूमैः ॥ ९८ ॥
मिथो मिलज्ज्वालजटालमूर्तिर्दवानलो वायु जयात् करालः ॥ ९९ ॥
प्रतिभवं भवतो भवतात् कृपारससमये समये परमा रतिः ॥ ११ ॥

## स्तोत्रना छन्दो.

આ સ્તોત્રનો મંગલ શ્લોક उपजाति छन्दમાં છે, તે પછી ૧૧૦ સુધી કેટલાક પદ્યો [1]वंशस्थविल छन्दમાં અને કેટલાક [2]उपजाति वृत्तમાં છે. ૧૧૧ મું પદ્ય =द्रुतीविलम्बित वृत्तમાં છે. ૧૧૩ મું [3]हरिणी वृत्तમાં છે.

---

૧ આચાર્ય હેમચન્દ્રસૂરિ પ્રમુખ આને वंशस्थ छन्द કહે છે. हैमछन्दोऽनुशासनમાં આનું લક્ષણ जतज्रा वंशस्थम् ॥ (अध्याय २) આપેલું છે.

૨ इन्द्रवज्रा અને उपेन्द्रवज्राना મિશ્રણનું નામ उपजाति છે। =આનું લક્ષણ द्रुतविलम्बितमाह नभौ भरौ ॥ (छन्दोमञ्जरी द्वितीयस्तवकમાં) છે.

૩ न्सोम्रौ स्लौ गो हरीणी चधैः। हैम छन्दोऽनुशासन अ २-२९३ ।

## त्रुटित भाग.

આ સ્તોત્રની પ્રેસ કૉપી બીજી નકલ ઉપરથી મેં કરી છે એમ હું પહેલા લખી ચૂકયો છું. મેં આની હસ્તલિખિત મૂલ પ્રતિ જોઇ નથી. જેના ઉપરથી મેં નકલ કરી છે તે નકલ કરનાર મહાશયને પ્રતિ ઉપરથી નકલ કરતા કેટલોક ભાગ અશુદ્ધ કેટલોક ત્રુટિત અને કેટલોક ભાગ સંદિગ્ધ મળ્યો હશે, એટલે તેઓએ ત્રુટિત અને સંદિગ્ધ ભાગને છોડી દીધો હશે. તે નકલ ઉપરથી નકલ કરતા મને જે પાઠ અશુદ્ધ લાગ્યો તે તો મેં અક્ષરશઃ લખી લીધો છે; પરન્તુ જે ભાગ મને બરાબર નિશ્ચિત રીતે વંચાયો નહી અને ત્રુટિત હતો તે ભાગ મારી નકલમાં પણ નથી આવ્યો. એટલે શ્લોક નંબર ૮૫, ૧૦૬ તથા ૧૧૨, મારી નકલમાં મેં પૂરા લખ્યા નથી. શ્લોક નં. ૭૯, ૮૯, ૯૨, ૧૦૦, અને ૧૦૫ મા શ્લોકોમાં કેટલોક ભાગ લખાયો નથી તે સિવાય કેટલાક વાકયો પદો શબ્દો એવા છે કે જેના અર્થો સંદિગ્ધ છે.

અંબાલા શહેર (પંજાબ)થી પ્રકાશિત થતા "**श्रीआत्मानंद**" નામના હિન્દી માસિકમાં છપાએલ "**जैन साहित्य और प्रकाशनकी आवश्यकता**" નામના મારા [1]લેખમાં આ **शङ्खेश्वरस्तोत्र** વગેરે ત્રણે સ્તોત્રો છપાવવા માટે ઉલ્લેખ કરેલો છે.

(સ્તોત્રની કવિતાનો નમૂનો)

ન્યાયાચાર્ય **ય**શોવિજયજીના **शङ्खेश्वरपार्श्वनाथस्तोत्र**નો વિસ્તૃત પરિચય જૈનજ્યોતિના ગત અંકમાં લખી ચુકયો છું. આ સ્તોત્રની આટલી પ્રશંસા કર્યા પછી તેની કવિતાનો નમૂનો પાઠકો આગળ ન

---

૧ આ લેખ आत्मानन्दના વર્ષ ૨ અંક ૯. ઈ. સ. ૧૯૩૧ સપ્ટેમ્બરમાં છપાયો છે.

મૂકું તો એક જાતનો અન્યાય જ કહેવાય. એવા અન્યાયથી મુક્ત રહેવા માટે આ સ્તોત્રની થોડી કવિતા ગુજરાતી અનુવાદ સહિત આ લેખમાં આપવા પ્રયત્ન કરું છું. મને આશા છે કે મારી આ પ્રવૃત્તિ સાહિત્યપ્રિય પાઠકોને વિનોદકારક થશે—

[1]महानुभावस्य जनुर्जनुष्मतां गुणस्तवैरेव दधाति हृद्यताम् ।
घनं वनं कान्तवसन्तसंपदां पिकीरवैरेव समृद्धमीक्ष्यते ॥ २ ॥

**ભાવાર્થ–** મહાપુરુષના ગુણોની સ્તુતિથી પ્રાણિઓનો જન્મ સુંદરતાને પામે છે. (સફલ બને છે.) [ કેમ કે ] સુંદર વસન્ત ઋતુની શોભાથી ભરેલું વન કોલીલાના મધુર શબ્દોથી–ગીતોથી જ સમૃદ્ધ દેખાય છે–(શોભિત થાય છે)

ભગવદ્‌ગુણ સ્તુતિથી કવિની વાણીની નિર્મલતા—

अवर्ण्यअवर्णनकश्मलाऽऽविलः स्वकार्यरक्तस्य कवेर्गिरां रसः ।
गुणस्तवैर्देव ! तवाऽतिनिर्मलो भवत्यवश्यं कतकोत्करोपमैः ॥३॥

હે ભગવન્ ! નહીં વર્ણન કરવા યોગ્ય (રાજા વગેરે અયોગ્ય–દોષી પુરૂષો)ના વર્ણન (પ્રશંસાત્મક) કરવાના પાપથી મલીન થએલ સ્વાર્થી કવિની વાણીનો રસ કતકૌષધીના સમૂહ જેવી તારા (પ્રભુના) ગુણોની સ્તુતિથી નિશ્ચિત રીતે નિર્મલ બને છે–નિષ્પાપ બને છે.

---

૧આ પહેલાંનો 'પ્રથમ શ્લોક' અનુવાદ સહિત ગયા લેખમાં આવ્યો હોવાથી ફરી અહીં આપ્યો નથી.

૨ કતક નામની એક વનસ્પતિ છે, તે મેલા પાણીમાં નાખીએ તો પાણી સ્વચ્છ થઇ જાય છે. શ્રી હેમચન્દ્રાચાર્ય મહારાજે 'श्री विमलस्वामिनो वाचः कतकक्षोदसोदरा:' સકલાર્હત્ સ્તોત્રમાં કતક શબ્દનો પ્રયોગ કર્યો છે.

**गुणास्त्वदीया अमिता इति स्तुतावुदासते देव ! नवीधना जना ।**
**मणिष्वनन्तेषु महोदधेरहो ! न किं प्रवृत्तेरुपलम्भसम्भवः ॥७॥**

હે પ્રભો ! તારા ગુણો અસંખ્ય છે; છતાં પંડિત પુરુષો તે ગુણોની સ્તુતિમાં ઉદાસીન–હતાશ થતા નથી. સમુદ્રમાં અનન્ત રત્નો હોવા છતાં શું રત્નો મેળવવા લોકોની પ્રવૃત્તિ થતી નથી ? (અર્થાત્ થાય છે.)

**कलौ जलौघे बहुपङ्कसङ्करे गुणव्रजे मज्जति सज्जनिर्जिते ।**
**प्रभो वरीवर्ति शरीरधारिणां तरीव निस्तारकरी तव स्तुतिः ॥८॥**

હે દેવ ! બહુ પાપ–કીચડથી ભરેલા કલીયુગરૂપી સમુદ્રમાં સત્પુરૂષો-વડે પ્રાપ્ત કરાએલા ગુણો ડુબાએ–નષ્ટ થએ છતે, તારી સ્તુતિ પ્રાણી-ઓને માટે નાવની માફક ભવ સમુદ્રથી પાર પમાડનારી છે.

**खलैः किमेतैः कलिकालकालितैर्विपश्चितां नाथ ! यदि प्रसीदसि**
**पराक्रमः कस्तमसां महीयसां तनोति भासं महसां पतिर्यदि ॥९॥**

હે પંડિતોના સ્વામિન્ ! જો આપ પ્રસન્ન થાઓ તો પછી કલિકાલના પ્રસાદથી વધેલા આ ખલપુરુષોની શી જરૂરત છે ? અથવા તેઓનો મને શો ભય છે ? [ કેમકે ] જો સૂર્ય પ્રકાશ કરે તો પછી મોટા અંધકારની શી શકિત છે ? અર્થાત્ તે પોપણા ( વૃદ્ધિ ) પામે નહીં.

**शमो दमो दानमधीतिनिष्ठा वृथैव सर्वं तव भक्तिहीनम् ।**
**चमत्क्रियां नैव कविप्रबन्धो [1]रसं विना यच्छति चारुबन्धः ॥**

તારી ભકિત વગરની શાંતિ, ઇન્દ્રિયદમન, દાન અને અધ્યયન તત્તપરતા બધું વ્યર્થ નકામું છે; [ કેમકે ] સુંદર રચનાવાલો પણ કવિનો ગ્રંથ રસ ( શ્રંગારાદિ ) વિના ચમત્કારને પામતો જ નથી.

**જ્ઞાનક્રિયા વિના કાર્યસિદ્ધિ નથી—**

**न ज्ञानमात्रादपि कार्यसिद्धिर्विना २चरित्रं त्वदागमेऽस्ति ।**
**अपीक्षमाणः पदवीं न पङ्गुर्विना गतिं हन्त पुरं प्रयाति ॥ १८ ॥**

તારા આગમમાં ચારિત્ર (આચરણ) વિના એકલા જ્ઞાનથી કાર્યસિદ્ધિ (મોક્ષ) નથી [કેમકે] માર્ગને જોતો–જાણતો છતો પણ પાંગળો માણસ ગમન સિવાય (ચાલ્યા સિવાય) ઇષ્ટગામમાં પહોંચતો નથી.

**ભગવાનની આજ્ઞાની મહત્તા—**

**संसारसिन्धाविह नास्ति किञ्चिदालम्बनं देव ! विना त्वदाज्ञाम् ।**
**तया विहीनाः परकष्टलीना हहा ! महामोहहताः पतन्ति ॥ १९ ॥**

હે પ્રભો ! આ સંસારરૂપી સમુદ્રમાં તારી આજ્ઞા સિવાય કંઇ પણ આલંબન–આધાર નથી, તે (તારી આજ્ઞા) સિવાય કઠીન કષ્ટમાં ફસાએલા મોટા મોહથી હણાએલા બીચારા લોકો પડે છે. અથવા મહા મોહથી હણાએલા મોટા કષ્ટમાં ફસાઇને પડે છે.

**महौषधिर्जन्मजराऽऽमयानां महार्गला दुर्गतिमन्दिरस्य ।**
**खनिः सुखानां कृतकर्महानिराज्ञा त्वदीयाऽस्ति जिनेन्द्रचन्द्र ! २० ॥**

હે જિનેશ ! તારી આજ્ઞા જન્મ જરારૂપી રોગોને માટે મોટા ઔષધ તુલ્ય છે, નરકાદિ દુર્ગતિને રોકવામાં મોટી અર્ગલા સમાન છે, સુખોની ખાણ છે. અને કરેલ કર્મોનો નાશ કરનારી છે.

---

२ शास्त्राण्यधीत्याऽपि भवन्ति मूर्खा यस्तु क्रियावान् पुरुषः स विद्वान् ॥
संचिन्त्यतामौषधमातुरं हि न ज्ञानमात्रेण करोत्यरोगम् ॥

**ભગવાન્‌માં ગુણો શા માટે છે?—**

**परेषु दोषास्त्वयि देव! सद्‌गुणा मिथोऽवलेपादिव नित्यमासते।**
**स्फुरन्ति नेन्दावपतन्द्रचन्द्रिकास्तमोभरा वा किमु सिंहीकासुते।**

હે ભગવન્, બીજા દેવોમાં (જૈનમતથી ભિન્નમતના—મનાતા આપ્ત પુરુષોમાં) દોષો (રાગદ્વેષાદિ) અને તારામાં સારા ગુણો એકબીજાની ઇર્ષ્યાથી હંમેશા રહે છે (અર્થાત્ ભગવાન્‌માં ગુણો છે એટલે ઇર્ષ્યા—દ્વેષથી દોષો ભગવાન્ પાસે ન ટક્યા. ભગવાન્‌ના વિરોધીઓમાં જઇને રહ્યા) ચંદ્રમામાં સ્વચ્છચન્દ્રિકા (ચાંદની) અને રાહુમાં અંધકારનો સમૂહ નથી રહેતો શું?

**સંઘનો પ્રસંગ—**

**अवेक्ष्य धूमं तव चैत्यमूर्द्धनि प्रसर्पिकृष्णागुरुधूपसंभवम्।**
**समुन्नमन्मेघधिया कलापिनामुदेत्यविश्रान्तमकाण्डताण्डवम्॥**

તારા મંદિરના શિખર ઉપર ફેલાએલા કાલા અગુરૂ ધૂપથી ઉત્પન્ન થએલ ધૂમાડાને જોઇને ચડેલા મેઘની ભ્રાંતિથી અનવસરે (વર્ષાના સમય સિવાય) મયૂરોનું નૃત્ય થાય છે.

**वनं यथा पुष्पभरेण पावनं ग्रहव्रजैर्वा गगनं प्रकाशिभिः।**
**तथा सदा सङ्घजनैरलङ्कृतैर्विराजते त्वद्भवनं श्रिया घनम्॥६९॥**

જેમ પુલોના સમૂહથી પવિત્ર વન શોભે છે, તેજસ્વી ગ્રહોના સમૂહોથી આકાશ શોભે છે, તેવી રીતે આભૂષણોથી યુક્ત સંઘના માણસો વડે શોભાથી ભરેલું તારું પવિત્ર મંદિર હંમેશા શોભે છે.

ભગવત્પ્રસાદ વર્ણન—

**त्वत्तः प्रसीदन्ति हि कामधेनुकल्पद्रुचिन्तामणिकामकुम्भाः।**
**त्वदप्रसत्तौ च तदप्रसत्तिरिति त्वमेवाऽस्य (सी ?) बुधैर्निषेव्यः**

તારાથી-( તારા પસાયથી ) કામધેનુ, કલ્પવૃક્ષ, ચિંતામણિરત્ન અને કામઘટ પ્રસન્ન થાય છે. ( મલે છે-ફલ આપવા તત્પર થાય છે ), તારી ( પ્રભુની ) અપ્રસન્નતામાં તેઓની ( કામધેનુ વગેરેની ) અપ્રસન્નતા ( નારાજી ) છે, એથી પંડિતો વડે તું જ સેવવા-આરાધવા યોગ્ય છે.

**ભગવાન્‌ની સેવાથી મોક્ષ સાથે સાંસારિક સુખ પણ છે—**

**त्वदीय सेवा विहीता शिवार्थं ददाति भोगानपि चानुषङ्गान्।**
**कृषीवलाः शस्यकृते प्रवृत्ताः पलालजालं त्वनुषङ्गसङ्गि ॥७७॥**

મોક્ષના માટે કરાએલી તારી સેવા ભોગોને ( સાંસારિક-વૈષયિક સુખોને ) સુતરાં પ્રયત્ન વગર આપે છે. [ જેમ ] ધાન્યને માટે પ્રવૃત્ત થએલા કીસાનોને પરાળ ( ઘાસ વિશેષ ) તો આનુષંગિક જ મળે છે.

**ભગવાનની વાણી અનુપમ છે—**

**रसैर्गिरस्ते नवभिर्मनोरमाः सुधासुदृष्टा बहुधाऽपि षड् रसाः**
**अतोऽनयोः कः समभावमुच्चरेद् [1] वरेण्यहीनोमितिर्विडम्बना**

---

[1] ઉત્તમ વસ્તુ સાથે હીન-અધમ વસ્તુની ઉપમા આપવી તે હીનોપમા નામનો ઉપમાલઙ્કારદોષ છે, જેમકે 'विभिन्नलिङ्गवचना नाऽति-हीनाधिकां च ताम्। निबध्नन्ति बुदाः क्वापि लिङ्ग-भेदं तु मेनिरे ॥ ( वाग्भटालंकार परिच्छेद ४ श्लोक ५८ ) પ્રસ્તુતમાં "કાગડાના જેવી

નવરસો (શૃંગાર, વીર, કરૂણ, હાસ્ય અદ્‌ભુત, ભયાનક, રૌદ્ર, બીભત્સ, શાંત,) કરતાં તારી વાણી વધુ મનોહર છે. [ અને ] અમૃતમાં તો વધારેમાં વધારે છ રસો ( મધુર કટુ તિક્તાદિ ) જોવાય છે— સંભળાય છે, એથી કરીને આ બે ( શૃંગરાદિ નવરસ અને અમૃત સુધાની સાથે તારી વાણીની સદૃશતા ( સરખામણ ) કોણ કરી શકે— કહે ? [ કેમકે તેમ કરવામાં ] અધિક હીનોપમાની મુશ્કેલી થાય છે. અર્થાત્ તારી વાણી નવરસ અને અમૃત જેવી છે, એમ કહેવું તે હીનોપમા દોષ છે.

**બીજા દર્શનનો ભગવાનના દર્શનમાં સમન્વય—**

**[1]स्फुरन्ति सर्वे तव दर्शने नयाः पृथग् नयेषु प्रथते न तत् पुन ।**
**कणा न राशौ किमु कुर्वते स्थितिं ? कणेषु राशिस्तु पृथग् न वर्तते**

તારા ( જૈન ) દર્શનમાં બીજા બધા નયો-દર્શનો ( નૈગમ સંગ્રહ વ્યવહાર ઋજુસૂત્રાદિ ) દેખાય [ પરન્તુ ] ભિન્ન ભિન્ન નયોમાં-દર્શનોમાં ( નૈયાયિકાદિ સ્વીકૃત નયાઽઽભાસોમાં ) તારૂં અપેક્ષાવાળું, (વસ્તુના અનન્તધર્મોને ખંડન નહીં કરનારૂં,) દર્શન ( જૈનદર્શન ) દેખાતું નથી. [ કેમકે ] [ અનાજના ] સમૂહમાં [ અનાજના ] દાણા નથી રહેતા શું ? અર્થાત્ રહે છે. અને અલગ દાણાઓમાં તો [ અનાજનો ] સમૂહ ઢગલો રહેતો નથી.

---

તારી ચતુરાઇ છે" ની જેમ બધા રસ અને સુધા કરતા વિશિષ્ટ ગુણવાળી ભગવાનની વાણી અધિક છે અને તે હીન ગુણવાળા છે માટે હીનોપમા વિડમ્બના છે. ૧ મેળવો શ્રી सिद्धसेनदिवाकर ના प्रथमद्वात्रिंशिका નો 'सुनिश्चितं न परतन्त्रयुक्तिषु ૩૦ મો શ્લોક.

**तवोपदेशं समवाप्य यस्माद् विलीनमोहाः सुखिनो भवामः ।
नित्यं तमोराहुसुदर्शनाय नमोऽस्तु तस्मै तव दर्शनाय ॥८६॥**

જે (દર્શન) થી તારા ઉપદેશને પ્રાપ્ત કરીને [અમે] મોહ વગરના સુખી થઇએ છીએ તે પાપ—અજ્ઞાનરૂપી રાહુને [નાશ કરવા] માટે સુદર્શન ચક્ર સમાન તારા દર્શન (જૈનદર્શન) ને હંમેશા નમસ્કાર હો ॥

આમાં મૂલ કર્તાના ૧૧૩ કાવ્યો છે. જ્યારે 'જૈન ગ્રંથાવલી' માં ૧૧૨ શ્લોક લખ્યા છે; કદાચ છેલ્લો શ્લોક પ્રશસ્તિરૂપ હોવાથી તે નહીં ગણીને તેમાં ૧૧૨ શ્લોક લખ્યા હશે.

આ સ્તોત્ર સંપૂર્ણ થયા પછી પણ મારી નકલમાં એક શ્લોક નીચે પ્રમાણે છે —

**न्यायस्य वेत्तुर्मुनितल्लजस्य यशोविजेतुर्गुणयुक्तनाम्नः ।
इमां कृतिं भक्तिकवित्वयुक्तां प्राप विलिख्याहमनल्पभाग्यम् ॥**

મુનિઓમાં શ્રેષ્ઠ ગુણવાળું નામ જેનું; ન્યાયના પારગામી **યશોવિજયજી** ની ભક્તિ અને કવિત્વ યુક્ત આ કૃતિ (ગ્રંથ) ને લખીને—નકલ કરીને મેં મોટું પુણ્ય પ્રાપ્ત કર્યું છે.

ઉપરના શ્લોકથી સાફ જણાય છે કે પ્રસ્તુત સ્તોત્રની નકલ કરનારે તે (છેલ્લો) શ્લોક બનાવ્યો છે.

## उपसंहार

મહાનુભાવો ! **श्रीशङ्खेश्वर पार्श्वनाथ स्तोत्र** નો આંતરિક અને બાહ્ય પરિચય સંક્ષેપમાં મારી લઘુશક્તિથી આ લેખમાં આપ્યો છે. આ લેખથી પ્રસ્તુત કાવ્ય (સ્તોત્ર) અને કાવ્યકર્ત્તાશ્રી યશોવિજયજી ઉપાધ્યાયને મહાકવિ તરીકે તમે ઓળખો. અને આ કાવ્ય સુંદર રીતે મુદ્રિત થઇ પ્રજાના હાથમાં છુટથી આવો એટલું ઇચ્છી વિરમવા પહેલાં આટલું કહેવું આવશ્યક સમજું છું કે આ સ્તોત્ર સિવાયના બીજા બે સ્તોત્રો સંબન્ધી વખત મલે થોડો પરિચય કાલાન્તરે આપવા જરૂર યત્ન કરીશ.

: ૬૬ :

# આજનું સ્ત્રીશિક્ષણ[1]

મનુષ્ય જન્મે છે ત્યારે તેને ઘણી બાબતોનું અજ્ઞાન હોય છે. તેની ઘણીખરી શકિતઓ અવિકસિત દશામાં હોય છે. બ્રાહ્મણ કે ક્ષત્રિય, ભારતીય કે ઇતર દેશીય, જૈન કે જૈનેતર તમામ પ્રાણીઓના જન્મ વખતે એકજ સરખા પ્રાયઃ હોય છે. પણ જેને ઉંચું શિક્ષણ મળે છે, તે ક્રમે ક્રમે પ્રગતિ કરતો જાય છે. અક્ષરજ્ઞાન મેળવવું એટલું શિક્ષણ નથી; તેના અનેક પ્રકારો અને વિધવિધ ઉપાયો છે. પણ અહિં માત્ર અક્ષરજ્ઞાન શિક્ષણની વાત છે.

શિક્ષણથી ઘણી બાબતોનું અજ્ઞાન ટળે છે. આત્મામાં છુપાઇ રહેલી શકિતઓ વિકસે છે. આ લોક અને પરલોકનો વિકાસ સધાય છે. યાવત્ ઇશ્વર સ્વરૂપી પણ શિક્ષણથીજ થવાય છે.

શિક્ષણનું ફળ ઘણું વિશાળ અને રમણીય છે. તેના પ્રકારો અનેક છે. તેના સ્વરૂપનો ઉકેલ આણવો ઘણો અઘરો છે.

---

૧ સ્ત્રીબોધ. ઓગસ્ટ, ૧૯૩૪, અમદાવાદ.

## શિક્ષણનું લક્ષણ

મ્હારી નાનકડી મતિ પ્રમાણે તો શિક્ષણનું લક્ષણ ' કર્તવ્યનું જ્ઞાન અને પરતંત્રતાથી મુક્ત થવું ' છે હું ધારૂં છું કે આ લક્ષણમાં કોઇ વાંધો લઇ શકે તેમ નથી. પરતંત્રતાના ભેદો જુદી જુદી દૃષ્ટિએ અનેક પ્રકારના હોઇ શકે, તેમ તેના અનુકૂલ કે પ્રતિકૂલ કારણો પણ અનેકવિધ હોય; પરન્તુ શિક્ષણથી બંધન મુકત થવાની લાયકાત તો આવવીજ જોઇએ. પછી ભલે કોઇ જાણી જોઇને પરતંત્રતાથી મુકત ન થાય, તે માટે ઉપાયો ન કરે, તે વાત જુદી છે. શિક્ષણથી કર્તવ્ય-જ્ઞાન અને બંધનથી છૂટવાની લાયકાત નથી આવતી, તે શિક્ષણ શિક્ષણ નથી, તે જ્ઞાન જ્ઞાન નથી, તે તો ફકત શરીર, મન અને સમયને બરબાદ કરનારો, ધનનો નાશ કરનારો એક ભસ્મગ્રહ જ કહેવો જોઇએ. સૂર્ય ઉગ્યા પછી અંધારૂં ન મટે, અગ્નિથી ટાઢ ન ઓછી થાય અને શીતલ નીરથી શાંતિ ન મળે તો પછી ગજબ જ કહેવાય ને !

## પ્રાચીનકાળનું શિક્ષણ

શિક્ષણ સંબંધી ઉહાપોહ કરતાં આપણે પ્રાચીનકાળના શિક્ષણ તરફ દૃષ્ટિ તો જરૂર કરવી જોઇએ. દરેક વસ્તુમાં પૂર્વના કાળની થોડી ઘણી યોગ્ય મદદ જરૂર લેવી પડે છે, અથવા લેવી જોઇએ. જુના અને નવા બન્ને કાળના ગુણદોષોનો વિચાર કર્યા પછી જે યોજના ઘડાય છે તેમાં સંગીનતા અને સુંદરતા વધુ હોય છે, એમ મ્હારૂં માનવું છે.

જેટલો જૂનો સૃષ્ટિનો ઇતિહાસ છે તેટલો જ જુનો લગભગ શિક્ષણનો પણ છે. દરેક દેશ કે કાળમાં થોડા ઘણા અંશે શિક્ષણની

જરૂર અવશ્ય પડે છે. ભારતમાં શિક્ષણની ઉત્પત્તિ અને પૂર્ણવૃદ્ધિ ઘણા લાંબા કાળથી થએલી. હવે **મોહનજો ડેરો** અને **હરપ્પાની** શોધખોળોથી ઇતિહાસ પ્રમાણને જ સાચું માનનારા લોકો પણ ૭ હજાર વર્ષના જુના કાળને ઇતિહાસકાળ ગણવા લાગ્યા છે. કારણ કે તે બંને શહેરોનો અસ્તિત્વકાળ ૭ હજાર વર્ષ પહેલાંનો છે. તે બન્ને શહેરોમાં અનેક મુદ્રા, સિક્કા અને બીજી અનેક એવી વસ્તુઓ મળી આવી છે કે જેથી ૬૦૦૦ વર્ષ પહેલાનું હિંદ શિક્ષણ અને કળામાં બીજા દેશો કરતાં મોખરે હતું એમ સિદ્ધ થાય છે.

જુના કાળમાં શિક્ષણનું કાર્ય મુખ્યત્વે બે જણ કરતા હતા. એક ત્યાગીઓ અને બીજા રાજાઓ.

## ગુરૂ શિષ્યનો સબંધ

ત્યાગીઓમાં વૈદિક, જૈન અને બૌદ્ધોના ઋષિઓ, નિર્ગ્રંથો ભિક્ષુઓ અને બ્રાહ્મણોનો સમાવેશ થાય છે. આ વર્ગ દેશકાળને લક્ષમાં લઇને શિક્ષણનો ક્રમ ગોઠવતો. જેથી પ્રજા પોતપોતાના ગુણ-કર્માનુસારે કર્તવ્ય, જ્ઞાન અને સ્વતંત્રતા મેળવી મહાન્ વિજયી અને વિશ્રુત થતી. બહુ જુના સમયમાં જાતિભેદનું જોર ન હતું, દરેક જાતિના સભ્યો ભેગા કરી આ ત્યાગીઓ વિદ્યાર્થીઓને અનેક વિષયોનું ઉંડું અને દીપતું જ્ઞાન આપતા. વિદ્યાર્થીઓ પણ હૃદયના ઉંડાણથી ઉત્પન્ન થએલી જિજ્ઞાસા અને સેવાવૃત્તિથી ગુરૂઓ પાસે જ્ઞાન મેળવી મનન અને નિદિધ્યાસન કરી આચરણમાં મૂકવા તરફ વધારે ચીવટ રાખતા. ગુરૂશિષ્ય બન્ને પોતાની ફરજ ઉત્સાહપૂર્વક અદા કરતા. તે બન્ને વચ્ચે મીઠો સંબંધ જોડાતો.

## વિદ્યાપીઠોનો કાળ

બહુ જુના કાળ પછી એટલે કે ભગવાન્ મહાવીર અને બુદ્ધના પછીનો ઇતિહાસ વિદ્યાપીઠોના ઇતિહાસથી ભરેલો છે. આ જમાનામાં સાધારણ નાના મોટા આશ્રમો ઉપરાન્ત વ્યવસ્થિત અને મોટા પાયા ઉપર યોજાએલા મહાન્ વિશ્વવિદ્યાલયો હતાં. તેની યોજના ઘડનાર બહુશ્રુત અને વિચારક પુરુષો હતા. તેમાં એક એક વિદ્યાપીઠમાં દશ દશ હજાર સુધી છાત્રો અને પંદરસો સુધી અધ્યાપકો સરસ્વતી દેવીની પવિત્ર ઉપાસના કરતા. હિન્દના દૂર દૂર પ્રાંતોનાજ નહિં, પણ ચીન, જાપાન, જાવા, અફઘાનીસ્તાન અને કાબૂલ જેવા દેશોથી પણ અનેક વિદ્યાર્થીઓ ભારતના આ વિદ્યાપીઠોમાં અધ્યયન કરવા આવતા, અને ભણીને ગયા પછી પોતાનું મોટું ગૌરવ માનતા. ચીની યાત્રી **હુએનત્સંગ** અને **ઇત્સંગ** જેવા પણ આપણા આ વિદ્યાપીઠોમાં ભણવા રહ્યા હતા. આ વિદ્યાલયોની યોજના, તેની પદ્ધતિ, તેનો પાઠ્યક્રમ, તેના વિષયો અને ફળો, ઓક્સફર્ડ કે કેમ્બ્રીજ યુનિવર્સિટી કરતાં વધારે ઉન્નત અને સુંદર હતા એમ કહેવામાં હું અતિશયોક્તિ જરા પણ કરતો નથી. તેવા મહાન્ વિદ્યાપીઠોમાં નાલંદા, તક્ષશિલા, વિક્રમશિલા, ધનકટક, મથુરા. ઉજ્જૈન, કાશી, જગદ્ મહાવિહાર, ઉદંતપુરી અને નવદીપના વિદ્યાપીઠો ખાસ ઉલ્લેખનીય છે, જે જુદા જુદા પ્રાંતોમાં હતાં. આ આશ્રમો અને વિદ્યાલયોનો ઘણો ખરો ખર્ચનો ભાર રાજાઓ અને બૌદ્ધ, જૈન અને વૈદિક ધનીક ગૃહસ્થો ઉપાડતા. શ્રીમાન્ ગૌરીશંકર ઓઝાજીએ એક વ્યાખ્યાનમાં કહ્યું છે કે " નાલંદા વિશ્વવિદ્યાલયના અધિકારમાં બસોથી વધારે ગામો હતાં,' જે અનેક રાજાઓએ દાનમાં આપ્યા હતાં " ચીની યાત્રીઓના ઉલ્લેખોથી જણાય છે કે સાતમી સદીમાં પાંચ હજાર મઠો પણ ભારતમાં હતા. જેમાં ૨૧૨૧૩૦ વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા. સત્તરમી સદી સુધી,

એકલા બંગાલમાં એંસી હજાર નાની મોટી પાઠશાળાઓ હતી; પણ ગ્રામ પંચાયત યોજના તોડી પાડયા પછી તેમાં ઘટાડો અને વિકાર થતો ગયો.

આ રીતે હિતૈષી વિચારક ત્યાગીઓના હાથમાં જે વખતે શિક્ષણનું કાર્ય હતું, રાજા અને ધનાઢયોની જ્યારે દરેક રીતની જોઇતી સહાયતા હતી, ત્યારે ભારતદેશ સાચો શિક્ષિત હતો. સુખી હતો અને બીજા દેશોમાં પંકાતો હતો. ત્યારેજ આપણે ત્યાં ઋષભ, રામ, કૃષ્ણ, મહાવીર બુદ્ધ જેવા ધર્મોદ્ધારકો અવતરતા; ભીમ, અર્જુન, પ્રતાપ, શિવાજી, તેજપાલ જેવા વીરો પાકતા; ગૌતમ, કણાદ, સિદ્ધસેન, મલ્લવાદિ, હરિભદ્ર, વિદ્યાનંદિવાદિ, દેવસૂરિ, ગંગેશોપાધ્યાય, રઘુનાથ શિરોમણિ, પક્ષધર અને યશોવિજયજી જેવા ન્યાયના પારગામીઓ જન્મતા; કાલિદાસ, ભવભૂતિ, હેમચંદ્ર, શ્રીહર્ષ જેવા કવિઓ; ભરત અને રામચંદ્ર જેવા નાટયજ્ઞો તથા ચાણાકય જેવા રાજનીતિજ્ઞો અસ્તિત્વમાં આવતા. જુદી જુદી વિદ્યા અને કળાઓના આવિષ્કારો થતા, રાજા અને પ્રજા તરફથી તેવા વિદ્વાનોને મોટી સહાયતા મળતી, પ્રોત્સાહન મળતું, તેમની કીર્તિગાથાઓ ગવાતી. તેનું નિયમન કે વિઘ્ન નહોતું થતું. તેમની બુદ્ધિ કે શક્તિ કુંઠિત નહોતી કરાતી, તેમના ઓઝારો અને હસ્તાદિ અવયવોનો નિર્દયતાપૂર્વક નાશ નહોતો કરાતો. જે દેશમાં તમોગુણવાળા સ્વાર્થી રાજા અને વ્યાપારિઓ હોય છે તે દેશનો ઉદ્ધાર કદી થાય જ નહિં. તે દેશમાં વિદ્યા, કળા અને હુન્નર ઉદ્યોગમાં પ્રગતિ થઇ શકેજ નહિ, એ લખી રાખવું જોઇએ.

## સ્ત્રીશિક્ષણ

પ્રાચીનકાળની શિક્ષા સંબંધી સર્વ સાધારણ લખ્યા છતાં સ્ત્રી-

શિક્ષણ સંબંધી કંઇક જુદું લખવું પણ જરૂરતું છે.

## પૂર્વકાલમાં શિક્ષિત સ્ત્રિઓ

જો કે વેદ મંત્રોમાં સ્ત્રી અને શૂદ્રોને ભણાવવાનો નિષેધ કરવામાં આવ્યો છે. પરન્તુ વેદોના કેટલાક મંત્રોથી જ જણાય છે કે વેદકાળમાં પણ કેટલીક સ્ત્રીઓ વિદુષી હતી. વૈદિકો સિવાય જૈનો અને બૌદ્ધ હમેશાં સ્ત્રી શિક્ષણના તરફેણમાં રહ્યા છે. બહુ જૂના કાળમાં પણ બ્રાહ્મી સુંદરી જેવી અનેક સ્ત્રીઓ અઠંગ વિદુષીઓ હતી, તેવા ઉલ્લેખો જૈન શાસ્ત્રોમાં મળે છે. શકુંતલા, સીતાદિને હિન્દુ નાટકો પણ એજ પ્રમાણે જણાવે છે.

વેદકાળ પછી એટલે કે અઢી હજાર વર્ષના વચલા ગાળાની અંદર વૈદિક, જૈન અને બૌદ્ધોમાં અનેક સ્ત્રીઓ જુદા જુદા વિષયની પારંગત હતી, તે વાત કાળિદાસ, ભવભૂતિ, બાણના ગ્રંથો–તિલક-મંજરી, પાઇઅલચ્છી નામમાળા, પરિશિષ્ટ પર્વ, અંજણાસુંદરી ચરીયં જેવા અનેક પુસ્તકોથી પુરવાર થાય છે. છેલ્લા અઢી હજાર વર્ષના ઇતિહાસકાળમાં થએલી વિદુષીઓ પૈકી કેટલીક આ છેઃ—

## વિદુષી સ્ત્રીઓ

વિજ્જકા, સુભદ્રા, સુલસા, વિકટનિતંબા, યક્ષા, યાકિનીમહત્તરા, ગુણમહત્તરા, અવન્તિસુંદરી, તિલકમંજરી, સુંદરી, રાજેમતિ, મંડન-મિશ્રની સ્ત્રી, લીલાવતી, ઇન્દુલેખા, મદાલસા, મારૂલા, મોરિકા, શીલા, અનૂપા.

પહેલાં સ્ત્રીઓમાં સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ અપાતું. કાવ્ય, સંગીત, શીલ, આરોગ્ય, પતિભક્તિ વિગેરે ઉપર ખાસ ભાર મૂકાતો.

જેથી સ્ત્રીઓ દેવીઓ થતી. પોતાનાં સંતાનોને પણ સાચાં દેવદેવીઓ બનાવી ધર્મ અને દેશની સેવા કરતી.

## વર્તમાન શિક્ષા

વર્તમાન શિક્ષા કેવી છે? તે વિષે વધુ લખવાની જરૂર જ નથી. આપણે બધા વર્તમાન શિક્ષા અને તેનાં ફળો નજરે જોઇએ છીએ. વર્તમાન શિક્ષણની દોરી અત્યારે રાજસત્તાના હાથમાં છે. રાજસત્તા જ રજો-તમોગુણવાળી હોય છે. લગભગ દોઢસો વર્ષમાં આપણે ફક્ત અક્ષર જ્ઞાન મેળવી આપણી બુદ્ધિ બગાડી છે, ધર્મને ખોયો છે, નીતિ અને સદાચાર ઓછાં કર્યાં છે. આરોગ્ય અને ધનમાં મોટી હાની પહોંચાડી છે એમ મને લાગે છે.

## વર્તમાન શિક્ષણનું ફળ

બીહાર દેશમાંથી નિકળતા **ગંગા** નામના હિન્દી માસિકમાં "**शिक्षा और परीक्षा**" નામના મ્હારા લેખમાં મેં એક ઠેકાણે લખ્યું છે કે "રાતદિવસ મહેનત અને શરીરને નષ્ટ કરવા છતાં આંખો અને માનસિક શકિતઓ કુંઠિત કરવા છતાં, મોટો ધન વ્યય થવા છતાં વિદ્યાર્થીઓને (વર્તમાનિક) શિક્ષણનું પરિણામ દુઃખ, દરિદ્રતા, રોગ અને અશાંતિમાં મળે છે."

અનેક વર્ષો ભણયા પછી અનેક પદવીઓ મેળવ્યા પછી પણ આપણને કર્તવ્ય જ્ઞાન અને સ્વતંત્રતાની પ્રાપ્તિ થતી નથી એ શિક્ષણ શિક્ષણ કહેવાય ખરૂં?

આ પરિસ્થિતિમાં એકલો રાજ્યનો જ દોષ છે એમ પણ માનવા હું તૈયાર નથી. થોડો ઘણો પ્રજાનો પણ દોષ છે કે જે ભાન ભૂલીને

વિપરીત શિક્ષા લે છે.

## સ્ત્રીઓની યોગ્યતા

સાચા શિક્ષણથી પુરૂષ દેવ બને છે, સ્ત્રી દેવી બને છે. સ્ત્રીઓનું હાર્દ કોમળ અને પવિત્ર હોવાથી પુરૂષો કરતાં પણ સ્ત્રીઓ ઉપર શિક્ષણની અસર ઘણી વધારે પડી શકે છે. **સ્ત્રી-શિક્ષાનો સાચો ઉદ્દેશ તો તેઓમાં સાચું માતૃત્વ અને ગૃહિણીત્વ આવે એ જ હોવો જોઇએ.** જગતના ઉદ્ધારની જવાબદારી સ્ત્રીઓ ઉપર વધુ છે. સ્ત્રીઓ સાચી શિક્ષિતા હોય તો જ જગતનો ઉદ્ધાર કરી શકે, પુરૂષોને પણ ઠેકાણે લાવી શકે. તેમને કોમળતા શિષ્ટતા વિગેરે દૈવિક ગુણો કુદરતી બક્ષીસથી મળ્યા છે. તે પતિને કે પુત્રને, પિતાને કે સસરાને, નોકરને કે રાજાને, ગુરૂને કે અવતારી પુરૂષને પણ પોતાના ગુણોથી સમજાવી શકે છે, કોમળ બનાવી શકે છે. પુરૂષ કરતાં સ્ત્રીના ઉપદેશની અસર ઘણી વધારે થાય છે. એટલે પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે સાવચેતીથી શિક્ષણ આપવાની જરૂર છે. સ્ત્રી શિક્ષિતા હોય તો આખું આલમ સહેલાઇથી સાચું શિક્ષણ મેળવી શકશે; એટલા માટે જ તો **નેપોલીયન બોનાપાર્ટે** કહ્યું છે કેઃ—દેશને આબાદ કરવા સહુ પહેલાં માતાઓને જ્ઞાન આપવું.

## વર્તમાન સ્ત્રીશિક્ષણ

ગમે તેવી સારી વસ્તુનો ઉલટી રીતે ઉપયોગ કરવાથી તેનું પરિણામ પણ ઉલટું જ આવે છે; એ હિસાબે શિક્ષણ ગમે તેવું સારૂં છે પણ તે ઉલટી પદ્ધતિએ લેવાથી મહાન્ ભયંકર થાય છે. ધર્મ, દેશ સમાજ અને આત્માની ઉન્નતિને બદલે અવનતિ કરનારૂં થાય છે.

વિપરીત શિક્ષણ લેનાર કરતાં અશિક્ષિત વધરે સારૂં હોય છે. સરલ અને પવિત્ર હોય છે એમ મને લાગે છે.

વર્તમાનનું લગભગ ઘણું ખરૂં શિક્ષણ રાજસત્તાના હાથમાં છે. તેની દૃષ્ટિ હિન્દુસ્તાન માટે જુદા પ્રકારની છે. એટલે શિક્ષણદ્વારા પોતાની દૃષ્ટિએ વર્તમાન સ્કૂલો અને કોલેજોમાં પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ કરાય છે એમ વિચારક શિષ્ટ પુરૂષોને કેટલાક વર્ષોથી જણાયું છે. તેમાં સ્ત્રીઓના હૃદય કોમળ અને કમજોર હોવાથી પુરૂષો કરતાં તેઓ ઉપર વર્તમાન શિક્ષણની અસર વધારે ખરાબ થાય છે. તેમના ઉપર સંસ્કારો જલ્દી પડે છે.

આપણે છાપા દ્વારા કે બીજી રીતે જાણી ખુશી થઇએ છીએ કે "વર્તમાનમાં સ્ત્રીઓ ઉંચું (હાઇસ્કૂલો અને યુનિવર્સિટિઓનું) શિક્ષણ લેવા માંડી છે એટલે દેશનો ઉદ્ધાર જલ્દી થશે. ભારતમાં સાચી દેવીઓ થશે." પણ મને માફ કરવામાં આવે તો હું કહીશ કે આપણી આશા મૃગ તૃષ્ણિકા જેવી છે. આધુનિક શિક્ષણથી પુરૂષ કરતાં વધારે સ્ત્રીઓમાં અનારોગ્ય, દારિદ્રય, વિલાસિપણું અને અશાન્તિ આવે છે. તેમના જીવન ઉપર જે સદાચારને ધાર્મિક ભાવનાની અસર પડવી જોઇએ તેના કરતાં ઉલ્ટી અનિષ્ટ અસર પડે છે. તેમનામાં શિક્ષણથી માતૃત્વનો વિકાસ, પતિ ભક્તિ, લજ્જાળુતા, અને બીજા સારા ગુણોના સંસ્કારો પડવા જોઇએ તે નથી પડતા.

આપણે જોઇએ છીએ કે મુંબઇ, સૂરત, વડોદરા, અમદાવાદ જેવા અનેક ગામોમાં વર્તમાનિક ઉચ્ચ શિક્ષણથી સ્ત્રીઓ ઉપર કેવી અસર પડે છે? આ શિક્ષણથી ઘણી ખરી સ્ત્રીઓ વિલાસી, આળસુ અને અસહિષ્ણુ નથી થતી શું? તેમનામાં અનિચ્છનીય

સ્વચ્છંદતા નથી આવતી શું ? એટલો અનાવશ્યકીય ખર્ચનો ભાર દેશને માટે ગરીબાઇ વધારનાર નથી થતો તો શું ? વર્તમાન શિક્ષણથી અમારી બ્હેનો પિતા કે પતિ માટે પણ ભારભૂત નથી થતી શું ?

## પદ્ધતિ ફેરવવી જોઇએ

કૉલેજો અને હાઇસ્કૂલોમાં એમ. એ. સુધીનો કોર્સ પુરૂષો અને સ્ત્રીઓને માટે એક સરખો હોય છે તેમાં પરિવર્તન કરવાની જરૂર છે. અમારી ભારતીય સ્ત્રીઓને માટે ભૂમિતિ, ભૂગોળ, ગણિત અને એવા બીજા નકામા વિષયો કરતાં સ્ત્રીઓને માટે સંગીત કળા, સીવવા ગુંથવા ભરવાની કળા, સંતતિ શાસ્ત્ર. આરોગ્ય શાસ્ત્ર, પુત્રપાલન કળા વિગેરે વિષયો ઘણા જરૂરના અને હિતકારી વિષયો છે. આ વિષયોનું જ્ઞાન સ્ત્રીઓને પહેલાં આપવાની આવશ્યકતા છે. હું પહેલાં લખી ગયો છું તેમ સ્ત્રી શિક્ષાનો મુખ્ય ઉદ્દેશ માતૃત્વ અને ગૃહિણીનો વિકાસ હોવો જોઇએ. તેમનું મુખ્ય સ્થાન આ જ છે. તેમનામાં ભલે ફ્રાન્સની સ્ત્રીઓ જેવી વિલાસિતા કે સ્વચ્છન્દતા ન આવે, પુરૂષો સાથે ફુટબોલ કે હૉકી રમવાની શક્તિ ન આવે, પણ ઉપરના ગુણો આવે તો તેમની શિક્ષા ફળવતી થાય. જે સ્ત્રી પતિની ભક્તા નથી, પુત્રની પ્રેમપૂર્વક પાલિકા નથી, સદાચારી નથી, વિનમ્રા નથી, ધર્મ-નિષ્ઠા નથી તે સાચી શિક્ષિતા કેમ કહેવાય ?

વર્તમાન શિક્ષા દૂષિત હોવાથી આપણે કૌશલ્યા, મરૂદેવી, ત્રિશલા, માયાદેવી, લક્ષ્મી અને દુર્ગાદેવી જેવી સાચી સ્ત્રીઓ જોઇ શકતા નથી, છતાં ખુશીની વાત એ છે કે આ દૂષિત શિક્ષામાં પણ પોતાની જવાબદારી સમજી કેટલીક સ્ત્રીઓ ધર્મ, દેશ અને સમાજની મહાન્ સેવિકાઓ થઇ છે. પોતાના આચારને વધારે પવિત્ર બનાવનારી વિદુષી

અને લેખિકાઓ નિકળી છે. પણ તે અપવાદ સમાન છે. કેમકે તેમની સંખ્યા બહુજ ઓછી છે.

વર્તમાન શિક્ષાથી ઘૃણા થવાથી આર્યસમાજીઓ અને કેટલાક દક્ષિણીઓએ સ્ત્રીઓને સાચી શિક્ષા મળે, તેમનામાં પવિત્રતા આવે તે માટે કેટલાક પ્રયત્નો આદર્યા છે. પ્રાચીન અને નવીન સુધારાઓને એક સાથે મેળવી સ્ત્રીઓ માટે આદર્શ ગુરૂકુલો, સ્કૂલો અને વિદ્યાપીઠોની યોજના થઇ છે એ એક સદ્‌ભાગ્યની નિશાની છે.

સરકારી સ્કૂલો અને યુનિવર્સિટીઓમાં સ્ત્રીઓને માટે તેમને ઉપયોગી અભ્યાસક્રમ બને, સ્ત્રીઓ માટે સ્વતંત્ર કોલેજો ખુલે અને તેમના સ્વભાવ તથા ભારતીય રિવાજો પ્રમાણે બધો જુદો બંદોબસ્ત થાય એ માટે ભારતની સ્ત્રીઓએ અને નેતાઓએ હિલચાલ જરૂર ચલાવવી જોઇએ.

કહેવાય છે કે "આપણો દેશ સ્ત્રી–શિક્ષા તરફ હંમેશા બેદરકાર રહ્યો છે. પણ તે હવે ચાલે તેમ નથી." આપણે સ્ત્રી શિક્ષા તરફ વધારે લક્ષ આપવું ઘટે. હું તો સ્ત્રી શિક્ષાનો પક્ષપાતી છું. તેમનામાં સાચી શિક્ષાનું સારૂંજ ફળ આવવાનું. માટે આપણે સ્ત્રીઓને યોગ્ય સાચી શિક્ષાનાં સાધનો ઉભાં કરવાંજ જોઇએ. રાજ્ય તેમાં પૂરો સહયોગ આપે તો ભારત દેશ કેટલો આગળ વધે? તે દિવસ જલ્દી આવો કે આપણા દેશના બધાં સ્ત્રી પુરૂષો શિક્ષિત બને. મનુષ્ય લોક સ્વર્ગલોક બને.

: ૬૭ :

# શિક્ષણ અને પાઠ્ય ક્રમ[1]

આ લોક અને પરલોકની ઉન્નતિ માટે અને સંસ્કૃતિની વિશુદ્ધિ માટે શિક્ષણનીજ જરૂર હંમેશાથી રહી છે અને રહેશે. શિક્ષણની સિદ્ધિમાં તેના પાઠ્યક્રમનો મોટો હિસ્સો રહે છે. પ્રજાને જેવી રીતે કેળવવી હોય, કે સંસ્કૃતિથી રંગવી હોય, તેવી રીતનો પાઠ્યક્રમ રચવો જોઇએ. જેવો પાઠ્યક્રમ હોય છે તેવું ફળ નીપજે છે. પાઠ્યક્રમની ઉપયોગિતા, અનુપયોગિતા અથવા પૂર્ણતા અને અપૂર્ણતાથી શિક્ષણના પરિણામમાં અપૂર્ણતા પૂર્ણતા થાય છે. લગભગ સોએક વર્ષ પહેલાં જે વખતે વિદેશી પ્રજા ભારતવર્ષમાં પોતાની સતાના પાયા નાંખવાના સ્વપ્નાં સેવતી હતી તે વખતે સૌ પહેલાં શિક્ષણના નિષ્ણાતો પાસેથી ભારતને ગુલામ બનાવા યોગ્ય પાઠ્યક્રમ ( Course ) બનાવી પોતાના ઢંગની કૉલેજો અને સ્કૂલો જારી કરી અને વખતો વખત તે ઉદ્દેશ્યની પૂર્તિ કરવા માટે પાઠ્યક્રમ–શિક્ષણના પ્રકાર વિગેરેમાં પરિવર્તન કર્યાં

---

૧ જૈન જ્યોતિ, વર્ષ ૨, અંક ૩૩.

જેથી લગભગ અર્ધી પોણી શતાબ્દીમાં તેમનું ધારેલું પરિણામ આવ્યું. ભારતીય લોકો નિર્બલ, વ્યસની, ધર્મ–દેશપ્રેમથી રહિત અને ધંધા ઉદ્યોગ વગરના થઇ ગયા.

આજે અમેરિકા જર્મન વિગેરે સ્વતંત્ર અને સ્વાભિમાની દેશોમાં પોતાની સંસ્કૃતિ અને ઉન્નતિને પુષ્ટ કરનારો પાઠ્યક્રમ થાય છે. દર વર્ષે કે બે વર્ષે તેમાં સુધારો વધારો થાય છે. ઉત્તમ પ્રકારના નવા સાહિત્યને પાઠ્યક્રમમાં સ્થાન મળે છે. પ્રતિભાશાળી લેખક ગ્રંથકારોને વાંચવાનો પ્રસંગ વિદ્યાર્થીઓને પ્રાપ્ત થાય છે.

## શિક્ષણ વિષયમાં હીન દશા

આપણો દેશ શતાબ્દીઓથી પરાધીન થયો છે ત્યારથી તેની બુદ્ધિ પણ બેર મારી છે. આપણે પ્રાચીન કાળનો ઉલ્લેખ કરી અભિમાન કે સંતોષ ધારણ કર્યા વગર બીજું કાંઇ કરી શકયા નથી. શિક્ષણના વિષયમાં તો હજીય આપણી નોંધવા લાયક પ્રગતિ થઇ નથી. તે વિષે વિચારો કે પ્રયોગો આપણે કર્યા નથી, તેમ કરવામાં આપણે લાભ પણ નથી સમજતા; તેજ કારણથી આપણી પ્રજા અક્ષરજ્ઞાન મેળવીને સાક્ષર (!) થવા ઉપરાન્ત કાંઇ વધુ કરી શકતી નથી. દિવસે દિવસે આપણી સંસ્કૃતિ ભૂસાતી જાય છે. ધર્મ ભૂલાતો જાય છે. સદાચાર અને નીતિનાં તત્વો વિસરાતાં જાય છે. ઉદ્યોગ અને કળા ઓસરતી જાય છે તથા સ્વતંત્રતાની ભાવના નિર્મૂલ બનતી જાય છે.

## "શિક્ષણ માટે કેટલાક પ્રયાસો"

જમાનાના પ્રભાવથી કહો કે, કેટલાક શિક્ષણપ્રેમી સાધુ અને ગૃહસ્થોના પ્રયાસથી કહો, ગમે તે કારણે ત્રણેક દશકાથી આપણી

સમાજમાં શિક્ષણની આવશ્યકતાનું ભાન થયું છે. થોડા ઘણા તે માટે પ્રયોગો પણ થયા છે. પણ મને તો લાગે છે કે એથી આપણી સમાજમાં જૈન સંસ્કૃતિના સંસ્કારો દૃઢ નથી થતા. છાત્રોમાં ધર્મ પ્રેમ નથી જાગતો. સ્વતંત્રતા, સદાચાર તથા સદ્‌વિચારનું વાતાવરણ ઉભું નથી થતું. તેનું કારણ મને તો એજ લાગે છે કે આપણો પાઠ્યક્રમ સ્વતંત્ર નથી તથા અપૂર્ણ છે.

## પાઠ્યક્રમ

જો સમાજને સુસંસ્કારી બનાવવી હોય તો પાઠ્યક્રમ બનાવવા બહુ જ કુશળતા, સાવચેતી અને જાગૃતિ રાખવી જોઇએ. **પાઠ્યક્રમ એ કાંઇ આટા દાલ વેચવાવાળાથી કે દુકાને બેસી 'સોલ પંચા બીઆસી' અથવા 'લીયા દીયા કરી છકા પંચાના' સટ્ટા ખેલનારથી બને નહિ.** તેઓ તો સંસ્થાઓને જોઇતી આર્થિક મદદ આપીને જ છૂટા થવાને યોગ્ય છે. પાઠ્યક્રમ બનાવવા માટે તો જેઓ શિક્ષણના ઉંડા અનુભવી અને રસીયા હોય, તેના નિષ્ણાત કાર્યકર્તા હોય, તેવા તે તે વિષયના વિદ્વાનો જ પસંદ કરવા જોઇએ. પાઠ્યક્રમ એક જ દિશાથી બનવો ન જોઇએ. તેમાં પ્રાચીનતા ભૂલાવી જોઇએ, તેમ અર્વાચીનતાના ઉપયોગી શિક્ષણ તરફ બેદરકારી જરાપણ હોવી ન જોઇએ. તેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરુષાર્થની ભાવના (જુદા જુદા પાત્ર અધિકારીઓ માટે) સુસંસ્કારિત વ્યવસ્થિત રીતે વિકસિત થાય તે તરફ પૂરતું લક્ષ હોવું જોઇએ. **એકાન્ત કોઇ પક્ષ કે દિશાના જ્ઞાનનો આગ્રહ છોડી દ્રવ્ય દેશ કાલ અને સંસ્કૃતિના પ્રવાહ સાથે પાઠ્યક્રમનો શિક્ષણનો પ્રવાહ બદલતાં રહેવું જોઇએ.** જૂદા જૂદા દરેક જૂના અને નવા વિદ્યાના ઉપયોગી વિષયોના ગ્રંથોને સ્થાન આપવું

જોઇએ, જે નવીન ગ્રંથકારો દ્વારા ઉત્તમ-ઉપયોગી સાહિત્ય સર્જાય છે તેને પણ સ્થાન આપવું જોઇએ, જેથી સમાજના પ્રતિભાશાલી ગ્રંથકારોની બુદ્ધિનો છાત્રોને લાભ મળે. વર્તમાન દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવને યોગ્ય નવીન પ્રેરણા થાય અને ગ્રંથકારોને પણ ઉત્સાહ તથા સમાજ પ્રત્યે પ્રેમની લાગણી ઉપજે.

પાઠ્યક્રમ કર્યા પછી કુંભકર્ણની જેમ સંચાલકોએ વર્ષો સુધી ઘોર નિદ્રા ધારણ કરવી નહિ જોઇએ; પણ તેના પરિણામની તપાસ કરવી, છાત્રોની મુશ્કેલી, તેમની ફરીયાદો, તેમની રૂચિ-અરૂચિ, ગ્રંથોની ઉપયોગિતા કે અનુપયોગિતા ઇત્યાદિ અનેક બાબતો સંબંધી સીધી કે આડકતરી રીતે તપાસ કરતાં રહેવું જોઇએ અને પરિવર્તનની જરૂર જણાય તો બે વર્ષે કે ચાર વર્ષે પાઠ્યક્રમ ફેરવતાં રહેવું જોઇએ. તેમાં આલસ્ય કે બેદરકારી કરવાથી છાત્રસમાજ દુઃખી થાય છે, નિઃશ્વાસ મૂકે છે, અને તેમની પ્રગતિ રૂંધાય છે.

પાઠ્યક્રમ ઘડતી વખતે પોતાના ધર્મની પદ્ધતિ, સમાજની સંસ્કૃતિ અને સ્વદેશના વાતાવરણ ઉપર પૂરતું ધ્યાન રાખવું જોઇએ. જે દરજ્જા કે છાત્રો માટે પાઠ્યક્રમ ઘડવો હોય, તેના માટે પાઠ્યક્રમ તેવો ઘડવો કે જેથી તે પ્રમાણે ભણનારમાં પોતાના ધર્મના મજબૂત શુદ્ધ સંસ્કારો સ્થાન પામે, સદાચાર નીતિના તત્ત્વો ઉત્પન્ન થાય, સ્વતંત્રતાનો ભાવ પેદા થાય અને યોગ્ય ઉદ્યોગ હુન્નર-કળા શિલ્પમાં કુશળતા આવે અર્થાત્ નૈતિક રીતે પોતાની બધી આવશ્યકતાઓને પૂરી કરી શકે.

## કૉર્સમાં પુસ્તકો કેવાં રાખવાં ?

પાઠ્યક્રમમાં પુસ્તકોની પસંદગી કરતી વેળાએ પુસ્તકના લેખકની યોગ્યતા, વિચારશકિત, પુસ્તકનો વિષય, તેની કીંમત, તેની પદ્ધતિ,

અને તેના આકાર પ્રકાર ઉપર પણ લક્ષ્ય પહેલાથી આપવું ઘટે, જે પુસ્તકો સારામાં સારા હોય, સરલ ભાષા અને સરલ પદ્ધતિનાં હોય, અને જેની કિંમત ગરીબ વિદ્યાર્થીને પણ પરવડી શકે તેવી હોય તેવાં પુસ્તકો પસંદ કરવાથી છાત્રોને લાભ અને તેનો પ્રચાર પણ સારા પ્રમાણમાં થાય છે. પાઠ્યક્રમમાં સમય કાળના પ્રમાણમાં જ પુસ્તકો રાખવાં જોઇએ. વધારે રાખવાનો મોહ કદી પણ રાખવો ન જોઇએ. કાળના પ્રમાણમાં વધુ પુસ્તકો રાખવાથી છાત્રોમાં યોગ્યતા વધારે આવશે એવી ભૂલ આપણે કરીએ છીએ તેમાં સુધારો કરવો ઘટે.

વળી જે પુસ્તકની કીંમત પાંચથી વધારે રૂપીયા જેટલી છે તે પુસ્તકમાંથી થોડો ભાગ ( પ્રકરણ ) રાખવાથી થોડા ભાગ માટે મોટી કીંમતવાળું તે આખું પુસ્તક વિદ્યાર્થીને ખરીદવું પડે છે. ભારતદેશ ગરીબ છે અને દિવસે દિવસે વધુ કંગાલ થતો જાય છે. આવી દશામાં આવો રાક્ષસી ખર્ચ અસહ્ય થઇ પડે છે; જેથી ઘણાખરા શિક્ષણપ્રેમી છાત્રો પણ આ ખર્ચેલી કેળવણીથી મુકત થઇ શિક્ષણમાં આગળ વધતા અટકી પડે છે. **ભારત વર્ષનો પાઠ્યક્રમ તો સસ્તો સુંદર સરલ અને સાત્વિક હોવો જોઇએ**, તેમાં જ ભારતનો ઉદ્ધાર હું સમજું છું.

જે પુસ્તકો વર્તમાનમાં ચાલુ કીંમતે મળતાં ન હોય તેવાં અલભ્ય કે દુર્લભ (Out of Stock) પુસ્તકો પાઠ્યક્રમમાં રાખવાં નહિ. પાઠ્યક્રમમાં પહેલાનાં હોય તો પણ તે કાઢી નાખી તે બદલે લભ્ય, યોગ્ય પુસ્તકો દાખલ કરી લેવાં. ઘણીવાર એવું બને છે કે અમુક પુસ્તક બહાર પાડવાનું છે એવા સમાચારથી પાઠ્યક્રમમાં તે દાખલ પહેલાથી કરી લેવાય છે. પણ ગમે તે કારણે જો તે પુસ્તક બહાર

પડતાં ધારવા કરતાં ઘણો જ વિલંબ થાય છે તો છાત્રો તેની વાટ જોયા કરે છે. વારંવાર પુસ્તકના લેખક કે પ્રકાશક ઉપર પત્ર લખી પુછાવે છે. આથી નકામો, બીચારા છાત્રોને ખર્ચ કરવો પડે છે, વિષાદ–દુઃખ અનુભવવાં પડે છે, માટે પુસ્તક બહાર પડ્યા પછી જ તેને પાઠ્યક્રમમાં રાખવું વધારે સારું છે.

ઘણીવાર એમ પણ બને છે કે પાઠ્યક્રમ બનાવનાર–મહાનુભાવો ધન કે કીર્તિની ભૂખથી ગમે તેવાં લાયક કે નાલાયક પોતાનાં કે પોતાના લાગતા વળગતાનાં પુસ્તકોને પાઠ્યક્રમમાં દાખલ કરી લે છે. તે મહાન્ પાતક છે. વિદ્યાર્થીઓને તેમાં નકામો ખર્ચ-મગજમારી અને દુઃખ સહવાં પડે છે. તેથી નિર્દોષ વિદ્યાર્થીઓ દુઃખના નિસાસા મૂકે છે, કે જે પાંઠ્યક્રમ બનાવનારના હિતમાં વિઘ્ન કરનાર નિવડે છે.

જે વિષય કે વર્ગનો પાઠ્યક્રમ તૈયાર કરવો હોય તે તે વિષયના કે વર્ગના માનસને પારખનાર વ્યક્તિઓ પાસે જ તૈયાર કરાવવો જોઇએ. એક વિષયમાં વિદ્વાન્ કે અનુભવી થયો એટલે દરેક વિષયમાં તે ટાંગ લગાવવાનો હક્કદાર છે એમ માનવા કે કરવામાં મોટી હાનિ થવાનો ભય રહે છે. દાખલા તરીકે પી. એચ. ડી. (P. H. D.) પરીક્ષામાં પાસ થયો એટલે તે ડોક્ટરી (દવાના) કામમાં કે ધારાશાસ્ત્રમાં તો વિદ્વાન્ ન જ કહેવાય, એવી રીતે કાવ્યમાં નિષ્ણાત થયો એટલે દર્શન શાસ્ત્રનાં ગૂઢ રહસ્યોમાં તો મૂર્ખ જ કહેવાય અને ‘ બાલશિક્ષણ ’ ના કાર્યમાંય પારંગત ન જ કહેવાય.

પાઠ્યક્રમ જે સમાજ, દેશ કે સંસ્કૃતિ માટે ઘડવો હોય તેના ઘડનાર તે જ સમાજ, દેશ કે સંસ્કૃતિના–નિષ્ણાત હિતૈષી માણસો

હોવા જોઈએ. તેમ કરવાથી જ સાચો પાઠ્યક્રમ બની શકે અને તેથી શિક્ષણનું ઇચ્છિત પરિણામ નિપજી શકે.

શિક્ષણના વિષયમાં અહીં હું ખાસ લખતો નથી તે વિશે મેં મારા થોડાક વિચારો '**કેળવણી અને પરીક્ષા**' ના લેખમાં રજુ કર્યાં છે. કે જે લેખ 'જૈન ધર્મ પ્રકાશ' ના સિલ્વર જ્યુબીલી અંકમાં પ્રકાશિત થયો છે.

પાઠ્યક્રમ એ ખરી મહત્ત્વની વસ્તુ છે. દરેક ધર્મ–સમાજ કે દેશના લોકો પોતાની સંસ્કૃતિ માટે હિતકારી સ્વતંત્ર કોર્સ બનાવી સ્વતંત્ર બને એટલું હું ઇચ્છું છું.



: ૬૮ :

# શિક્ષણમાં ધાર્મિક શિક્ષણનું સ્થાન[1]

'શિક્ષણ એ સંસ્કૃતિનું ઘડતર કરનાર છે, "સંસ્કૃતિ" એ પ્રજાનું જીવન છે. 'જીવન' તે માત્ર શ્વાસોશ્વાસ લેવા એટલુંજ નથી પણ સાચી સ્ફુર્તિ અને ક્ષણે ક્ષણે પ્રગતિ સાધવામાં તથા પોતાનાં કર્તવ્યોને અદા કરવામાં છે. એથી જ શિક્ષણનું મહત્વ સભ્ય દેશ, જાતિ અને સમાજમાં વધુ ને વધુ છે. જે પ્રજા, દેશ, જાતિ કે વ્યક્તિ પોતાની તરક્કી કરવા ચાહે છે તે શિક્ષણનો આદર અને વિકાસ કરવામાં અનેકાનેક પ્રયાસો કરે છે. તેનાં ઉદાહરણો વર્તમાન કાળથી પણ આપણે જોઇએ તેટલા સાંપડી શકે છે, માટે જૂના કાળનાં દૃષ્ટાંતો ને તેના પુરાવા આપવાની જરૂરત જણાતી નથી.

બીજા શિક્ષણોની અંદર ધાર્મિક શિક્ષણ પણ એક મોટો ભાગ ભજવે છે. આપણા નૈતિક-આત્મિક જીવનનો સુધાર આલોક અને પરલોકની દૃષ્ટિએ બહુ જરૂરનો છે. આપણે પરલોક, પુણ્ય, પાપને

---

૧ જૈન, ભાવનગર, વર્ષ ૩૩, અંક ૩૮

માનનાર આસ્તિક હોઇએ તો આત્મિક સુધાર તરફ આંખમીંચામણાં કરી શકીએ નહિ. એથી તે શિક્ષણ પણ આપણી ઇષ્ટ સિદ્ધિ કરનાર વધુ ને વધુ સરલ નિવડે તેવા પ્રયાસો આસ્તિક સમાજ, તેના નેતાઓએ અવશ્ય કરવા જોઇએ.

'શિક્ષણ' નો આધાર તેના પાઠ્યક્રમ (કોર્સ) ઉપર રહેલો છે, તેથી પાઠ્યક્રમનું મહત્વ કેટલું છે? તેના ઘડનાર કેવા જોઇએ? તેમાં પુસ્તકો કેવાં રાખવાં જોઇએ? વિગેરે બાબતો સંબંધી હું મારા 'શિક્ષણ અને પાઠ્યક્રમ' નામના પુર્વના લેખમાં બતાવી ચુકયો છું, જે લેખ 'મુંબઇ સમાચાર' અને 'જૈન જ્યોતિ'માં તા. ૨૦-૭-૩૫ ના અંકમાં પ્રસિદ્ધ થયો છે.

જૈનસમાજ પૂર્વકાલમાં હરેક રીતે ઉન્નત હતો એમ આપણને ઇતિહાસ અનેક વાકયોથી કહે છે, પણ છેલ્લા બે ત્રણ સૈકાઓની આપણી કારકીર્દી, આપણી પ્રવૃત્તિ તો અસંતોષ ઉપજાવે એવી હતી અને છે. શિક્ષણના વિષયમાં આપણે આ મુદતમાં બહુ જ કંગાળ રહ્યા છીએ. ધાર્મિક સંસ્કારો આપણામાં સદીઓથી જો કે ચાલ્યા આવ્યા છે, છતાં તેમાં જોઇએ તેટલી દ્રઢતા યુકિત કે વિવેક ઘણાં જ જુજ રહ્યાં છે અને હવે ફરી જલ્દી વૈજ્ઞાનિક દ્રષ્ટિએ આપણે ધાર્મિક શ્રદ્ધાને મજબુત નહિં કરીશું તો મને પૂરો ભય છે કે એક બાજુ સ્પષ્ટ રીતે આપણો સમાજ સંખ્યાબળમાં જેમ વેગથી નિર્બળ થઇ રહ્યો છે તેમ બીજી બાજુ બાહ્ય ક્રિયા ને ચિહ્ન કે ભાષાપૂરતું જ જૈનત્વ, અવશિષ્ટ સંખ્યામાં રહેવા પામશે. અમદાવાદ, સુરત, મુંબઇ, ભાવનગર જેવી કહેવાતી જૈનપુરીઓમાં રહેનાર ધર્મના ઠેકેદાર કુટુંબોમાં પણ આજે કયાં સાચા જૈનત્વ છે? કયાં સાચી અનન્ય જૈનતત્વો ઉપર (સુલસા જેવી) શ્રદ્ધા છે? કયાં સ્યાદ્વાદ, નય નિક્ષેપ અને

સપ્તભંગીનું જ્ઞાન છે? ક્યાં બીજા અસત તત્વોનું યુક્તિપૂર્વક ખંડન કરવામાં વૃત્તિ છે? આ બધું કોનું પરિણામ છે? આપણા ધાર્મિક સંસ્કારો ઢીલા પડ્યા છે તેનું, આપણું જ્ઞાન દબાઇ ગયું છે તેનું, આપણી તત્વજ્ઞાનની રૂચિ મટી છે તેનું. ધર્મનાં તત્વ તો સાધુ મહારાજ જ જાણે, તેઓ પ્રચાર કરે, આપણે તો સામાયિક–પડિક્કમણા કરવા સિવાય બીજું કશુંય કર્તવ્ય નથી, એવી પરાવલંબી ભાવના આપણા શ્રાવકોમાં ઘર ઘાલી બેઠી છે તેનું. આ ભાવનાથી આપણા સમાજમાં ગૃહસ્થ વર્ગ જૈન ધર્મના મૌલિક ગહન તત્વોથી પરાંગમુખ રહે છે, તેથી સામાન્ય રીતે પણ ધર્મપ્રચારમાં તે કામ આવતો નથી. બીજી બાજુ, જે સાધુઓની બધી આશા રખાય છે, તે પણ શ્રાવકાવસ્થાના પોતાના નબળા સંસ્કારો સાથે લઇને સાધુ અવસ્થામાં આવે છે, તેથી તેઓમાં ઘણાખરા સતત મહેનત, અનવરત પ્રયત્ન અને સાચી મહત્વાકાંક્ષા વગરના હોય છે, એટલે તેમનામાં પણ સ્વપરશાસ્ત્રનું પારંગતપણું, ન્યાય, વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકાર, જ્યોતિષ, અધ્યાત્મકલા, વિજ્ઞાનાદિનું ઉંડું તાત્વિક જ્ઞાન આવતું નથી. તેના પરિણામે તેઓ શિક્ષિત બુદ્ધિમાન જૈન જૈનેતર વર્ગમાં જોઇએ તેવો ધર્મપ્રચાર નથી કરી શકતા, એમ આપણે અનુભવીએ છીએ.

આમ સાધુ અને શ્રાવક વર્ગ બન્ને તરફથી ધાર્મિક જ્ઞાન સંસ્કાર માટે પૂરો અસંતોષ છે. પુરૂષ જાતિની આવી કફોડી દશા છે તો સ્ત્રીજાતિમાં સાધ્વી અને શ્રાવિકાવર્ગમાં તો કહેવું જ શું? દિવસે દિવસે સાધ્વીઓ વધતી જાય છે અને તેઓ ધારે તો સ્ત્રીસમાજમાં ધર્મપ્રચારનું, નીતિ સમજાવવાનું, કુરૂઢિઓનું નિકંદન કરવાનું કમાલ કાર્ય કરી શકે, બલ્કે વર્તમાનકાળની દેશસેવિકાઓની જેમ પુરૂષ સમાજમાં પણ પોતાના ઉંડા જ્ઞાન, ચારિત્ર અને શીલના તેજથી ઘણાખરા સુધારા કરી શકે, પણ વર્તમાનમાં નિરાશા ઉત્પન્ન કરનારી

ઉલ્ટી દશા છે. તેમની પોતાની દશા હીયમાન છે. શ્રાવિકાવર્ગમાં ઘણે ભાગે તો અક્ષરજ્ઞાન પણ ( મારવાડ–મેવાડ–માલવા વિગેરે દેશોમાં,) નથી અને જે થોડી ઘણી સંખ્યામાં ( ગુજરાત વિગેરેમાં ) અક્ષરજ્ઞાન થયું છે તેનું ફલ ફેશનમાં, ઘાસલેટી સાહિત્ય વાંચનમાં કે બીજા નકામાં કામો કરવામાં આવ્યું હોય એમ લાગે છે.

જો જૈનધર્મ ભવિષ્યમાં હજારો વર્ષ જીવતો જાગતો રાખવો હોય, જો પાંચમા આરાના છેલ્લા સમય સુધી જૈનધર્મની સત્તા ટકાવવી હોય, જો દેશવિદેશમાં જૈનધર્મનો પ્રચાર કરવો હોય, જો જૈનધર્મ પ્રવર્તક જૈનશાસન–સાહિત્યનો મહિમા જગત્માં ફેલાવવો હોય તો આપણી સમાજમાં ધાર્મિક શ્રદ્ધા મજબૂત થાય, તેના સંસ્કારો પેઢીયો સુધી ચાલી શકે, બુદ્ધિશાળી શિક્ષિતવર્ગમાં પણ જૈનતત્ત્વોની સભ્યતા ઘર કરે તેવી ઢબનાં શિક્ષાલયો, છાત્રાલયો કે ગુરૂકુલો સ્થાપી તેમાં વૈજ્ઞાનિક ઢબથી ધાર્મિક શિક્ષણ દાખલ કરી નાનપણથીજ પ્રજાને ધર્મચુસ્ત બનાવવી જોઇએ. જૈનસમાજમાં શિક્ષણ સંસ્થાઓ ઘણી છે, ગુરૂકુલો પણ ( નામથી ) થયાં છે, છાત્રાલયો પણ સ્થપાયાં છે, શ્રાવિકાશાળાઓ પણ હસ્તીમાં આવી છે, ધાર્મિક પાઠશાળાઓ પણ ઘણી છે; પણ તેમાં જોઇએ તેવા ધાર્મિક-તાત્ત્વિક જૈનધર્મના સંસ્કારો નથી મળતા. ધર્મનો અભ્યાસ વિસરાઇ જવાય છે, સંસ્કારો ભૂંસાઇ જાય છે. કર્મગ્રંથ સુધી ભણેલા વિદ્યાર્થીઓ પણ સાચી શ્રદ્ધાથી, સાચા આચરણથી વંચિત દેખાય છે.

એટલે સમાજે હવે પછી આપણી તાત્વિક શ્રદ્ધા પોષાય, તેમાં વધારો થતો રહે તેવું શિક્ષણ મળે તેવી દરેક રીતે પ્રવૃત્તિ કરવી જરૂરની છે. આપણા લેખકોએ, નેતાઓએ આ વિષયમાં પોતાની શક્તિ વાપરતાં શીખવું જોઇએ.

: ૬૯ :

# ધાર્મિક શિક્ષણ અને તેની પરીક્ષા[1]

અત્યારે શિક્ષણનો પ્રશ્ન બધાયને મુંઝવી રહ્યો છે. તેમાં પણ ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન તો વધુ વિકટ થઇ ગયો હોવાથી વધુ મુંઝવી રહ્યો છે. કોઇપણ દેશમાં કે સમાજમાં ધર્મની જરૂર છે, એમાં બે-મત નથી. ધર્મની વ્યાખ્યામાં અનેક મત ભેદો છે, પણ ધર્મની સાદી અને સરલ વ્યાખ્યા એ છે કે જીવનને સદાચારી બનાવવું, સાદું કરવું, પરોપકાર તથા નૈતિક તત્વોથી ઓતપ્રોત કરવું. આ વ્યાખ્યાથી ધર્મના શિક્ષણની દરેક દેશ, જાતિ કે રાષ્ટ્રમાં એક મતે જરૂરીયાત સ્વીકારાય છે, અર્થાત્ આ વ્યાખ્યામાં હું ધારૂં છું કે કોઇનો મત-ભેદ નથી.

ધર્મ એ એક આત્માનો સ્વભાવ-ગુણ છે. આર્યદૃષ્ટિથી આત્મા રૂપ વગરનો છે, એટલે તેના ગુણ-ધર્મનું પણ રૂપ નથી તેથી તેના પરિણામ-ફળથી તે જાણી શકાય છે અર્થાત્ જેમ સંસારના લાઠી-

---

૧ જૈન ભાવનગર, વર્ષ ૩૩, અંક ૪૪

વાડી-ગાડી વિગેરે રૂપી પદાર્થો પ્રત્યક્ષ થઇ જીવોને મોહમાં નાંખે છે તેમ ધર્મ પ્રત્યક્ષથી-આંખો વગેરે ઇંદ્રિયોથી-જોઇ શકાતો નથી એટલે રાજસિક, તામસિક કોટીના જીવોને ધર્મ તરફ સાચું આકર્ષણ થતું નથી.

જૈનોમાં અત્યારે ધાર્મિક શિક્ષણ જે પ્રદ્ધતિથી અપાઇ રહ્યું છે તે ઘણી ખામીઓવાળું છે. સમજણ શક્તિ વિનાનું છે, હૃદયની સાથે સ્પર્શ કરનારૂં નથી. બીજી તરફ વર્તમાનની ઘણીખરી પ્રજા બાલ્યકાળથી તરૂણાવસ્થા સુધી ઘણેભાગે સરકારી સ્કૂલોમાં જે કેળવણી મેળવે છે ત્યાં કોઇ પણ જાતનું ધાર્મિક શિક્ષણ કે તેનું વાતાવરણ હોતું નથી અને ત્યાંનું શિક્ષણ મોટે ભાગે ભારત માટે અનિતિ-અધર્મ-દરિદ્રતા-કલેશ તથા નબળાઇ વધારનારૂં છે એમ આપણને અંગ્રેજી રાજ્યના પ્રારંભથી અત્યાર લગીનો અર્થાત્ લગભગ સત્રાસો વર્ષનો ઇતિહાસ તથા અનુભવ આંકડા તથા તેના અનિષ્ટ પરિણામોથી પોકારીને કહી રહ્યો છે. આથી જ ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન ઘણો વિકટ થઇ રહ્યો છે.

જૈનોમાં છેલ્લા વીસેક વર્ષથી આ સ્થિતિ ઉપર કેટલાકનું ધ્યાન ગયું છે, જેના પરિણામે જૈનોના ત્રણે ફિરકાના આગેવાન સાધુ તથા શ્રાવકોના ઉદ્યોગથી કેટલીક સંસ્થાઓ હસ્તિમાં આવી છે. યોગ્ય બાહોશ તથા સાચી લાગણીઓવાળા સંચાલકોની ખામી, આદર્શ ઉચ્ચ શિક્ષકોની ઉણપ તથા બીજી કેટલીક ન્યૂનતાઓના કારણે તે સંસ્થાઓ ખર્ચના પ્રમાણમાં તથા સમયના પ્રમાણમાં કદાચ કાર્ય નહિ કરી શકી હોય, પણ તેમનો ઉદ્દેશ સારો છે, તેમનો રાહ ઉત્તમ છે અને સારૂં ફળ થાય એવી તેમની મહત્વાકાંક્ષા પણ છે; માંટે તે વસ્તુને મૂળથી ઉખેડી નાખવી કોઇ રીતે ઊચિત નથી; પણ સમાજે

સારો રાહ બતાવી, પ્રગતિકારક ઉત્તમ યોજનાઓ ઘડી, સાધનો પૂરાં પાડી, તેમની માંગણીઓ પૂરી કરી તે સંસ્થાઓને મદદગાર-આલંબનરૂપ થવું ઘટે. એમ થવાથી ભવિષ્યમાં આપણને જોઇતું ફળ મળી શકે બાકી અત્યારે શિક્ષણનું પરિણામ સારૂં નથી એમ લખવાથી કે બરાડા પાડવાથી સેંકડો વર્ષો પછી પણ સારૂં ફળ મળવાનું નથી. એકલી કલ્પના યોજનાઓથી કે લખવા-બોલવાથી કોઇ પણ કાર્ય સાધી શકાતું નથી.

બીજી બાજુ આપણામાં એવી સંસ્થાઓ પણ સમાજની પ્રગતિ સાધવા-ધાર્મિક અભ્યાસ અને તેની સંસ્કૃતિના વિકાસ અર્થે સ્થપાઇ છે કે જેના નિયત કરેલ, ધાર્મિક પાઠયક્રમ (Course) પ્રમાણે છાત્રો અન્યત્ર-ગમે ત્યાં અભ્યાસ કરી નિયત સમયમાં તેની પરીક્ષા આપી શકે છે. જેમ સંસ્કૃતના અભ્યાસ માટે કલકત્તા સંસ્કૃત એસોશીએશન તથા બનારસની પરીક્ષાઓ છે, તે પદ્ધતિથી ધાર્મિક પરીક્ષા લેનારી ત્રણે ફિરકામાં થોડીક સંસ્થાઓ હસ્તિમાં આવી છે. જેમ દિગંબરોમાં **મુંબઇ**, **સોલાપુર**, **બિજનોર**, **બનારસ**, સુરેના વિગેરે; સ્થાનકવાસીઓમાં મુંબઇ, રતલામ વિગેરે તથા મૂર્તિપૂજક શ્વેતામ્બરોમાં મુંબઇમાં જૈન શ્વેતાંબર એજયુકેશન બોર્ડ વિગેરે. જૈન મૂ૦ શ્વે૦ એજ્યુકેશન બોર્ડ એ ધાર્મિક પરીક્ષા માટે આપણી મુખ્ય સંસ્થા છે કે જેના નિયત પાઠયક્રમ પ્રમાણે અધ્યયન કરી દેશના હજારો વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસે છે. આ સંસ્થાનો ઉદ્દેશ ધાર્મિક ગ્રંથોની પરીક્ષા લેવાનો છે. વર્ષોથી આ સંસ્થા દરવર્ષે પરીક્ષા લઇ-લેવરાવી ઉંચે નંબરે ઉત્તીર્ણ થયેલા છાત્ર-છાત્રીઓને યોગ્ય ઇનામો આપે છે, જેથી તેમના ઉત્સાહમાં સારો વધારો થાય છે. સદર સંસ્થાની મુખ્ય ઓફીસ મુંબઇમાં છે ને તેનાં દરેક પ્રાંતમાં અનેક સેંટરો છે અને નવા ઉઘડતાં જાય છે, જેથી સંસ્થાની જવાબદારી વધી છે, એમ

ધારી સંસ્થાના સંચાલકોએ એના પાઠ્યક્રમમાં પરિવર્તન કરવાનો વિચાર કર્યો છે.

શ્વે. જૈન એજ્યુકેશન બોર્ડ એ આપણી સમાજમાં મહત્વની અજોડ સંસ્થા છે, તે પ્રમાણે આ સંસ્થાથી લોકોની દૃષ્ટિમાં આવે, સમાજને સ્પષ્ટ રીતે મદદગારી નિવડે તેવા વિદ્વાનો તૈયાર થઇ શક્યા નથી. જેટલો ધન તથા સમયનો વ્યય થયો તેટલો લાભ મળ્યો નથી એ વાત સ્પષ્ટ છે, પણ તેથી તે સંસ્થાના સંચાલકોએ નાસી પાસ થવાની જરૂર નથી. હવે પછી સારા સાધનો મેળવી, સારો પાઠ્યક્રમ કરી બેવડા ઉત્સાહથી કામ ચાલુ રાખવું જોઇએ જેથી થોડા વર્ષોમાં જૈન વિદ્વાનોના ટોળે-ટોળા ફરતા દેખાય અને સમાજ સાહિત્ય-ધર્મની સારી જાહોજલાલી થતી આપણી સગી આંખે આપણે જોઇ શકીએ. વાત એ છે કે સદર સંસ્થાના તમામ સંચાલકોએ પોતાના માથે રહેલી જવાબદારી ભૂલવી જોઇએ નહિં. તેને સફલ બનાવવા રાતદિવસ તન-મન-ધનથી પ્રયાસ કરતાં રહીએ તો ફળ જરૂર પ્રાપ્ત થાય જ. સમાજની પણ ફરજ છે કે આ ઉપયોગી સંસ્થાને જોઇતી દરેક જાતની મદદ કરવામાં પાછીપાની ન કરે. આમ ઉભયની મદદથી,ઇચ્છાથી કાર્ય થઇ શકે. એક હાથે તાળી વાગે નહિ, એક પૈડે ગાડું ચાલે નહિ, તેમ એકલા ધનની મદદ કરનારથી કોઇ પણ કાર્ય પૂરું પાડે નહિં.

સમાજને ઘણાં કાર્ય કરવાનાં છે. એક કાર્ય પૂરું કરતાં જવું જોઇએ. હવે ભૂતકાલની વાતો કરી બેસી રહેવાથી કામ સરે તેમ નથી. જે કાંઇ થઇ શકે તેણે તે કામ પૂરું કરી સમાજ, ધર્મ અને દેશના ચરણે પોતાની ફલ-પુષ્પ સમ સેવા ચઢાવી કૃતજ્ઞ થવું એ સિદ્ધિનો અને ડહાપણનો માર્ગ છે.

: ૭૦ :

# જૈન એજ્યુકેશન બોર્ડની ધાર્મિક પરીક્ષા[1]

મુંબઇમાં જૈન એજ્યુકેશન બોર્ડ નામની જૈ. શ્વે. મૂ. કોન્ફરન્સની અંદર પ્રસિદ્ધ અને ઉપયોગી સંસ્થા છે. તેનો ટુંક પરિચય હું પહેલાં આપી ગયો છું, જે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયો છે.

સદર સંસ્થાના સંચાલકોએ સમયને ઓળખી ચાલુ જમાનાને ઉપયોગી ધાર્મિક કોર્સ નવો બનાવવાનો વિચાર કર્યો

હું જ્યારે ગયા વર્ષમાં વૈશાખ મહિનામાં આબુ ( દેલવાડા ) માં હતો ત્યાં મારા ઉપર જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડના કાર્યવાહકોએ સદર સંસ્થાના પાઠ્યક્રમમાં ઘટતો સુધારો વધારો કરી નવો કોર્સ

---

૧ જૈન, ભાવનગર, પું. ૩૩, અંક ૫૫,

બનાવવા સંબંધી મને સૂચના કરી હતી. કેટલાંક વર્ષોથી હું કેળવણીના વિષયમાં થોડોઘણો રસ લઇ રહ્યો છું. મારા પ્રિય વિષયો પૈકી કેળવણી પણ એક વિષય છે, તેથી મેં આ સૂચનાને સ્વીકારી લીધી.

જૂનો પાઠ્યક્રમ અને સમાજની આવશ્યકતા તથા સંસ્કૃતિ જોતાં મને લાગ્યું કે હવે તેમાં પરિવર્તન કરવું જરૂરનું છે, પહેલાં જેટલી જિજ્ઞાસા હતી તે કરતાં હવે વધી છે અને વધતી જશે, તેથી જ્ઞાનની દિશા ગ્રહણ કરવાની શક્તિમાં પણ વધારો થયો છે. પહેલાં એવો જમાનો હતો કે લોકો બે પડિક્કમણામાં સ્તવન, સજઝા અને ભજનો ભણવાથી પણ સંતોષ માનતા અથવા વધારેમાં વધારે પાંચ સુધી કે માર્ગોપદેશિકાના બે ભાગ, હિતોપદેશ, રઘુવંશથી પોતાને સંસ્કૃતના નિષ્ણાત સમજતા; પણ હવે તો તે બિલકુલ સાધારણ વાત થઇ છે. એટલા જ્ઞાનથી જરાય ચાલે નહિ. દશ-દશ કે બાર-બાર વર્ષના છાત્રો પણ તે કરતાં વધુ યોગ્યતા મેળવે છે અથવા મેળવવાની ભાવના રાખે છે. બીજી વાત એ છે કે જૈન સમાજમાં શિક્ષણ સંસ્થા, ગ્રંથ પ્રકાશન સંશોધન સંસ્થાઓ પણ પહેલાં કરતાં ઘણી વધી છે, અને તેમાં દરવર્ષે સારો સરખો વધારો થતો જાય છે. મુનિરાજો કે જેઓ પહેલાં સારસ્વત જેવું વ્યાકરણ ભણી એક-બે ગદ્ય-પદ્ય ચરિત્ર કાવ્યો વાંચી ઘણો સંતોષ માનતા અને પજુસણમાં કલ્પસૂત્રની સુબોધિકા જેવી ટીકા વાંચી અભિમાન ધારણ કરતા, તેમનામાં સમયના પ્રભાવે **હૈમ-વ્યાકરણ**, તેની **લઘુ-બ્રહદ્દવૃત્તિ**, **સન્મતિતર્ક**, **સ્યાદ્વાદરત્નાકર** **જેવા વ્યાકરણ-ન્યાયના** ગ્રંથો, **કાવ્યાનુશાસન**, **હીરસૌભાગ્ય** જેવા કાવ્યો વાંચવા-ભણવાની તથા જૈનેતર દર્શન-કાવ્યના ગ્રંથો ભણવાની તમન્ના જાગી છે. વિદ્વાનોનો સમાગમ કરવાની, શાસ્ત્રાર્થો કરવાની વૃત્તિ ઉદ્દભવી છે. એ બધું જોતાં આપણી સમાજમાં સારા સારા સંસ્કૃત પ્રાકૃત જૈન જૈનેતર દર્શનના ગ્રંથો ભણાવી શકે, તેનું

સંશોધન કરી શકે, સારા ભાષાન્તરો–વિવેચનો, ભાષ્યો રચી શકે તેવા શાસ્ત્રી–ધાર્મિક વિદ્વાન્ શિક્ષકો તૈયાર કરવાની નિતાન્ત આવશ્યકતા મને જણાય છે. ચારે બાજુથી જૈન વિદ્વાનોની માંગ છે. આપણી પાસે તેવા વિદ્વાન્ શિક્ષકો નહિ હોવાથી આપણી સંસ્થાઓમાં તથા મુનિરાજોને ભણાવવામાં આપણને અજૈન પંડિતો રોકવા પડે છે જેથી ઘણી વખત આપણી સંસ્કૃતિને ધક્કો પહોંચે છે, આપણને ઘણું સહન કરવું પડયું છે અને હજીય સહન કરવું પડે છે. તેનું સ્પષ્ટ ભાન હજીય આપણને થતું નથી, કારણ કે આપણી જૈન સમાજનો ઘણો ખરો વર્ગ વ્યાપારની વિચારણામાં જ રહી ધર્મનાં કાર્યમાં નાની–મોટી રકમની મદદ આપ્યા વગર કાંઇપણ સક્રિય ભાગ કે તેનું પરિણામ જાણવા તરફ લગભગ બેદરકાર રહે છે. સાધુઓમાં મોટે ભાગે કેળવણીના કાર્યમાં ભાગ લેવાની રૂચિ ઘણીજ ઓછી છે, બલ્કે કેટલાક સાધુઓ તો કેળવણીનો વિરોધ કરવામાં, તેની સારી-નરસી સંસ્થાઓને તોડી પાડવામાં ઉત્સાહથી ભાગ લે છે અને પોતાના ભક્તોને ઉશ્કેરે છે.

સદર પાઠયક્રમ વખતે જૂના પાઠયક્રમને જોઇને મેં જૈન સંસ્કૃતિ જૈનોની આવશ્યકતા, વર્તમાન કાળને દષ્ટિમાં રાખીને નવો ક્રમ ઘડયો છે. આ હજી પૂર્ણ કોર્સ નથી, તેમાં ઘણી ખામીઓ હશે. મેં જે દષ્ટિથી આ કોર્સ ઘડયો છે તે દષ્ટિથી બીજાઓ પણ પોતાના વિચાર પ્રગટ કરે એમ હું ચાહું છું.

પુરૂષ ધોરણ પહેલાથી છઠ્ઠા ધોરણ સુધીનો આ પાઠયક્રમ ( Course ) છે. પરીક્ષાના કેટલાક નિયમો તથા પદવીઓ લખી મેં સદર પાઠયક્રમને એજ્યુકેશન બોર્ડની ઓફીસ ઉપર મોકલી આપ્યો હતો. બીજી કેટલીક સૂચનાઓ લખી મોકલવા મેં ઉક્ત સંસ્થાને વચન આપ્યું

હતું. જે કોર્સ મેં ઘડયો છે તે સમસ્ત પ્રજાની જાણ માટે અહીં આપવો સમુચિત લાગે છે. પાછળથી કેટલીક સૂચનાઓ પણ લખીશ.

# શ્વે. જૈન એજ્યુકેશન બોર્ડનો નવો અભ્યાસ ક્રમ

## ૧ પુરુષ ધોરણ પહેલું.

૧ પંચ પ્રતિક્રમણ–( મૂલ, અર્થ, વિધિ તથા મોટા અતિ ચારે સાથે કંઠસ્થ )

૨ ધર્મબિંદુનાં ત્રણ પ્રકરણો. ( ભાષાન્તર )

૩ સામાયિકના પ્રયોગો ( સંપૂર્ણ )

૪ ભક્તામર સ્તોત્ર સંપૂર્ણ ( કંઠસ્થ )

૫ બે સ્તવન, બે સઝાય અને બે થોય

વાંચન માટે ભલામણઃ–૧ બ્રહ્મચર્ય દિગ્દર્શન ૨ જગત્શેઠ (ધીરજલાલ ટોકરશીવાળું )

નોટઃ—જનરલ જ્ઞાન વધારવા માટે દરેક ધોરણમાં વાંચનના પુસ્તકો મરજીયાત રાખવામાં આવ્યા છે.

## ૨ પુરુષ ધોરણ બીજું.

૧ જીવવિચાર સંપૂર્ણ ( અર્થ સાથે )

૨ નવતત્ત્વ સંપૂર્ણ ( ,, )

૩ ત્રણ ભાષ્ય ( ,, )

૪ ધર્મબિન્દુ સંપૂર્ણ ( ભાષાન્તર )

વાંચન માટેઃ—૧ નમોક્કાર કરેમિભંતે ૨ ધર્મોપદેશ.

**ધર્મ વિભાગ** **૩ પુરુષ ધોરણ ત્રીજું.**

૧ કર્મગ્રંથ પહેલો ( અર્થ સાથે )
૨ તત્ત્વાર્થ સૂત્ર સંપૂર્ણ ( અર્થ સાથે પં સુખલાલજીવાળું )
૩ જૈનદર્શન
૪ જ્ઞાનસારના બાર અષ્ટક ( અર્થ સાથે )
૫ દંડક અને સંગ્રહણી પ્રકરણ ( સંપૂર્ણ )

**साहित्य विभाग ( संस्कृत )**

૧ હૈમલઘુપ્રક્રિયા પૂર્વાર્ધ
અથવા
સિદ્ધાન્તરત્નિકા પૂર્વાર્ધ
અથવા
સંસ્કૃત માર્ગોપદેશિકા ભાગ પહેલો
૨ ધનંજય નામમાળાના ૧૦૦ શ્લોકો ( કંઠસ્થ )

વાચન માટેઃ— ૧ મહાવીરના દશ ઉપાશકો. ૨ જૈનતત્ત્વજ્ઞાન.
૩ મહાવીર ચરિત્ર દશમું પર્વ ( ભાષાન્તર )

નોટઃ—૧ આ ધોરણમાં સંસ્કૃતનો પ્રારંભ થયો છે. આ ' प्रवेशिका ' અથવા प्रथमा परीक्षा કહેવાશે.

૨ આ ધોરણથી तत्त्वज्ञान અને साहित्य એમ બે વિભાગ રાખ્યા છે.

**૪ પુરુષ ધોરણ ચોથું.**

( ધર્મરત્ન પરીક્ષા )

**तत्त्वज्ञान विभाग**

૧ કર્મગ્રંથ ૨–૩–૪ ( અર્થસહિત )
૨ ગુણસ્થાનક્રમારોહ ( સંપૂર્ણ અર્થ સાથે )

૩ જૈની સપ્તપદાર્થી સંપૂર્ણ ( ન્યાય )
૪ ષડ્દ્રવ્ય વિચાર

**साहित्य विभाग ( संस्कृत )**

૧ હૈમલઘુપ્રક્રિયા સંપૂર્ણ
અથવા
સિદ્ધાન્તરત્નિકા સંપૂર્ણ
અથવા
સંસ્કૃત માર્ગોપદેશિકા બીજો ભાગ
૨ હિતોપદેશ–મિત્ર લાભ સુધી
૩ યશોધર ચરિત્ર સંપૂર્ણ ( ગદ્ય )
૪ ધનંજયનામમાળા સંપૂર્ણ ( બસો શ્લોકનો કોપ છે )
૫ સંસ્કૃત ભાષાના ૨૫ શ્લોકો

વાંચન માટેઃ–૧ પરિશિષ્ટ પર્વ સંપૂર્ણ, ૨ અર્પણ, ૩ જિનવાણી

નોટઃ–૧ આ ધોરણમાં ઇચ્છા હશે તો સિદ્ધાન્તરત્નિકા ભણી કલકત્તાની જૈન શ્વે. વ્યાકરણ પ્રથમા પરીક્ષા આપી શકાશે.

૨ આ ધોરણમાં ન્યાય અને કાવ્યોનો અભ્યાસ શરુ થયો છે.

૩ આ ધોરણમાં પાસ થયેલને **ધર્મરત્ન**ની પદવી આપવી.

## ૫ પુરુષ ધોરણ પાંચમું

**तत्त्वज्ञान विभाग**

૧ કર્મગ્રંથ ૫–૬ ( અર્થ સાથે )
૨ યોગશાસ્ત્ર પાંચમાંથી ૧૨ મા પ્રકાશ સુધી
૩ જૈન દૃષ્ટિએ યોગ
૪ સપ્તભંગી પ્રદીપ

૫ ન્યાયાવતાર મૂલ

૬ પ્રમાણનયતત્ત્વાલોક સંપૂર્ણ (પં. રામગોપાલાચાર્યની વાલવ્રોધિની ટિપ્પણી સાથે)

## સાહિત્ય વિભાગ

૧ સિદ્ધહેમચન્દ્ર શબ્દાનુશાસન લઘુવૃત્તિ, સાત અધ્યાય (શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીથી પ્રકાશિત)

૨ સંસ્કૃત દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૧થી નવ સુધી

અથવા

ભટ્ટિકાવ્ય સર્ગ ૧થી નવ સુધી

૩ વૃત્તબોધ સંપૂર્ણ

અથવા

શ્રુતબોધ સંપૂર્ણ

૪ ભતૃહરી નીતિશતક અથવા સંસ્કૃતના ૧૦૦ શ્લોકો

૫ સત્ય હરિશ્ચન્દ્ર નાટક

૬ નેમિનાથ મહાકાવ્ય સર્ગ ૧થી પાંચ સુધી (કીર્તિરાજોપાધ્યાયકૃત)

૭ હૈમપ્રાકૃત વ્યાકરણ અષ્ટમાધ્યાયના પાદ બે

વાંચન માટે—૧ સન્મતિ તર્ક ભાગ છઠ્ઠો. (પં સુખલાલજી કૃત ભાષાન્તરવાળો) ૨ મહાવીર ચરિત્ર દશમું પર્વ. ૩ જૈનિઝમ (જૈન ધર્મ પ્રસારક સભાવાળું) ૪ ૪ વક્તા બનો.

નોટઃ-૧ આ ધોરણમાં બે વર્ષમાં કોર્સ પૂરો કરવાનો છે.

૨ આ ધોરણમાં પાસ થએલને साहित्य विशारद નું પદ આપવું.

૩ આ ધોરણનો અભ્યાસ કર્યા પછી ઇચ્છા હશે તો કલકત્તાની જૈન શ્વે. વ્યાકરણ મધ્યમા પરીક્ષા અથવા જૈન શ્વે. ન્યાયની પ્રથમા પરીક્ષા આપી શકાશે.

૪ આ ધોરણથી પ્રાકૃત-અર્ધમાગધિ નો અભ્યાસ શરૂ થયો છે.

## ૬ પુરુષ, ધોરણ છઠ્ઠું.

(સાહિત્ય સ્નાતક પરીક્ષા)

વર્ષ પહેલું

**तत्त्वज्ञान**

૧ સ્યાદ્વાદમંજરી સંપૂર્ણ
૨ ષડ્દર્શન સમુચ્ચય સંપૂર્ણ (શ્રી મણિરત્નની ટીકા સહિત)
૩ પ્રમેય રત્નકોષ
૪ કમ્મપયડી (અર્થ સહિત)

**साहित्य विभाग**

૧ ક્રિયારત્નસમુચ્ચય સંપૂર્ણ (વ્યાકરણ)
૨ હૈમપ્રાકૃત વ્યાકરણના છેલ્લા બે પાદ
૩ પ્રબુદ્ધ રોહિણેય (નાટક)
૪ વાગ્ભટાલંકાર (અલંકારશાસ્ત્ર)
૫ કુમારપાલ ચરિત્ર (પ્રાકૃત દ્વયાશ્રય) સર્ગ ૪
૬ ચન્દ્રપ્રભ ચરિત્ર સર્ગ ૮-૯-૧૦-૧૩-૧૫
૭ જૈન ગુર્જર કવિઓ (ભાગ ૧) ની પ્રસ્તાવના

## ધોરણ છઠું : : વર્ષ બીજું

### तत्त्वज्ञान

१ પ્રમાણમીમાંસા ૧ાા અધ્યાય
૨ ગૌતમસૂત્ર વિશ્વનાથ વૃત્તિ ( સંપૂર્ણ )
૩ સાંખ્યતત્ત્વકૌમુદી ,,
૪ પાતંજલયોગસૂત્ર મૂલ ,,
૫ વિંશતિવિંશિકા સંપૂર્ણ ( પ્રો. અભ્યંકરસંપાદિત )
૬ અષ્ટસહસ્રી ( અર્ધી )

### साहित्य

૧ કુમારપાલચરિત્ર ( પ્રાકૃતદ્વયાશ્રય કાવ્ય ) સર્ગ ૫-૮
૨ સમરાઇચ્ચકહા ચાર ભવ સુધી
૩ પાઇઅલચ્છીનામમાળા સંપૂર્ણ
૪ કુમ્માપુત્તચરિયં સંપૂર્ણ
૫ પઉમચરિત્ર બે સર્ગ
૬ નળવિલાસ નાટક સંપૂર્ણ
૭ વાગ્ભટ્ટકાવ્યાનુશાસન મૂલ સંપૂર્ણ
૮ જૈન મેઘદૂત સંપૂર્ણ
૯ અભિજ્ઞાનશાકુંતલ
૧૦ ઉત્તરાધ્યયનસૂત્ર મૂલ, અધ્યયન ૨૧ થી ૨૬
૧૧ જિનાગમ કથાસંગ્રહ (પ્રો. બેચરદાસસંપાદિત)

## સંસ્કૃત પ્રાકૃતમાં લખવા-બોલવાનો અભ્યાસ:—

**વાંચન માટે—**

૧ કિરાતાર્જુનીય કાવ્ય સર્ગ
૨ વીતરાગસ્તોત્ર
૩ મોહપરાજય નાટક
૪ મુદ્રારાક્ષસ નાટક
૫ નંદિસૂત્ર
૬ જૈનતત્ત્વાખ્યાન પૂર્વાર્ધ

**નોટ:—**

૧ આ ધોરણનો અભ્યાસ ઓછામાં ઓછો બે વર્ષમાં પૂરો કરવાનો છે.

૨ આ ધોરણમાં ઉત્તીર્ણ થનારને સંસ્થા તરફથી 'સાહિત્ય સ્નાતકનું' પદ આપવામાં આવશે.

૩ આ ધોરણના પાઠયક્રમમાં અર્ધમાગધી-પ્રાકૃત જૈનેતર દર્શનના સાહિત્ય-કાવ્યના અભ્યાસ તરફ વધુ લક્ષ્ય આપવામાં આવ્યું છે.

## કેટલાક સાધારણ નિયમો માટે સૂચના:—

૧ આ ધોરણોમાં પરીક્ષા આપનાર પુરૂષે પહેલાના ધોરણની પરીક્ષા આપેલી હશે તો જ આગળના ધોરણમાં તેને બેસાડવામાં આવશે.

૨ એક સાથે એક વર્ષમાં બે ધોરણની પરીક્ષા આપી શકાશે નહિં, પાંચમા તથા છઠ્ઠા ધોરણની પરીક્ષા એક જ સાથે આપી શકાશે.

૩ ચોથા ધોરણથી છઠ્ઠા સુધી સંસ્કૃત અને માતૃભાષામાં અનુવાદ ફરજીયાત રહેશે.

૪ પાંચમા ધોરણથી છઠ્ઠા ધોરણના બીજા વર્ષ સુધી પ્રાકૃતમાં પણ અનુવાદ ફરજીયાત રહેશે.

૫ છઠ્ઠા ધોરણના બીજા વર્ષમાં મૌખિક પરીક્ષા પણ આપવી જોઇએ.

૬ પરીક્ષાના પેપરો ગુજરાતી કે હિન્દીમાં કાઢવા જોઇએ.

૭ પ્રશ્ન-પેપરોના ઉત્તર ગુજરાતી, હિન્દી કે સંસ્કૃતમાં લખી શકાશે.

## અપવાદ

૧ જેણે કલકત્તા કે કાશીની પ્રથમા પરીક્ષા આપી હશે તે ચોથા ધોરણથી (પહેલાના ધોરણમાં પરીક્ષા આપ્યા વગર પણ) પરીક્ષામાં બેસી શકશે અને **મધ્યમા** આપી હશે તો પાંચમા ધોરણથી પરીક્ષા આપી શકશે; પણ પ્રાકૃત કોર્સ પૂરો કરવો પડશે.

૨ કોઇપણ મુનિરાજ કે યતિ ચોથા ધોરણથી પરીક્ષા આપી શકશે. તેમના આચારને બાધા ન આવે તેવી ગોઠવણ કરવામાં આવશે.

૩ કોઇપણ સંસ્થાના ધાર્મિક શિક્ષક કે સંસ્કૃત તથા અર્ધમાગધી લઇને **એફ. એ** પરીક્ષામાં પાસ થયેલને પણ ચોથા ધોરણથી સીધા પરીક્ષામાં બેસવા માટે અનુમતિ મળી શકશે.

૪ આ સંસ્થાના કોઇપણ ધોરણમાં પાસ થએલ સાધુ, યતિ કે ગૃહસ્થને નિર્ણિત થયેલી ઉપાધિ તથા યોગ્યતા મુજબ ઇનામો આપવામાં આવશે.

પ કોઇપણ મુનિરાજ–યતિ, શિક્ષક કે ગ્રેજ્યુએટ એક જ વર્ષમાં બે ધોરણની પરીક્ષા આપવાની સંમતિ મેળવી શકશે, તે માટે સંસ્થાને અરજી કરવી જરૂરની છે.

૬ છઠ્ઠા ધોરણમાં બે વર્ષનો કોર્સ છે તો તેની દર વર્ષે જુદી પરીક્ષા આપવી હશે તો પણ આપી શકાશે, પણ **સાહિત્ય સ્નાતક**ની પદવી તથા ઇનામ તો બીજા વર્ષની પરીક્ષામાં પાસ થયા પછી જ મળી શકશે.

## કોર્સમાં નવીનતા તથા સૂચનાઓ,

સદરહુ સંસ્થાનો પહેલા જે પાઠ્યક્રમ હતો તેમાં પાંચ ધોરણો પુરૂષવિભાગના હતા. પાંચ ધોરણોમાં ગ્રંથો એટલા બધા હતા કે તે એક વર્ષમાં કદી પણ પૂરા થઇ શકે નહિ. ખાલી મોટા મોટા ગ્રંથોના નામથી કામ ચાલી શકતું નથી. શક્ય અને આવશ્યક છે કે નહિ તેનો વિચાર પણ પાઠ્યક્રમ વખતે કરવો જરૂરનો છે.

આ નવા કોર્સમાં તે ગ્રંથોમાં કેટલાક ઓછા કરી બે વર્ષમાં વ્હેંચી નાંખ્યા છે, તથા સમયની આવશ્યકતા ઉપર લક્ષ્ય આપી કેટલાક વિષયો અને ગ્રંથો નવા ઉમેર્યા હોવાથી પુરૂષવિભાગના પાંચને બદલે છ ધોરણ રાખ્યાં છે, તેમ પાંચમાં અને છઠ્ઠામાં બબે વર્ષ રાખ્યાં છે.

જે ગ્રંથો વાંચન માટે લખ્યાં છે તે ફક્ત ભલામણ તરીકે જ લખ્યાં છે, જેથી તે તે ધોરણના વિષય અને ગ્રંથોને ઉપયોગી

હોવાથી તેવા ગ્રંથોથી વિકાસ થાય અર્થાત્ તેનું અધ્યયન, વાંચન જાણનારની મરજી ઉપર જ રાખ્યું છે; આવશ્યક નથી.

સદર સંસ્થાની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર સંસ્કૃત પ્રાકૃતાદિ ભાષાના જૈન-જૈનેતર દર્શન, કાવ્યાદિ ગ્રંથોનો મધ્યમ કોટીનો તો સર્વદેશીય વિદ્વાન થાય એ હેતુથી આ કોર્સ બનાવ્યો છે જેથી સંસ્થાની પણ શોભા વધી શકે, પરીક્ષા આપનારાઓ માન મેળવી શકે અને સમાજને પણ લાભ મળે, એ દષ્ટિબિંદુ રાખવું જરૂરનું છે. એ હિસાબે તો મારા ધારવા પ્રમાણે તો હજુ એક ધોરણ વધારી તેમાં સિદ્ધાન્ત, ન્યાય, કાવ્ય પ્રાકૃતાદિના આકરગ્રંથો રાખી પરીક્ષા લેવી જોઇએ, જેની પહેલાંનો અભ્યાસ સંપૂર્ણ પાકો થાય, પણ દરેક કામમાં વ્યાપારિક દૃષ્ટિ રાખનારી આપણી સમાજમાં આટલી ધીરતા અને મહત્ત્વકાંક્ષા ક્યાંથી હોય એમ ધારી મેં ૭ ધોરણ જ રાખ્યાં છે.

ચાલુ વાતાવરણને લીધે કોઇ જાતના પ્રલોભન વગર મનુષ્યો આવા સાત્વિક કાર્યમાં પ્રવૃત્ત થતા નથી એટલે ત્રીજા ધોરણથી છઠ્ઠા સુધી પાસ થનારને મેં જુદી જુદી પદવીઓ આપવાની સૂચના કરી છે. છેલ્લા બંધારણોમાં પાસ થનારને સારૂં સરખું ઇનામ આપવાની ગોઠવણ કરવી જોઇએ.

જૈન કોમ મોટે ભાગે વ્યાપાર કરનારી છે. કેટલાક લોકો અંગ્રેજી ભણવામાં આળસ કરે છે કે જેની થોડી ઘણી જરૂર વ્યવહારમાં પ્રાયઃ દરેકને પડે છે, એટલે આ કોર્સમાં એક એક ધોરણમાં એક એક પુસ્તક યોગ્યતા મુજબ રખાય તો સારું. જો કે આ ધાર્મિક કોર્સ છે પણ આમાં અંગ્રેજી રાખવાથી કેટલાક એકાંતવેદીયા ચૌદમી સદાના લોકોપણ ઇંગ્લીશથી પણ કાંઇક જાગૃત થશે.

દરેક ધોરણ (પુરુષ તથા સ્ત્રી બન્ને ધોરણોમાં) અથવા ત્રીજા ધોરણથી છઠ્ઠા સુધી ગુજરાતી–સંસ્કૃત–પ્રાકૃતમાં યોગ્યતા મુજબ બોલવા–લખવાની પ્રેકટીસ રખાય અથવા પરીક્ષાલય તરફથી તે માટે થોડોક નિયમ થાય તો ભણનારાઓનું જ્ઞાન બોલતું–લખતું થઇ શકે તે વિનાનું જ્ઞાન સમાજ, ધર્મ કે દેશને માટે જરાય કામ આવતું નથી.

જે પુસ્તકો ઉપલબ્ધ નથી કિંવા ૭ રૂપીયાથી વધુ કિંમતના છે તેવાં મેં આ પાઠ્યક્રમમાં રાખ્યાં નથી, કેમકે તેથી છાત્રોને હાડમારી ભોગવવી પડે છે.

સદર સંસ્થામાં પહેલાં પુરૂપ તથા સ્ત્રીઓ માટે પાંચ ધોરણ (કક્ષા) હતાં. બાલ વિભાગ માટે બે ધોરણ છે મેં અહીં પુરૂપ ધોરણનો જ પાઠ્યક્રમ લખ્યો છે. સ્ત્રી ધોરણ તથા બાળધોરણનો પાઠ્યક્રમ મેં અહીં લખ્યો નથી, કારણ કે તેમાં મારો ખાસ અનુભવ નથી, તેથી તે વિપયના ખાસ અભ્યાસીઓની મૌલિક સલાહ તથા મદદથી તેમાં પણ સમય–આવશ્યકતાને ધ્યાનમાં લઇ જરૂર ફેરફાર કરવો. હવે સ્ત્રીઓની પણ બુદ્ધિ તથા જીજ્ઞાસા પહેલાં કરતાં ઘણી વધી છે. સ્ત્રીધોરણમાં પાઠ્યક્રમ કે વાંચન માટે મંજૂર કરવા યોગ્ય થોડાક ગ્રંથો મારી જાણમાં છે તે અહીં લખું છું: ૧ સતી ચેલણા, ૨ રાણી સુલસા, ૩ સતી સુરસુંદરી ચરિત્ર, ૪ જૈનોનાં સ્ત્રીરત્નો, ૫ મહિલા મહોદય, ૬ સ્ત્રી આરોગ્ય દીપક, ૭ ધર્મોપદેશક, ૮ બ્રહ્મચર્ય દિગ્દર્શન ૯ સામયિકના પ્રયોગો ૧૦ જૈન ગરબાવળી (પં. ચંદુલાલવાળી) ૧૧ ભવકથાઓ ૧૨ વિજયધર્મસૂરિનાં વચન-કુસુમ. ૧૩ અર્પણ ૧૪ જૈન બાલગ્રંથાવળીનાં ઉપયોગી પુસ્તકો (ધીરજલાલ ટોકરશી શાહવાળા.) ૧૫ ગૃહશિક્ષા ૧૬ પાકશાસ્ત્ર ૧૭ સ્ટવનું શાસ્ત્ર ૧૮ તરંગવતી વિગેરે.

પુરૂષ ધોરણની જેમ સ્ત્રી ધોરણ માટે ત્રીજાથી ઠેઠ સુધી **प्रवेशिका, धर्मविशारदा, धर्मभूषणा** એવી અથવા બીજી સારી પદવીઓ રાખવી જોઇએ તથા પાંચને બદલે ૭ ધોરણની પરીક્ષા રાખવી.

છઠ્ઠા પુરૂષ ધોરણમાં દાર્શનિક (ન્યાય તથા આગમના) ગ્રંથોની પરીક્ષા એક દિવસ માટે મૌખિક લેવાનો નિયમ થાય તો તેમાં નક્કરતા વધુ આવશે. અર્થાત્ તે વિષય સંબંધી પાંચ મિનીટ કોઇ પરીક્ષક પ્રશ્ન કરે, તેનો ઉત્તર પણ તે જ વખતે મોઢેથી જ આપવો. પણ તેમ કરવાથી તેવા પરીક્ષકો પરીક્ષાના સ્થાનોમાં મોકલવા જોઇએ. આ કાર્ય ચાલુ સ્થિતિ જોતાં જૈન સંસ્થા માટે દુઃશક્ય છે, તેથી એમ પણ કહી શકાય કે છેલ્લા ધોરણની છેલ્લી પરીક્ષા મુંબઇ તથા અમુક જ સેંટરોમાં લેવાય. જો આમ થાય તો શક્ય અને લાભકારી છે.

જૈનધર્મનો પ્રચાર ગુજરાત ઉપરાંત મારવાડ, મેવાડ, માલવા, પંજાબ, દક્ષિણ વિદેશોમાં પણ છે. તે દેશોમાં પણ એજ્યુકેશન બોર્ડના સેંટરો ઉઘડતા જાય છે તથા ત્યાંના લોકો પરીક્ષામાં ઉત્સાહથી બેસવા લાગ્યા છે. તો સદર સંસ્થાનાં કાર્યો, નિયમાવાળીઓ તથા પ્રશ્નપેપર હિન્દી ભાષામાં છપાવવામાં આવે તો તે દેશોના લોકોને વધુ ઉપયોગી થઇ પડે એમ મને લાગે છે.

ઘણીવાર આગળ ભણી ગએલા વિદ્યાર્થીઓ તથા માસ્તરો ઇનામ લેવાની લોભવૃત્તિથી સદર સંસ્થાની પહેલાં બીજાં વિગેરે નાના ધોરણોની પરીક્ષામાં બેસી વધુ માર્કસ મેળવી પાસ થાય છે અને ઇનામ મેળવી લે છે; તેથી બીજા લોકોને લાભ મળતો નથી તેમ

સંસ્થાનો ઉદ્દેશ સરતો નથી તો દરેક ધોરણની યોગ્યતા મુજબ પરીક્ષા આપનારની ઉંમર નક્કી કરવામાં આવે તો સારૂં થાય.

આ લેખમાં સૂચનાઓ કરી છે તે કેટલીક એજ્યુકેશન બોર્ડને, કેટલીક સમાજને, કેટલીક વિદ્યાર્થીઓને લક્ષમાં રાખી તેમના માટે લખી છે. દરેકે પોતાની બુદ્ધિ પ્રમાણે ગ્રહણ કરવી.

આ પાઠ્યક્રમ વર્તમાનકાળ, સમાજ, તેની જીજ્ઞાસા, શક્તિ, સંસ્કૃતિ અને ધીરતાને અનુસરીને લખી છે. સમય ફરતાં બધું ફેરવવું પડે છે. શ્વે. એજ્યુકેશનબોર્ડના સંચાલકો ઉપરાંત જૈનના શિક્ષાલયો વિદ્યાલયો, મંડળો, ગુરૂકુળો અને સ્થાનકવાસી પરીક્ષાલયોના સંચાલકો પણ આ કોર્સ તરફ સાવધાન દૃષ્ટિ રાખી પોતાને યોગ્ય લાગે તે ગ્રહણ કરે એમ ઇચ્છી આ લેખને અહીં સમાપ્ત કરૂં છું.



# શ્રી હિમાંશુવિજયજીનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | મહાકવિ શોભન અને તેમની કૃતિ | (ગુજરાતી) | ૦—૩—૦ |
| ૨ | ધર્મવિયોગમાલા | (સંસ્કૃત) | ૦—૨—૦ |
| ૩ | પ્રમાણ નયતત્ત્વાલોક (સમ્પાદિત) | ,, | ૦—૧૪—૦ |
| ૪ | જયન્ત પ્રબંધ ,, | ,, | ૦—૩—૦ |
| ૫ | જૈની સપ્ત પદાર્થી ,, | ,, | ૦—૫—૦ |
| ૬ | શ્રી પર્વ કથા સંગ્રહ ,, | ,, | ૦—૬—૦ |
| ૭ | શ્રી બારવ્રત કથા ,, | ,, | ૦—૬—૦ |
| ૮ | પ્રમાણનયતત્ત્વાલોક પ્રસ્તાવના | ,, | ૦—૩—૦ |
| ૯ | શ્રી હિમાંશુવિજયજીના લેખો | મિશ્રિત | ૨—૦—૦ |

લખો—

## શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા

છોટા સરાફા, ઉજ્જૈન (માલવા)